ॐ

नमो ब्रह्मणे

उदासीनं सुखासीनमुपासीनं रमा रमम् ।
औदास्य प्रथमाचार्यं कुमारं वैधसं भजे ॥

# उदासीनमुनि परिचय

વેદદર્શનાચાર્યમંડલેશ્વરસ્વામીશ્રી૧૦૮ગંગેશ્વરાનંદજીમહારાજ
નિર્મિતશ્રીઆત્મમુનિચરિતામૃતનોસાર


લેખિકા :
**પદ્માવતી દેસાઇ**
ટાગોર સોસાયટી—અમદાવાદ





પ્રકાશક :
[૧] ગજરાબ્હેન હીરાલાલ બેન્કર
ખાનપુર-અમદાવાદ.
[૨] કમલાબ્હેન ભીખાભાઇ પટેલ
ન્યુ બ્રહ્મક્ષત્રિય સોસાયટી-અમદાવાદ.

સંવત ૧૯૯૫ — સને ૧૯૩૯
પ્રથમાવૃત્તિ — પ્રત—૧૦૦૦

વિના મૂલ્યે.

ॐ

नमो ब्रह्मणे

उदासीनं सुखासीनमुपासीनं रमा रमम् ।
औदास्य प्रथमाचार्यं कुमारं वेधसं भजे ॥

# उदासीनमुनि परिचय

વેદદર્શનાચાર્યમંડલેશ્વરસ્વામીશ્રી૧૦૮ગંગેશ્વરાનંદજીમહારાજ
નિર્મિતશ્રૌતમુનિચરિતામૃતનોસાર


લેખિકા:

**પદ્માવતી દેસાઇ**

ન્યુ ટાગક સોસાયટી—**અમદાવાદ.**





પ્રકાશક:

[૧] **ગજરાબ્હેન હીરાલાલ બેન્કર**
ખાનપુર—**અમદાવાદ.**

[૨] **કમલાબ્હેન ભીખાભાઇ પટેલ**
ન્યુ બ્રહ્મક્ષત્રિય સોસાયટી—**અમદાવાદ.**



સંવત ૧૯૯૫ સને ૧૯૩૯

પ્રથમાવૃત્તિ—પ્રત—૧૦૦૦

વિના મૂલ્યે.



जगद्गुरु योगिराज श्री १०८
**आचार्यश्री चन्द्रजी महाराज**

# ભૂમિકા

ૐ

ઉદાસીનવર્ય વેદદર્શનાચાર્ય સ્વામી શ્રી ગંગેશ્વરાનન્દજીએ ઉદાસીન સમ્પ્રદાય પર પ્રકાશ પાથરતો **श्रौतमुनिचरितामृत** નામનો એક ધાર્મિક–ઐતિહાસિક ગ્રન્થ ઘણા પરિશ્રમથી પૂર્ણ સંશોધન કરીને હિન્દી ભાષામાં સં. ૧૯૮૯ માં બહાર પડયો છે.

ગુજરાતમાં મહારાજશ્રીનું વખતો વખત પધારવું થતું હોવાથી અહીં એમના ઘણા અનુયાયી છે. મૂળ ગ્રન્થ ગુજરાતના પાટનગર અમદાવાદમાંજ છપાયો છે. પણ એ હિન્દીમાં હોવાથી એનો જોઇએ એટલો પ્રચાર થયો નથી. આથી ગુજરાતી ભાષામાં આ પુસ્તક તૈયાર થાય એવી ઘણા ભાઈ, બ્હેનોની માંગણી હતી.

મૂળ પુસ્તકમાં ચરિતભાગ ઉપરાંત ધર્મનીતિનો પણ તે તે સ્થળે લંબાણથી ઉપદેશ આપવામાં આવ્યો છે. આખું પુસ્તક ગુજરાતીમાં ઉતારાયતો ઘણું મ્હોટું બને અને એટલો એનો ઉપયોગ થાય નહિં. તેથી ઐતિહાસીક ચરિત વિભાગ ઉપરાંત આવશ્યક ધર્મચર્ચા લઇ બને એટલું સંક્ષિપ્ત કરવું એવી મહારાજશ્રીની ઇચ્છા થઈ અને એ પ્રમાણે કરાવવાની એ તૈયારીમાં હતા ત્યાં મ્હારે હાથે આ લખાવાનો પ્રસંગ નીચેના સંયોગોમાં આવ્યો;

વિ. સં. ૧૯૯૧ માં નડિયાદમાં ઉદાસીનવર્ય વેદાન્તાચાર્ય સ્વામીશ્રી અસંગાનન્દજી ચાતુર્માસ માટે પધાર્યા હતા. એ વખતે મ્હારા સ્વ. બન્ધુ નરહરિલાલ ચીમનલાલ લાખીયાનું કુટુમ્બ નડિયાદ હતુ એટલે એ દિવસોમાં મ્હારૂં પણ ત્યાં જવાનું થયુ. ચિત્તશાન્તિનો ઉપાય શોધતાં પૂ. સ્વામિજીના સમાગમનો લાભ મળ્યો. સત્સંગ બહુ અલ્પ સમયનો હતો પણ ફળ મ્હોટું આવ્યું. એમણે એમના

ગુરૂશ્રીનું પુસ્તક મ્હને વાંચવા આપ્યું. મ્હેં એનું ગુજરાતી કર્યું. એ જોઈ એ ઉપરથી એમને આ પુસ્તક મ્હારી પાસે લખાવવાનો વિચાર થયો. તે વખતે પૂ. સ્વામીશ્રી ગંગેશ્વરાનન્દજીનો મુકામ અમદાવાદ માં હતો. એમણે એમને એ વાત કરી અને મ્હને આ કામ સોંપવામાં આવ્યું

આ પહેલાં ઉદાસીન સમ્પ્રદાય સમ્બન્ધી મ્હને કંઇ જ્ઞાન નહતું. આખો ગ્રન્થ હું સાદ્યન્ત જોઇ ગઇ. એમાં મતભેદને સ્થાન હોવા છતાં ધાર્મિક ઇતિહાસની સંશોધનની દૃષ્ટિથી મ્હને પુસ્તક બહુ ઉપયોગી જણાયું.

અને મ્હેં કેવળ ભાષાન્તર ન કરતાં ભાવાનુવાદ કરવા માંડયો. ઉદાસીન શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે કરવામાં આવે છે:—
**उत्+आसीन=उदासीन. उत्=ब्रह्म, आसीन=संस्थ.** અર્થાત્ ઉદાસીન એટલે બ્રહ્મસંસ્થ.

અસલ ગ્રન્થ જોતાં ઉદાસીન ગ્રન્થ ઘણો પ્રાચીન માલમ પડે છે. મહામુનિ સનત્કુમારને એ ધર્મના આદિ પ્રવર્તક માનવામાં આવ્યા છે. એનો આધાર મૂળ ઋગવેદમાં મળી આવે છે. 'શ્રૌતમુનિચરિતામૃત'માં ઋગ્વેદમાંથી ૧૮ મંત્રો ટાંકી એ ઉપર ચન્દ્રભાષ્યાનુસાર વિસ્તૃત વર્ણન આપવામાં આવ્યું છે. (પ્રવાહ.૨ તરંગ. ૪. અને **ऋग्वेद मं** ૭ સૂ. ૧૮. મંત્ર ૨૨, ૨૪, ૨૫; સૂ. ૩૨. મંત્ર ૧૦; મં. ૫. સૂ. ૫૩. મં. ૨; મં. ૭. સૂ. ૧૮, મં. ૫; સૂ. ૨૮. મં. ૯; મં. ૩. સૂ. ૫૩. મં. ૧૧; મં. ૯; મં. ૭, સૂ. ૮૩, મં. ૮; મં. ૧; મં. ૧, સૂ. ૧૧૨, મં. ૧૯; મં. ૭ સૂ. ૮૩, મં.૭, ૪, ૬; મં. ૧, સૂ. ૪૭, મં. ૬; સૂ. ૬૩, મં. ૧૭; મં. ૭, સૂ. ૧૮, મં. ૨૩.)

એમાં જે **सुदास** શબ્દ મળી આવે છે તે **उदास**નો પર્યાય છે. **उत्+आस=उदास. सु+उत्+आस=सूदास** જેનું પછી હ્રસ્વ થઇને **सुदास** થયું હોય એમ લાગે છે. આવા ફેરફારો ઘણા શબ્દોમાં

પાછળથી થયા છે; જેમકે **दशरथ**નું **दाशरथ** દીર્ઘ થયું અને **ईदृश** નું **इदृश** હ્રસ્વ થયું છે તેમ.

વેદ ઉપરાંત પુરાણો, ગીતા, ભાગવત અને રામાયણમાંથી પણ ઉદાસીનની મહત્તાના પ્રમાણો અસલ ગ્રંથમાં આપવામાં આવ્યા છે.

મહાત્મા શ્રી સનતકુમારથી માંડી જગદ્દગુરુ શ્રીચન્દ્ર મહરાજ સુધી લગભગ ૧૬૫ મુનિઓની નામાવલિ આ સાથે આપવામાં આવી છે. પરંતુ વિગતતો ફકત ૨૧ મુનિઓનીજ મળી આવી છે. મૂળમાં એ સવિસ્તાર છે. આમાં સનતકમાર અને નારદજીનું વૃત્તાન્ત જરી વિસ્તારથી આપ્યું છે અને છેલ્લુ આચાર્યશ્રી શ્રી-ચન્દ્રમહારાજનું જીવનચરિત્ર પૂરેપૂરી વિગતથી વર્ણવવામાં આવ્યું છે.

આજે જે ઉદાસીન સંમ્પ્રદાય હસ્તી ધરાવે છે, તેના મૂળ આચાર્ય શ્રીચન્દ્રજી મનાય છે. સામ્પ્રદાયિક મતે શ્રીચન્દ્રજી સાક્ષાત્ સદાશિવનો અવતાર મનાય છે. અને એમના ચાર શિષ્યો અલિ-મત્તજી બાલહાસજી, ગોવિન્દદેવજી અને પુષ્પદેવજી મહાત્મા સનકા-દિકના અવતાર ગણાય છે.

આ ચરિત્ર ગ્રન્થની વિશિષ્ટતા એ છે કે આમાંના મુનિ ચરિતો ઐતિહાસિક પદ્ધતિથી લખાયલા છે. ધર્મ હિન્દુસ્તાનનો પ્રાણ છે. વ્યકિત અને સમષ્ટિનું જીવન ધર્મને લક્ષ્ય રાખીને ઘડવામાં આવે છે. રાજનીતિનો પણ ધર્મમાં સમાવેશ થાય છે એટલે અહીંની રાજનીતિ સાથે ધર્મશાસ્ત્રનો અને સન્તોનો ગાઢો સંબંધ છે; આમાં કેવળ ચરિત્ર વર્ણન નથી, કેવળ ધર્મોપદેશ નથી, કેવળ ઇતિહાસ નથી પણ શ્રી સનત્ કુમારથી આરંભી આચાર્ય શ્રીચન્દ્રજી સુધી મુનિઓના વખતની રાષ્ટ્રીય પરિસ્થિતિ, તે વખતના રાજાઓ, મુનિઓએ રાષ્ટ્રઘડતરમાં આપેલો હિસ્સો વગેરે હકીકત એવી રીતે ગુંથવામાં આવી છે કે અંદરનો ચરિત ભાગ એક નવલકથાના પાત્રો જેવો સરસ અને સુવાચ્ય લાગશે

સાથે શાસ્ત્ર અને ઇતિહાસના પ્રમાણોથી પ્રમાણિત બન્યો છે; એથી મહાત્માઓની મહત્તા સહજે સહજે મનમાં ઠસી જાય છે.

અત્યાર સુધીના ઇતિહાસકારો કેવળ રાજકીય ઉથલપાથલોનાં વર્ણનો આપી, તદ્દેશીય અને તત્કાલીય ધાર્મિક સામાજીક પરિસ્થિતિનો આછો પાતળો ખ્યાલ આપે છે પણ તે તે પરિસ્થિતિમાં હિન્દુ સંત મહાત્માઓએ કરેલી સેવાઓનો નામ નિર્દેશ પણ કરતા નથી.

આ માટે ઇતિહાસકારોનું હિન્દુધર્મનું અજ્ઞાન, શાસ્ત્રોને પાશ્ચાત્ય ઢબે અવલોકવાની રીત અને અંગ્રેજોનું આંધળું અનુકરણ જવાબદાર છે; સાથે સાથે એમ પણ લાગેછે કે પરજીવનની વાતો કરનારા આપણે આ જીવનની હકીકત તરફ બહુ બેદરકાર રહ્યાં છીએ. ઇતિહાસની આવશ્યકતા આપણે પીછાણી નથી. આથી સાચી હકીકતો મેળવવામાં અને એની સંકલના ગોઠવવામાં બહુ મહેનત પડે છે.

પૂ. સ્વામીશ્રીએ ખૂબ જહેમત ઉઠાવી એ ખોટ પુરી પાડી જનતા પર મહાન ઉપકાર કર્યો છે.

હિન્દુધર્મમાં પંચદેવોપાસના પ્રસિદ્ધ છે. શિવ, વિષ્ણુ, ગણપતિ, શકિત ને સૂર્ય; દરેક સમ્પ્રદાયવાળા આ પાંચે દેવને પૂજે છે પરન્તુ સામ્પ્રદાયિક ધોરણે એમાંથી એકને ઇષ્ટદેવ માને છે; જેમ કે શૈવો સદાશિવને, વૈષ્ણવો વિષ્ણુને વગેરે.

વિષ્ણુમાં સૂર્યનો અને શકિતનો ને ગણપતિનો શિવપુજામાં સમાવેશ થઈ જતે દિવસે હિન્દુધર્મમાં આ બે સમ્પ્રદાય મુખ્ય થઇ પડયા છે.

ઉદાસીન આ પાંચેને સમભાવથી પુજે છે અને જે સમયે સામ્પ્રદાયિક મતમતાંતરોને લીધે રાષ્ટ્રને ખમવાનો વખત આવ્યો ત્યારે ઉદાસીનોએ આ સમભાવનાનો ઉપદેશ કરી દેશને ઘણો ફાયદો કર્યો છે.

આ સમભાવને લીધે ઉદાસીન એટલે સમતા અથવા તટસ્થતા એવો અર્થ પણ કરવામાં આવે છે.

ઉદાસીન સમ્પ્રદાયમાં જ્ઞાન ભક્તિ અને કર્મની પવિત્ર ત્રિવેણીનો સંગમ થાય છે. ચતુર્થાશ્રમી મુનિઓએ જ્ઞાન, ભક્તિ, તપ, યોગ વગેરેથી આત્મસાક્ષાત્કાર કરી દિવ્યાનંદની મોજ લુંટી છે પણ તપથી પ્રભાન્વિત બનેલા દીર્ઘઆયુને, યોગથી પ્રાપ્ત થયેલી સિદ્ધિઓને ભક્તિ સમસ્ત બનેલા હૃદયને અને જ્ઞાનથી સુતીક્ષ્ણ બનેલી દિવ્ય મેધાને એમણે કેવળ આત્મોન્નતિ પૂરતી સાચવી રાખી નથી પણ વિશ્વના કલ્યાણમાં એનો ઉપયોગ કર્યો છે. એમને ત્યાગ જેટલીજ કર્મની સેવાની આવશ્યકતા સ્વીકારી છે. જેથી સાધુ સંગઠન કરી તે દ્વારા ધર્મપ્રચાર અને જન સેવા કરવાનો હરહંમેશ પ્રયત્ન કર્યો છે.

બધા ઉદાસીન સંપ્રદાયનો લાભ લેતા થયા એ રીતે કાળક્રમે એના ત્રણ વિભાગ થાય છે; (૧) મુનિ (૨) ઋષિ (૩) અને સેવક: મુનિઓ ચતુર્થાશ્રમીઓજ હોય છે. સનકાદિકો આ પ્રથમ કોટિમાં ગણાય ઋષિ અને સેવક બીજા ત્રણ આશ્રમમાંના હોઈ શકે; તેમાં ઉચી કોટિના હોય તે ઋષિ અને સામાન્ય કોટિના હોય તે સેવક કહેવાય છે.

દરેક ધાર્મિક પુસ્તકોમાં બને છે તે પ્રમાણે આમાં પણ શાસ્ત્ર અને ઇતિહાસના પ્રમાણોમાં શ્રદ્ધાનું દર્શન આપણને થાય છે. પરન્તુ સંશોધન માટેના પરિશ્રમમાં એ ઢંકાઇ જાય છે.

આપણા વિદ્વાન આચાર્યો અને સંત મહાત્માઓ ભલે પોત પોતાના સંમ્પ્રદાયની વસ્તુ પણ સંશોધન કરી જનતા સમક્ષ મુકે તો એમાંથી તટસ્થ અભ્યાસી ને ઘણું જાણવાનું મળે. દિન પર દિન નાસ્તિકતા તરફ ઢળતા જતા માનવ સમાજને માટે અત્યારે આ યુગમાં આવા ધાર્મિક—ઐતિહાસીક સાહિત્યની ઘણી જરૂર છે,

છેવટે આ સેવાનો લાભ મ્હને આપ્યા બદલ પૂર્ણ અનુનય પૂર્વક પૂજ્ય સ્વામીશ્રીનો આભાર માનુ છું અને અનુવાદમાં કંઇ ક્ષતિ રહી ગઇ હોય તો તે બદલ સર્વની ક્ષમા યાચુ છું.

૩૭. ન્યુ. ટોળક સોસાયટી
અમદાવાદ
તા. ૧૮-૯-૩૯

પદ્માવતી દેસાઇ.





परम पूज्य ब्रह्मनिष्ठ वेद दर्शनाचार्य श्री १०८

**महामण्डलेश्वर श्री स्वामि गंगेश्वरानन्दजी महाराज**

# નિવેદન

મનુષ્યત્વ, મુમુક્ષત્વ, અને મહાપુરૂષનો સંશ્રય એ ત્રણે દુર્લભ છે તેમજ ઇશ્વરની કૃપાથી મળે છે. ઘણા પુણ્યના ફુલરૂપે મનુષ્યત્વ પ્રાપ્ત થાય છે; અને તેમાં પણ મહાપુરૂષનો સમાગમ તે મહદ્ પુણ્યનુંજ પરીણામ છે, અને મહાપુરૂષોના સંસર્ગથીજ મુમુક્ષત્વ પ્રાપ્ત થાય છે. આપણને માનવતનું તો મળ્યું છે પરંતુ મહાપુરૂષ સંશ્રય તો અખંડ સદોદિત રહેતો નથી. મહાપુરૂષનો સંગ એટલે મહાપુરૂષનો શારિરિક જડ સંબંધ નહીં પરંતુ તેમનો ચારિત્ર સાથેનો સંબંધ તેમજ તેમના અનુભવ જ્ઞાનનો પરિચય. અને તેવી જાતનો સંગ તે માત્ર તેમના સાંન્નિધ્યમાં સેવાથી ઉત્તમ પ્રકારે મળી શકે છે, પરંતુ તે કોઇ વિરલાનેજ. જનતાને કલ્યાણ માટે તો એવો સંબંધ માત્ર સંતના ચારિત્ર વર્ણવતા પુસ્તકો મારફતેજ મળી શકે છે. હિંદુસ્તાનમાં આધુનિક, ધાર્મિક, હાસની સ્થિતિ જોતાં પ્રસ્તુત પુસ્તકમાં ચર્ચેલા મુનિઓના ચારિત્રોનો ઇત્તિહાસ જરૂર ઉપકારક અને આવકારદાયક છે. પૂજ્ય સ્વામી શ્રી મંડલેશ્વર સદ્‌ગુરૂશ્રી ૧૦૮ શ્રી ગંગેશ્વરાનંદજી સ્વામિ મહારાજે શ્રી શ્રૌતમુનિ ચરિત્રામૃત નામક ગ્રંથ પ્રસાદી આપી હિન્દુ જનતા ઉપર અનહદ ઉપકાર કર્યો છે.

પ્રસ્તુત પુસ્તક સાહિત્યની દ્રષ્ટિએ સાહિત્યમાં પણ અનુપમ લાભકારક જરૂર થશે. સદર પુસ્તકમાંનાં ચારિત્રોનો ભાવાનુવાદ સદ્‌ગુરૂ ચરણાનુરાગી ગં. સ્વ. પદ્‌માબ્હેને જે શ્રમ ઉઠાવી જે સાહિત્ય સેવા તથા જનસેવા તેમણે કરી છે તેને માટે તેમનો પણ અંતઃકરણપૂર્વક ઉપકાર માનવામાં આવે છે. તેમજ કમળાબ્હેન તથા ગજરાબ્હેને

પ્રસ્તુત પુસ્તકના પ્રકાશનમાં જે ઉત્સાહભરી મદદ કરી છે, તે માટે તેમનો અત્રે ઉપકાર માનવામાં આવે છે. સદરહુ પુસ્તકની પ્રુફ સાદ્યંત તપાસવા વિગેરે જે મુમુક્ષુ ભાઇઓએ શ્રમ લીધો છે તેમને ગુરૂસેવાનું યથાયોગ્ય ફળ મળશે.

પ્રસ્તુત પુસ્તક છાપવામાં જે કાંઈ અશુદ્ધિ હોય તે કૃપા કરી શુદ્ધિપત્ર જોઇ સુધારી વાંચવા વિનંતી છે.

ટુંકમાં તાત્ત્વિક, ઐતિહાસિક તથા સાહિત્ય દ્રષ્ટિએ આ અનુપમ, લાભદાયક, અને ઉપકારક ગ્રન્થ જનતા સમક્ષ આજ રજુ કરતાં અતિ આનંદ થાય છે. મુમુક્ષુ જનો તેનો ઉત્તમ લાભ ઉઠાવી પોતાના જીવનને કૃતાર્થ કરશે એવી શુભવાંછના સહ વિરમુ છું.

આશ્વિન કૃષ્ણપ્રતિપદ<br>
વાર શુક્ર<br>
તા. ૩–૧૧–૩૯

લી.<br>
શ્રી સદ્ગુરૂચરણકમલાનુરાગી<br>
**આનંદશંકર સદાશંકર દવે.**





परम पूज्य दर्शनरत्न मण्डलेश्वर

**स्वामि सर्वानन्दजी**

૨૧૯૯૮

# અનુક્રમણિકા.

# શુદ્ધિપત્રક

| અશુદ્ધ | શુદ્ધ | પાનું | પંક્તિ |
|---|---|---|---|
| વિજયને | વિજયને | ૪ | ૧૯ |
| માનવામાં | માનવીમાં | ૬ | ૧ |
| ધટવાળને | ધટમાળને | ૬ | ૫ |
| મહતતત્વ | મહત્તતત્વ | ૭ | ૨૪ |
| પૃથિવી | પૃથ્વી | ,, | ,, |
| બરાબરૂ | બરાબર | ૮ | ૨૨ |
| ઓાંળખવાની | ઓાળખવાની | ૯ | ૨૧ |
| સ્વદપ | સ્વપદ | ૯ | ૨૫ |
| અનુકુરણુમાંજ | અનુકરણુ | ૧૧ | ૩ |
| યયો | ગયો | ૧૩ | ૧૩ |
| વિરોધે | વિરોધો | ૧૪ | ૧૦ |
| સામનોં | સામનો | ,, | ,, |
| રૂવી | રૂચી | ,, | ૧૧ |
| ડતી | પડતી | ૧૬ | ૪ |
| સનન | સનત્ | ૨૨ | ૧૮ |
| દેવવદ | દેવપદે | ૨૩ | ૨૪ |
| સંભ્ય | સંજય | ૨૫ | ૧૫ |
| લક્ષમી | લક્ષ્મી | ૨૫ | ૧૬ |
| નારજીને | નારદજીને | ૨૬ | ૧ |
| [illegible]જ્યની | સંજયની | ,, | ૪ |
| [illegible]ંજ્યને | સંજયને | ,, | ૯ |
| સાક્ષાતકાર | સાક્ષાત્કાર | ,, | ૧૨ |
| સજયના | સંજયના | ,, | ૪ |
| ડુકચ | ડુંકમાં | ૩૨ | ૮ |
| સંસામાં | સંસારમાં | ૩૩ | ૧ |

| | | | |
|---|---|---|---|
| આવશ્યતા | આવશ્યકતા | ૩૩ | ૩ |
| દેવર્ષિન | દેવર્ષિને | ૩૫ | ૧૫ |
| અદ્વિતીમ | અદ્વિતિય | ,, | ૧૭ |
| નિષ્ટાવી | નિષ્ઠાથી | ૩૬ | ૯ |
| નિદોપ | નિર્દોષ | ,, | ૧૭ |
| કલાવુકત | કલાયુક્ત | ૪૧ | ૨ |
| મેળવા | મેળવવા | ,, | ૫ |
| ઝાહેર | જાહેર | ,, | ૬ |
| સહિતામાં | સંહિતામાં | ,, | ૭ |
| હતો | હતો | ૪૩ | ૫ |
| ખાગ | ભાગ | ,, | ૭ |
| મહાભાર | મહાભારત | ૪૬ | ૧ |
| જય | જય | ૮૭ | ૧ |
| નાવિક | નાપિત | ૫૬ | ૨૦ |
| જાગવાથા | જાગવાથી | ૬૦ | ૪ |
| **કય** | **કય** | ૭૨ | ૧૩ |
| બાપ્યા | બાપ્પા | ૭૪ | (૩,૪,૧૯,૨૧) |
| ,, | ,, | ૭૫ | (૩,૪) |
| એના | એની | ૭૭ | ૨૦ |
| ઘણુા | ઘણા | ૭૯ | ૮ |
| માંટે | માટે | ,, | ૧૬ |
| | | ૮૨ | |
| ઇચ્છાથા | ઇચ્છાથી | ૮૬ | ૮ |
| નરદીને | નૂરદીને | ૮૭ | ૩ |
| સામાન્ય | સામાન્ય | ૯૪ | ૧૭ |
| ભાતિક | ભૌતિક | ૧૦૮ | ૧૭ |
| ચમત્કારના | ચમત્કારની | ૧૧૮ | |

| | | | |
|---|---|---|---|
| સવત્ર | સર્વત્ર | ૧૧૮ | ૨૧ |
| દૂરથા | દૂરથી | ૧૧૮ | ૨૫ |
| પુત્રા | પુત્રો | ૧૨૯ | ૧૦ |
| સતાવાશ | સતાવીશ | ૧૩૦ | ૧૦ |
| કલમદાસ | કમલદાસ | ૧૩૧ | ૧૬ |
| તરવાથી | તરવારથી | ૧૩૪ | ૧૮ |
| ઇશ્વરના | ઇશ્વરની | ૧૫૨ | ૧૭ |
| દયાથા | દયાથી | ,, | ,, |
| ઉપરથા | ઉપરથી | ૧૪૫ | ૫ |
| પૂવજ | પૂર્વજ | ૧૪૭ | ૧૧ |
| કાસ્મર | કાસ્મીર | ,, | ૨૪ |
| વિયારક | વિચારક | ૧૪૮ | ૨૩ |
| ભયથા | ભયથી | ૧૫૫ | ૫ |
| આવા | આવી | ૧૫૭ | ૧૩ |
| સવવ્યાપક | સર્વવ્યાપક | ૧૬૬ | ૨૧ |
| નાનપણુથીજ | નાનપણુથી | ૧૬૯ | ૧૬ |
| વાયુથા | વાયુથી | ૧૭૩ | ૮ |





उदासीनं सुखासीनं मुपासीनं रमा रमम् ।
औदास्य प्रथमाचार्यं कुमारं वैधसम् भजे ॥

# શ્રૌતમુનિ ચરિતામૃત

## [ભાવાનુવાદ]

[૧]

## મહામુનિ–શ્રી સનત્ કુમાર

**'एकोऽहम् बहुस्याम् प्रजायेय'**

એ સંકલ્પથી નારાયણે બ્રહ્માદ્વારા સૃષ્ટિ ઉત્પન્ન કરી. પ્રથમ બ્રહ્માજીએ તમ, મોહ, મહામોહ, તામિસ્ત્ર, અંધતામિસ્ત્ર એ અવિદ્યા વૃત્તિઓની સૃષ્ટિ રચી પણ એથી એમને સંતોષ થયો નહિ એટલે એમણે ભગવાનનું ચિંતન કર્યું, ચીરકાળ સમાધિસ્થ રહ્યા. ઉત્થાન સમયે મનોવૃત્તિ શુદ્ધ સાત્વિક હતી. આ દશામાં સાત્વિક સંકલ્પથી એમણે ચાર પુત્રો ઉત્પન્ન કર્યા હતા. એમના નામ સનક, સનન્દ, સનાતન અને સનત્ કુમાર રાખવામાં આવ્યા હતા.

'સનક' અને 'સનન્દ' એ બે ભાઈઓના નામનો અર્થ આનન્દ થાય છે, 'સનાતન'નો અર્થ પરિપૂર્ણ ત્રિકાલાબાધ્ય પર-

માત્મા થાય છે અને 'સનત્' શબ્દ નિત્ય અથવા સત્ય વાચક છે તેથી બ્રહ્માજી તરફથી ઘણી વખત એમને માટે સનત્ ને બદલે સત્ય શબ્દનો પ્રયોગ કરવામાં આવતો હતો. *

આ ચારે બાળકો કુમાર ઉપનામથી ઓળખાય છે. કુમાર શબ્દ બ્રહ્મચારી અથવા ન્હાના પાંચ વર્ષના બાળકો માટે વપરાય છે. આ કુમારો બાળકો સમા સદાયે શોભતા હતા.

બાળકો બધાયે હોંશિયાર હતા તેમાં સનત્કુમાર વધારે હોંશિયાર હતા. પિતાને અનેક કુતુહલ ભર્યા પ્રશ્નો પુછી પુછીને મુઝવતા; પિતા પણ એમને સારી સારી વાતો કરતા. એક દિવસ પોતાની જ હકીકત કહેલી તેમાં નારાયણના નાભિકમળમાંથી એમની ઉત્પત્તિ જાણી નાભિમાંથી જન્મ આપનાર દાદાજીના દર્શન કરવાની કુમારોને ઇચ્છા થઈ. પિતાજીની રજા લઈ સાહસિક કુમારો વૈકુણ્ઠ ધામમાં પહોંચ્યા પણ ધામમાં પહોંચે દાદાજીના દર્શન થાય એમ ન હતું. એતો રહેતા હતા મ્હોટા મહેલમાં. મહેલને સાત સાત તો દેવડીઓ હતી. દરેક દેવડીએ પહેરેગીરો બેસે. એમને પુછીને જવાનું પણ આ તો નારાયણના પૌત્રો હતા; એ રજા શાની લ્યે ? પહોંચ્યા ઠેઠ; છ દેવડી સુધી તો કોઇએ રોકયા નહિ પણ સાતમી દેવડીએ જે પહેરેગીરો હતા તે જબરા હતા. કારણુ એ નારાયણની નીકટ ખરા કેની ! એ બે હતા જય અને વિજય; નારાયણ જેવાજ સ્વરૂપવાન ! એમણે કુમારોને રોકયા. પ્રતાપી કુમારોથી દ્વારપાળોની આ ઉદ્ધતાઈ સહન ન થઈ. એમણે એમને બે પાંચ સંભળાવી દીધી.

---

* ઉદાસીન સંપ્રદાય આ ચાર ભાઇઓમાંથી ચોથા સનત્-કુમારને પોતાના આચાર્ય માને છે. એ મતના અનુયાયીઓ આજે પણ કોઇ કથન સ્વીકાર કરતી વખતે "સત્ય વચન" શબ્દ બોલે છે. એમાં અર્થ એ છે કે આપનું વચન અમારા આચાર્ય શ્રી સત્ય (સનત્ કુમાર) ના વચન જેવું આદરણીય છે.

"દ્વારપાળો, નારાયણની નીકટ વસવા છતાં એમની સમદૃષ્ટિ ત્હમારામાં ન આવી"

"હમે એ વાત સ્હમજતા નથી. સ્વામીનું રક્ષણ કરવું એ હમારી ફરજ છે." સેવકોનો સહજ ધર્મ દ્વારપાળોએ ઉચ્ચાર્યો.

"રક્ષણ વિરોધીઓથી કરવાનું હોય છે. હમે એમના વિરોધીઓ નથી, ભક્તો છીએ."

"ગમે તેમ હો, અન્દર જવા દેવામાં નહિ આવે."

દ્વારપાળોની આ રૂકાવટ એમને ન ગમી અને એમની એવી ભેદદૃષ્ટિનું ફળ ભોગવવા મૃત્યુલોકમાં જવાનો એમણે એમને શાપ આપ્યો,

આ શાપ સાંભળી જય વિજય અવાક બની ગયા અને કુમારોની સાથે નારાયણ પાસે ગયા.

નારાયણ પૌત્રોને જોઈ ખૂબ પ્રસન્ન થયા. એમનું સ્વાગત કર્યું અને કુશળક્ષેમ પુછ્યું.

કુમારો પણ પિતામહના દર્શનથી આનન્દ ગદગદિત થઈ ગયા. સમ વિષમ વૃત્તિના દ્વારપાળો સાથેના વાદવિવાદમાં પોતેજ વિષમ વૃત્તિને વશ થઈ દ્વારપાળોને શાપ આપી બેઠા હતા એ વિચારથી એમને પશ્ચાત્તાપ થયો અને બનેલો બનાવ નારાયણ આગળ નિવેદન કરી પોતે એમની ક્ષમા માંગી.

નારાયણે કહ્યું; "વત્સો! એમાં ત્હમારો દોષ નથી. મ્હારા દ્વારપાળોએ ત્હમને ઓળખ્યા નહિ અને ત્હમારૂં અપમાન કર્યું એટલે ત્હમે ગુસ્સે થયા એમાં ત્હમારો કંઈ અપરાધ નથી"

"પ્રભો! હમે અપરાધી છીએ અને ગમે તેવી કઠીન શિક્ષા સહન કરવાને તૈયાર છીએ પણ એટલી કૃપા યાચીએ છીએ કે હમે ગમે ત્યાં અને ગમે તે સ્થિતિમાં હોઇએ પણ ત્યાં હમારૂં ચિત્તરૂપી ભ્રમર પુષ્પરૂપ આપનામાં સદા સંલગ્ન રહે એમ કરશો. આપ સદાયે

હમારામાં, હમારી સમીપ હશો તો વિકટમાં વિકટ પંથ પણ હમને સરળ થઈ પડશે. આપ વિના હમને સ્વર્ગની કે મોક્ષની પણ ઈચ્છા નથી."

"બાળકો, સત્ય છે. તહમે બ્રહ્મવેત્તા છો. તહમારૂં અપમાન તે મ્હારૂં જ અપમાન છે. આ દ્વારપાળો મ્હારા સેવકો છે. સેવકો ભૂલ કરે છે તે સ્વામીની જ ગણાય છે. હું બ્રાહ્મણોને પુજુ છું અને ભક્તોનો દાસ થઈને રહું છું મ્હારા સેવકો પ્રમાદથી એમનું અપમાન કરે એ હું કેવી રીતે સાંખી શકું ? એમાં મ્હારી જ અપકીર્તિ રહેલી છે."

"જાઓ દ્વારપાળો" ભગવાને જય વિજયને કહ્યું, "તહમે આ શાપ ભોગવો ! હું જાણું છું કે તહમે તહમારૂં કર્તવ્ય બજાવતાં આ ભૂલ કરી છે પણ કર્તવ્ય જડબુદ્ધિથી બજાવવાનું નથી. એમાં વિવેક શક્તિ વાપરવાની છે. હું આ શાપ ફેરવી શકું એમ છું પણ ફેરવવા ઇચ્છતો નથી."

"પ...ણ...... પ્રભો..........."

"હું સહમજુ છું. કર્તવ્ય બજાવતાં તહમે પડો છો. સારામાંથી ખોટામાં. છેક ઉંચેથી નીચે પણ હરકત નહિ એમાં તહમારૂં સત્વર કલ્યાણ થશે. એ પતન તહમારી જલ્દી ઉન્નતિ કરશે. હવે તહમે દ્વારપાળો નહિ રહો. મદ્રુપ બનશો."

જય વિજયને પ્રગતિને પંથે વાળવામાં અનાયાસે નિમિત્ત બની પ્રભુની અકલ્પિત લીલાની કલ્પના કરતાં કુમારો પિતા પાસે પાછા આવ્યા.

આવો એક બીજો પ્રસંગ પણ કુમારોના સંબંધમાં બન્યો છે. ફરીથી કોઈ એક વખતે પાછી એમને નારાયણના દર્શનની ઇચ્છા થઈ એટલે ગયા. આ વખતે નારાયણ સભામાં બીરાજ્યા હતા. કુમારો ત્યાં પહોંચ્યા. સર્વ સભાએ ઉભા થઈ એમને માન

આપ્યું. કુમારો સભાના અધિષ્ટાતા નારાયણના પૌત્રો અને બ્રહ્માજીના વિદ્વાન પુત્રો હતા એટલે સર્વથા માનને યોગ્ય હતા. સર્વનો સત્કાર ઝીલતા ગૌરવાન્વિત બનેલા કુમારો નિર્દિષ્ટ આસને બેઠા. સનત કુમારની તીરછી નજર સહુમાંથી એક ખુણે સગર્વ બેઠેલી ત્રણ સુકુમાર વ્યકિતઓ ઉપર પડી. એ ત્રણ પિતૃદેવની કન્યાઓ હતી. સ્વધા એમની માતા થતી હતી. એમનાં નામ મેના, ધન્યા અને કલાવતી હતાં. રાજસંસદમાં બેસવાનો અધિકાર પામેલી આ કન્યાઓ પોતપોતાને માટે મગરૂર હતી. મગરૂરીથી વિનયભ્રષ્ટ થઈ હતી. માનનીય વ્યકિતઓને પણ માન આપવા એ તૈયાર ન હતી. આથી જ સર્વ સભાએ જેમને જોઇ ઉભા થઇ નતમસ્તક કર્યાં તેમને જોવા જાણવા છતાં એ બેદરકારીથી ઉન્નત મસ્તકે બેઠી રહી.

સનત કુમાર વસ્તુસ્થિતિનો પાર પામી ગયા. સ્ત્રીઓ જાણી દરેક સભાસદ એમની આ ઉધ્ધતાઇને સાંખી લેતા હતા, જતી કરતા હતા; એ બરાબર ન હતું એથી પરિણામે એમનુંજ અકલ્યાણ થતુ હતુ. એમનામાં ગર્વ અને ઉદ્ધતાઇ દઢ થતાં જતાં હતાં અને પરિણામે એમનું પતન હતું આવી સ્થિતિ લાંબો વખત ચલાવી ન લેવાય. પ્રતાપી સનત કુમાર ગરજી ઉઠયા,

"પિતૃ કન્યાઓ, સભ્ય સમાજમાં બેસવા છતાં ત્હમે અસભ્ય રહ્યાં છો. હમારે પોતાને માન અને અપમાન સરખું છે પણ ત્હમારૂં આ વર્તન આખરે ત્હમનેજ નુકશાન કારક છે. એનું ફળ ભોગવવા ત્હમારે મૃત્યુ લોકમાં જવુ પડશે."

કન્યાઓ આ અણધાર્યા ધડાકાથી ગભરાઈ ગઇ અને વિનંતિ કરવા લાગી. સનત કુમારને જણાયું કે આ બધી અકકડતા ઉપરનીજ છે, અન્દરથી તો પોલું છે. શાપ ન આપ્યો હોત તો ઠીક થાત પણ કંઇ નહિ. આ સભામાં બેસવા સુધી મેળવેલી સ્થિતિ નકામી નહિ જાય હવે સભામાં નહિ પણ નારાયણના અંકમાં, હૃદયમાં સ્થાન પામશે.

ઉચ્ચ ભૂમિકા પર પહોંચેલા માનવામાં કવચિત અધમ ઉર્મિ ઉછળી આવે છે એને લીધે એ છક્કડખાઈ પડે છે. પણ એ પતન-માંથી પુનઃ ઉછળી, હોય તેથી પણ, ઘણો આગળ વધી જાય છે અને સનતકુમારાદિ મહાત્માઓ કોઇ અદૃશ્ય સત્તા સમા કર્મની ઘટવાળને ફેરવનાર, આગળ વધારનાર નિમિત્ત કારણ બને છે

"ત્હમે સ્ત્રી રત્નો છો," ગભરાયલી મહિલાઓને સાન્ત્વન આપતા સનતકુમાર બોલ્યા, "ત્હમારામાં હૃદય છે. હૃદયના ગુણો તો ત્હમારામાં વિશેષ રૂપમાં હોવા જોઇએ. ત્હમારે પુરૂષોને એ ગુણો આપવાના છે. ત્હમે જ્યારે વિનયચ્યુત થશો ત્યારે હમે બધા વિનય શીખીશું કોની પાસેથી? જ્યાં પ્રેમ અને વિનય ત્હમારૂં જીવન બની રહે એવે સ્થાને જાઓ. મેના! તુ પાર્વતી બન, ધન્યા! ત્હારે સીતા બનવાનુ છે અને કલાવતી! તુ રાધા રૂપે પૃથ્વી પર અવતાર લે. ત્હમે સહુ પુરૂષોત્તમરૂપ ત્હમારા પતિના હૃદયને ત્હમારા વિનય અને પ્રેમથી જીતો અને તદ્રુપ બનો."

કન્યાઓને તો આ શાપ ન હતો પણ મીઠાં આશીર્વચન હતાં પરંતુ કુમારોએ એમનું કલ્યાણ જોવામાં પોતાનું થોડું અક-લ્યાણ કર્યું હતું. એમને પગથીઉં ચઢાવતાં પોતે એક પગથીઉં નીચે ઉતર્યા હતા. માનનીયને માન ન આપનારના ગર્વનું ખંડન કરવા માટે પણ સ્વત્વનું અભિમાન અને ક્રોધ ઉત્પન્ન કરવો પડે છે અને આ બન્ને પુણ્ય ક્ષય કરનારા છે સનત્ કુમારોએ એટલું સહી લીધું.

આ ચારેય કુમારોની સંસાર તરફ ઉદાસીન વૃત્તિ હતી. સંસારથી પર રહેલા કોઈ અદૃશ્ય તત્ત્વને જાણવા સમજવા માટે એમને ઘણી ઇચ્છા થતી. પિતાજીને એ વિષે એ વારંવાર પુછતા પરંતુ એમનાથી કશો ખુલાસો થતો નહિ. પુત્રોની વધતી જતી જીજ્ઞાસા અને વૈરાગ્ય વૃત્તિને પ્રવૃત્તિજ જેનો ધર્મ છે, સહજ સ્વભાવ છે એવા પિતા કેવી રીતે સંતોષ આપી શકે?

સાક્ષાત્ નારાયણ સિવાય આવી અભૂતપૂર્વ મૂર્તિઓની જીજ્ઞાસા કોઈ તૃપ્ત કરી શકશે નહિ અને કોઈ પણ રીતે બાલકોની જીજ્ઞાસા તૃપ્ત કરી એમનો વિકાસ સાધવો એ માતપિતાનો ધર્મ છે એમ માની બ્રહ્માજીએ શ્રીનારાયણને પોતાના ઉત્તમ અધિકારી પુત્રોના શિક્ષા અને દિક્ષા ગુરૂ બનવા માટે પ્રાર્થના કરી.

ભગવાન ભકતવત્સલ છે. જેમને જીવનમાં હંસ વૃત્તિથીજ રહેવાનું છે એવા કુમારોને જ્ઞાન આપવા બ્રહ્માજીની સ્તુતિથી નારાયણ (પરમ) હંસ સ્વરૂપે બ્રહ્માજીની સભામાં પધાર્યા. નારાયણનાં દર્શન થતાંજ બ્રહ્માજીને ઘણો આનન્દ થયો અને પૂજન અર્ચનાદિ દ્વારા એમનું સુન્દર સ્વાગત કર્યું.

"આપ કોણ છો ?" નવીન આગંતુકને, સાધારણ રીતે, પુછવાની હિમ્મત ન ચાલે એવો પ્રશ્ન ચકોર સનત્ કુમારે તરતજ પુછયો.

નારાયણ એમને જ્ઞાન આપવા આવ્યા હતા અને પ્રશ્નથી બાલકની હોશીયારી જણાઈ આવતી હતી એટલે જ્ઞાનની પરિભાષામાંજ નારાયણે વાર્તાલાપ લંબાવ્યો.

"બાલકો ! આ પ્રશ્ન ત્હમે આત્મા પરત્વે પુછો છો ને ?"
"જી, હા,"

"આત્મા તો મ્હારો, ત્હમારો ને સર્વનો એકજ છે એને વિશિષ્ટ જાતિ ગુણોથી શી રીતે ઓળખાવી શકું ?"

"નહિજી, આપ જે આ છો, દેખાઓછો તેને માટે હમે પુછીએ છીએ" શરીર તરફ આંગળી ચીંધી પૂછયું.

"આ દશ્યમાન પંચભૂતાત્મક શરીર વિષે? એ તો વાણીનો વિલાસ માત્ર છે. મહતત્વથી માંડીને પૃથિવીપર્યન્ત કોઇ પણ તત્વ અવિદ્યામાયાથી ભિન્ન નથી, અને માયા બ્રહ્મની પોતાની શક્તિ હોવાથી બ્રહ્મથી ભિન્ન નથી. એનું અલગ અસ્તિત્વ બોલવા માત્ર છે. બ્રહ્મથી અતિરિક્ત કોઇ સત્તાજ નથી. જગતની અંદર અને બ્હાર કેવળ

બ્રહ્મતત્વ વ્યાપી રહ્યું છે. અસ્તિત્વ માત્ર એનુંજ છે. આ શરીરાદિ જે પદાર્થો બ્રહ્મથી અલગ અસ્તિત્વ ધરાવતા દેખાવ છે તે ભ્રાન્તિ છે. આથી એ ભ્રાન્તિમૂલક વસ્તુને હું શી રીતે બતાવું ?"

"વ્યવહાર તો આ શરીરથી ચાલે છે!"

"ના, સ્થૂલ પદાર્થોમાં સ્વતંત્ર ક્રિયા શક્તિ પણ નથી. શરીર અને મન બુદ્ધયાદિને ક્રિયાશીલ બનાવનાર સત્તા સ્ફુર્તિદાતા જીવ એ બધાથી જુદો છે."

"જીવ અને બ્રહ્મ એકજને!"

"ખરી રીતે એકજ."

"દેહ ઇન્દ્રિયાદિ સ્થૂળ પદાર્થો કરતાં જુદું, ચૈતન્યરૂપ જીવનું સ્વરૂપ સહમજાયું પણ મન, બુદ્ધયાદિ નું બનેલું સૂક્ષ્મ શરીરતો જીવ-રૂપજ ભાસે છે, તેનું કેમ ?"

"એ પણ આભાસ માત્ર છે. જે રીતે આ સ્થૂલ શરીર બ્રહ્મનો વિલાસ છે તે રીતે સૂક્ષ્મ શરીર પણ બ્રહ્મનો વિલાસ છે પણ જે અર્થમાં એનો વ્યવહાર થાય છે એટલે ચિત્ત ચિત્ત અવ સ્થામાં કે બુદ્ધિ અવસ્થામાં જીવ નથી. મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારના બનેલા સૂક્ષ્મ શરીરનો ધર્મ કર્તૃત્વ, ભોકતૃત્વનો છે. જીવ એથી જુદો, અલિપ્ત છે. ચિત્ત અને વાસના, ઇન્દ્રિઓ અને વિષયો એ ચૈતન્ય રૂપ જીવની ઉપાધિ છે, સ્વરૂપ નથી."

"આ શરીર, મન, બુદ્ધિથી પર તહમે શુદ્ધ ચૈતન્ય રૂપછો એ સત્ય બરાબર સહમજી, નિર્વિકારી થઇ જગતમાં વિચરો"

"પ્રભો! વ્યવહાર કરતાં છતાં નિર્વિકાર શારીતે રહી શકાય?"

"રહી શકાય, કારણ વ્યવહાર જીવ નથી કરતો, સૂક્ષ્મ શરીરમાં ચિત્તવૃત્તિમાં જે વ્યવહાર રચાય છે તેજ કર્મેન્દ્રિયો દ્વારા સ્થૂળ સ્વરૂપ ધારણ કરે છે. એ ચિત્તવૃત્તિમાં રચાતો વ્યવહાર, રાગદ્વેષ, હર્ષશોક વગેરે, જીવના ધર્મ નથી તેમજ ત્રણ અવસ્થાઓ પણ જીવમાં નથી.

ચિત્ત વૃત્તિમાંજ છે. જીવતો તટસ્થ, સૂર્યસમો પ્રકાશક, સાક્ષી, ચૈતન્ય, કૂટસ્થ છે. એ એનું વાસ્તવિક સ્વરૂપ સમજવામાં આવેતો નિર્વિકાર રહી શકાય. વિકાર માત્ર ઉપાધિના, બુદ્ધિના છે, જીવના નથી."

"તો પછી જીવ વ્યવહાર કરતો હોય એમ કેમ અનુભવાય છે?"

"બુદ્ધિમાં ચૈતન્યનું પ્રતિબિમ્બ છે માટે; એ બન્ને એકજ લાગવાથી જ્યાં જ્યાં બુદ્ધિ વ્યવહાર કરે છે ત્યાં ત્યાં સાક્ષી રૂપ જીવ વ્યવહાર કરતો હોય એમ લાગે છે"

"બુદ્ધિ અને આત્મા ભિન્ન હોય તો એકાકાર કેમ લાગે છે? એનો તાદાત્મ્ય સંબંધ શી રીતે બંધાય છે?"

"હું અથવા **અહમ્** એવી વૃત્તિથી. જેમ સૂર્ય કોઇને હાથ ઝાલીને ઉઠાડતો નથી કે કોઈ વનસ્પતિને ખેંચીને ઉગાડતો નથી પણ એની સત્તામાત્રથીજ મનુષ્ય જાગ્રદવ્યવહાર કરેછે અને વનસ્પતિ ઉગે છે તેમ જીવની સત્તા માત્રથીજ બુદ્ધયાદિકમાં સ્ફૂરણ થઈ એ ક્રિયાશીલ બનેછે પણ અનેક રૂપે વ્યવહારમાં વિચરતી વખતે બુદ્ધિને પેલા સાક્ષી રૂપે માત્ર સ્ફુર્તિ આપતા ચૈતન્યના ભિન્નરૂપે દર્શન નથી થતા; એમાં અભેદપણું આવી જાય છે અને આ "હું જાણું" એવી કોઈ વૃત્તિ પેદા થાય છે."

"એ વૃત્તિને દૂર કેવી રીતે કરી શકાય?"

"વિવેક દૃષ્ટિ ખીલવવાથી. સારૂં અને ખોટું, સત્ અને અસત્ પદાર્થ ઓળખવાની શક્તિનો વિકાસ કરવાથી. જે અનેક રૂપે દેખાય છે, જે પરિવર્તનશીલ છે તે સઘળું વિકારી જાણવું અને વિકારી માત્ર અસત્, એ બુદ્ધિની વૃત્તિ, એ સઘળામાં જે સતત રહે છે જેમાં કશો ફેરફાર થતો નથી તે સત્, તેજ ચૈતન્ય જીવ.

આ બન્નેને બરાબર સ્વરૂપ ભેદે સમજી રાખવા એટલે બુદ્ધિ બાઈ વ્યવહાર કરશે તોય પેલી **અહં** વૃત્તિનું જોર નહિ રહે.

વિવેક દૃષ્ટિ નિત્ય અને અખંડ રાખવા પ્રયત્ન કરવો એટલે કાળે કરીને આપોઆપ અહંવૃત્તિ શમી જશે."

"સ્વરૂપ સન્ધાનમાં અખંડ, એકધારી વૃત્તિ રાખવા માટે શું કરવું જોઈએ? વેદવિહિત અનેક પ્રકારનાં ધર્મકર્મ કરતાં રહેતાં એ સ્થિતિ શકય છે?"

"શકય તો છે પણ તે ઉત્તરોત્તર અવસ્થાએ. વેદો અજ્ઞ પુરૂષોની ચિત્તશુદ્ધિ અને ઉત્તમ વ્યવહારને ઉપદેશે છે તેથી ગૃહસ્થાશ્રમમાં એટલી મનુષ્યની તૈયારી થાય છે. સ્વરૂપ સન્ધાનમાં અખંડ વૃત્તિ માટે ચતુર્થાશ્રમ યોગ્ય છે. શાસ્ત્રાધ્યયન અને સતસંગથી એને પોષણ મળે છે. ત્હમે ચતુર્થાશ્રમના અધિકારી છો. હું ત્હમને એ માટેનીજ શિક્ષા અને દિક્ષા આપવા આવ્યો છું. હું વિષ્ણુ (વ્યાપક) છું. નીર અને ક્ષીર જુદા પાડવાની જે વિવેકદૃષ્ટિ હંસમાં છે તે રીતે સત્ અને અસતને જુદા પાડવાવું વિવેક જ્ઞાન આ *હંસ-સ્વરૂપે મ્હેં ત્હમને આપ્યું. ત્હમે હવે પરમહંસવૃત્તિથી બ્રાહ્મી સ્થિતિ પામી જગતમાં વિચરો."

આટલું કહી હંસસ્વરૂપ નારાયણ અંતર્ધાન થઈ ગયા.

હાલનો ઉદાસીન સંપ્રદાય ચારે ભાઇઓમાંથી સનત્ કુમારને ઉદાસીન ધર્મના આદિ આચાર્ય માને છે.

શ્રી હંસસ્વરૂપ પાસે દિક્ષા લીધા પછી ચારે ભાઈઓ ઉદાસીન થઈ વિચરવા લાગ્યા. રહીસહી દેહાભિમાન વૃત્તિ પણ લય થવા માડી. જય-વિજય અને પિતૃકન્યાઓના પ્રસંગમાં એમનામાં જે ગૌરવ જણાતું હતું તે હવે અદૃશ્ય થવા માંડયું. એ નિજાનન્દમાં મગ્ન થઈ રહેવા લાગ્યા.

---

* એમ માનવામાં આવે છે કે ઉદાસીન ધર્મના ચતુર્થાશ્રમના પ્રથમ ઉપદેશક હંસસ્વરૂપ હતા. અને સનકાદિકો એ ધર્મના પ્રથમ દિક્ષિતો હતા.

આ બ્રાહ્મી સ્થિતિમાંના એમના ઉચ્ચ આચાર સંબંધી ફક્ત સનત્ કુમાર વિષે કંઈ નહી ને કંઈ જાણવાનું મળે છે. અન્ય ત્રણ ભાઇઓ એમના અનુકુરણમાંજ રહ્યા છે.

એક વખતે કાશીક્ષેત્રમાં પવિત્ર ગંગા તટે સર્વ ઋષિ મંડળ સાથે સનત્ કુમાર પણ તપ કરતા હતા. તપને પ્રભાવે અધિકાર જામતાં, સર્વને સાક્ષાત્, દર્શન આપવા ભગવાન શંકર, પાર્વતી સહિત ત્યાં પધાર્યા. સર્વે, અંતરમાં ચિંતાતા પ્રભુને બ્હાર સાક્ષાત્ પધારેલા જોઈ, આનન્દમગ્ન થઈ ગયા અને યથાવિધિ પૂજન કર્યું. ભોળા શંભુ ઋષિઓના વિનયથી પ્રસન્ન થઈ સર્વ પાસે સ્હામે ગયા. સર્વમાં સનતકુમારનો પણ વારો આવ્યો. સનત્કુમાર અંતર્મુખ-વૃત્તિમાં સ્થિત હતા. નિર્વિકલ્પ સમાધિમાં હતા. અશરીરી ચિદ્‌ઘનના આનન્દમાં મસ્ત હતા. એમને સ્થૂળની કલ્પના ઝટ કયાંથી આવે? એમનું ઉત્થાન અન્ય ઋષિઓની માફક જલ્દી ન થયું, એટલે શિવ-સ્વરૂપ નારાયણનું સપત્નીક સ્વાગત ન કર્યું.

પાર્વતીજીમાં આગલા જન્મનું વૈર ઉભરાયું. સનત્કુમારના અવિનયમાટે એમને અશ્વપાલ બનવાનો શાપ આપ્યો. સનત્કુમાર જાગ્રત થયા. પણ આ, વિષ્ણુસભામાં ગૌરવાન્તિ બનેલા મેના અને એની બહેનોને અવિનય માટે શાપ આપનાર, સનત્ કુમાર નહતા. બ્રાહ્મી સ્થિતિમાં મસ્ત રહેનાર, નિરભિમાની, ઉદાસીન કુમાર હતા. મેનાના અવિનય અને એમના અવિનયમાં હેતુનો મ્હોટો તફાવત હતો. મેના ત્યહારે અભિમાનિની હતી. આ અત્યારે કેવલ નિર-ભિમાની હતા. સનત્કુમારે બહુ હસતે મુખે શાપ સ્વીકાર્યો. ત્યાં એમણે પ્રાપ્ત સ્થિતિને વધાવી લીધી. ઉચ્ચવર્ણના સ્નાનાદિ વિહિત કર્મ આવશ્યક નહિ રહેવાથી વધુ વખત નિજાનન્દમાં મસ્ત બની પડી રહેવા લાગ્યા તેથી અન્ય અશ્વપાલોને એ કામકાજ માટે નકામા લાગ્યા એટલે એમને અશ્વપાલના પહેરેગીર નીમ્યા. એમાં એમને ઉલટી મઝાહ પડવા માંડી.

પાર્વતીજી એમની એ સ્થિતિ જોવા આવ્યાં અને પ્રસન્ન થઈ વરદાન માંગવાનું કહ્યું. એમણે વધારે આળસુ બની શકાય એવું ઉંટનું શરીર માગ્યું. તે મળ્યું. તેમાં તો એ અન્ય સર્વ પૂર્વ શરીર કરતાં પણ વધારે સ્વરૂપ સન્ધાન સાધી શકયા. કંઇ કામ ન કર્યાથી ઉંટના પાલકે એમને અરણ્યમાં છોડી મૂકયા. એટલે કેવળ બેજવાબદાર જીવન ગાળવાથી શરીર પણ તગડું થયું ને મન તો મસ્ત હતું જ.

પાર્વતીજી પાછાં આવ્યાં અને પાછું વરદાન માંગવા કહ્યું પણ એમને તો ઉંટયોનિ બહુ સારી લાગતી હતી એટલે શું માંગે? આખરે પાર્વતીજી થાકયાં. અને પોતે સ્હામે વરદાન માંગી એમને પુત્રરૂપે પોતાને પેટે અવતાર લેવા વિનંતિ કરી.
સનત્ કુમાર કાર્તિકેય રૂપે પાર્વતીજીને પેટે અવતર્યા.

માતા તરીકે પાર્વતીજીનું સન્માન કર્યું એ બરાબર હતું પણ એકન્દર એમનો સહજ સ્વભાવ સ્ત્રીઓ તરફ ઉદાસીન, બેદરકારી ભર્યો હતો. સ્ત્રી સહવાસથી સદાય દૂર રહેવાને લીધે પૌરૂષ સુલભ સર્વ એકાન્તિક ગુણો એમનામાં ખીલ્યા હતા. સ્ત્રીઓના કોમળ ભાવોનો એમનામાં બીલકુલ અભાવ હોય એમ જણાય છે. સ્ત્રી બહુમાનની વૃત્તિ એમનામાં જાગી નહતી એથી તો પિતૃકન્યાઓને શાપ આપી દેતાં એમને આંચકો ન આવ્યો. અને હવેતો એ માયાના બન્ધનો તોડીને માયાપતિને પામતા હતા, બ્રહ્માનન્દમાં મસ્ત રહેતા, વ્યાપક, વિભુ, વિષ્ણુરૂપ થતા જતા હતા. સુખ પ્રાપ્તિ એ જીવમાત્રનુ ધ્યેય એ કબુલતા પણ એ માટેની સંસારીઓની ભુતના ભડકા જેવી અને ધુમાડાના બાચકા જેવી ભ્રમણા એમને દયા પાત્ર લાગતી. સ્ત્રી સ્વરૂપમાં એમને કશું આકર્ષણ ન હતું. એ સ્ત્રીને, માયાને તાબે કરવા જન્મ્યા હતા, એનાથી તાબે થવા નહિ: આથી જ્યાં જ્યાં સ્ત્રી જીત પુરૂષ એમને દેખાતા ત્યાં ત્યાં એમને

દયા છુટતી અને એ વેંતીઆઓને વિરાટ બનવા સુખાભાસમાંથી સત્ય સુખમાં લઈ જવા એમને એ પ્રેરતા.

એક સમય એમનાજ ભાઈ નારદજીને એવો પ્રસંગ આવ્યો. એ ભકિત પ્રણાલિકાના પુરૂષ હતા હૃદય સાફ હતું. પ્રેમપૂર્ણ હતું. પણ એમાં પુરૂષત્વની ઉત્કટતા ન હતી. નારાયણે એમને લગ્ન કરવા આજ્ઞા કરી. એમણે લગ્ન કર્યું. અને નિર્મળ કાંચનસમા હૃદયમાં સ્ત્રીસુખથી તૃપ્ત રહેવા લાગ્યા.

સનત્ કુમારના એ ન્હાના ભાઈ થતા હતા. એમણે જોયું નારદ એનું ધ્યેય ચુકે છે. એનું આ પ્રેમવારિ માત્ર પ્રિયા પર સિંચાય છે. આ પ્રવાહનો બીજો ઉપયોગ કર્યો હોય તો એના આત્માનું કલ્યાણ થાય અને જગત પર મહાન્ ઉપકાર થાય. આ સુખ તો ક્ષણ પરિણામી છે. એ નાશ થશે એટલે એ દુઃખી થશે. એને એમાંથી સુખ મળે છે માટે એ એમાં આસકત થઇ ગયો છે. આવી સુન્દર આસકિત, આવો સુન્દર યોગ ક્ષણિક વસ્તુ પાછળ વેડફાઇ જાય છે માટે હું એનો સદુપયોગ કરાવું.

આ વિચારથી સનત્ કુમારે નારદને ગૃહત્યાગનો ઉપદેશ આપ્યો અને સ્ત્રીથી વંચીત કર્યા. એમ કરતાં એમને જરાય આંચકો આવ્યો નહિ. પતિપ્રેમી યુવાન ભાર્યાને છોડી નારદજીએ ગૃહ ત્યાગ્યું. સનત્-કુમાર પાસે મંત્રદિક્ષા લીધી.

આ પ્રમાણે ચતુર્થાશ્રમની પરંપરા ચાલુ થઇ. આ પહેલાં ચોથો આશ્રમ અસ્તિત્વમાં આવ્યો નહિ હોય એમ મનાય છે. કદાચ વર્ણવ્યવસ્થા જ બરાબર ન હતી, એમ કહીએ તો ચાલે. બ્રહ્માજીની પ્રથમ સૃષ્ટિ તમોગુણી હતી. એટલે બધે અંધાધુધી ચાલતી હશે. ગૃહસ્થાશ્રમ જ મુખ્ય અને એક આશ્રમ હશે. તે પણ કદાચ વ્યવ-સ્થિત નહિ હોય. જેમને જેમ ફાવે તેમ રહેતા હશે. પ્રવૃત્તિ એ મુખ્ય ધર્મ મનાતો હશે. કર્મયોગ પ્રચલીત હશે. કર્મયોગ પણ નહિ

એ તો ફક્ત કર્મ જ કરે જતા હશે. કંઇ જોઇએ છીએ, સુખ જોઇએ છીએ, મઝાહ જોઇએ છીએ એની તમન્ના જાગી હશે, અને પાર્થીવ સુખો, પાર્થીવ મોઝો પાછળ વ્યકિતઓ આથડતી હશે. વેદો હશે, વેદાન્ત નહિ. વિરાટ પુરૂષના અંગઉપાંગનાં વ્યવસ્થિત દર્શન થયાં નહિ હોય.

આવી સમાજ સ્થિતિમાં કદી કોઇએ નહી જોએલો, નહિ સમજાવેલો માર્ગ કોઈ બતાવે તો સમાજને આશ્ચર્ય લાગે, એમાં અશકયતા ભાસે, અજ્ઞસમાજ તે સ્હામે બળવો પણ ઉઠાવે.

સનત્કુમારનો માર્ગ ચાલુ પ્રણાલિકાથી ન્યારો હતો, એટલે એમને વિરોધેનો સામનો કરવો પડયો છે. એમના પિતાનેજ એમની વાત રૂચી નથી.

બ્રાહ્મી સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી સમાજની રચનામાં એમણે જે ભાગ ભજવ્યો છે તે અતિ ઉત્તમ છે, લોકોપકારક છે.

વેદો ઉપરથી જણાય છે કે પહેલાં કોઈ રાજા ન હતો ન્હાની ન્હાની ટોળીઓ પોત પોતાની વ્યવસ્થા કરી લેતી પણ જેમ જેમ વસતિ વધતી ગઈ તેમ તેમ રાજાની જરૂર પડતી ગઇ એટલે એમણે મંડળો બાંધ્યાં અને તે દ્વારા પ્રજાતંત્રથી વ્યવસ્થા કરવા માંડી પણ જુદા જુદા સ્થાનોમાં વસતા પ્રજાતંત્રો વચ્ચે અવ્યવસ્થા અને ઝઘડા થવા માંડયા ત્યારે પ્રજાએ વિષ્ણુ પાસે કોઇક નિયામક માંગ્યો.

એજ પ્રજાની અશકિતનો અશુભ દિન હતો કે જે દિને એમણે રાજાની માંગણી કરી. ભગવાને મનુ મહારાજની એ માટે ભલામણ કરી. એ રાજાતો સારા હતા પણ ઉત્તરોત્તર એમના વંશમાં સત્તામદ વધતો ગયો અને જે પ્રજાના પાલન માટે, પ્રજાની મરજીથી એમને રાજા તરીકે નિયુક્ત કરવામાં આવતા તેજ પ્રજાના ભક્ષણમાં વંશ પરંપરાએ હક્કથી રાજાઓ ગાદીનશીન થવા લાગ્યા.

પ્રાચીન ઋષિમુનિઓએ આ ફેરવાતી વસ્તુસ્થિતિ પારખી, અને તે ઉપરથી ભવિષ્યનો પણ ખ્યાલ કરી રાજાના ધર્મો નિશ્ચિત્ત કર્યા. રાજ્ય, નિસ્પૃહી બ્રાહ્મણો અથવા ત્યાગી મહાત્માઓના ઉપદેશાનુસાર ચલાવવું જોઇએ. એ ધર્મ ગણાવા માંડ્યો. આવા ત્યાગીઓમાં ઉપદેષ્ટા તરીકે સનતકુમાર પણ આવી જાય છે.

ધર્મનિષ્ઠ મહારાજા પૃથુને એમણે ઉપદેશ આપ્યો છે અને એમને ત્યાગી મહાત્માઓની હરોળમાં મુકી મહારાજા જનકની માફક એની પાસે રાજ્ય કરાવ્યું છે. પ્રજાસેવાની એની દૃષ્ટિ ક્ષણવાર પણ ચળે નહી એ માટે એમણે ત્યાર પછી એના પર સતત નજર રાખ્યા કરી છે.

પૃથુનો આત્મા પણ વિરક્તતો હતો એને આ રાજ્યભારની ધુંસરી છોડી આત્મચિંતનમાં લાગી જવાની તમન્ના જાગી હતી. એ તમન્નાવાળી એની માનસિક સ્થિતિ એજ યોગ્ય ગુરૂ મળવાનો એનો યોગ્ય સમય અને અધિકાર. <u>ખરેખરી તમન્ના જાગ્યા વિના કોઇને ખરા ગુરૂ મળતા નથી અને મળે છે તો તેનો સદુપયોગ થતો નથી.</u>

પૃથુની અત્યારે તમન્ના જાગી હતી તેવામાં અંતરીક્ષમાંથી સનકાદિકો એમના દરબારમાં પધાર્યા. પૃથુને ગુરૂની ભુખ લાગી હતી તેથી દેખીતો અવિનય લાગે છતાં હંસસ્વરૂપ નારાયણને આતિથ્ય સ્વાગતમાં સનત્કુમારે પોતેજ જેમ ચાતુર્યયુક્ત પ્રશ્ન પુછી લીધો હતો કે, "આપ કોણ છો?" એવીજ રીતે અહીં પૃથુએ એમનું કુશળ પુછવાને બદલે પોતાનુંજ કુશળ પુછવા માંડ્યું. જાણે ઘણા દિવસનો સંબંધ હોય, તેમ પૂછ્યું: "પ્રભો આમાંથી છુટવાનો અને આત્મશાન્તિ પ્રાપ્ત કરવાનો ઉપાય બતાવો." પૃથુની આ મનોદશા અન્દરખાનેથી તો સનત્કુમારને ગમી, પણ પૃથુ રાજા હતો. સામાન્ય ગૃહસ્થ કરતાં એને માથે મ્હોટી જવાબદારી હતી અને તે વખતની સમાજ રચના જોતાં એને કર્તવ્યનિષ્ઠ રાજા રહેવાની જરૂર હતી. વળી એ સાધારણતઃ ઉર્મિને વશ થાય એવો

હતો નહિ. એનામાં આત્મબળ, આત્મસંયમ હતાં. પૂર્ણ ત્યાગી હોવા છતાં રાજ્ય ચલાવવામાં એણે કશી ન્યૂનતા આવવા દીધી ન હતી પણ તેથી એના મન પર વધારેને વધારે દબાણ આવતું. બુદ્ધિને ખૂબ કાબૂમાં રાખ ડતી. આથી કોઇક કોઇક વખત એ કંટાળતો અને અસલ ધ્યેયને માર્ગે દોડી જવાની ઇચ્છા થઇ આવતી. અને જ્યારે એ માર્ગનો ભોમીઓ મળી આવે ત્યારે તો એ વૃત્તિ હાથમાં રહેજ નહિ એ સ્વાભાવિક હતું. તેવે સમયે વ્યવહાર ભાન ભુલી જવાય એ સહજ સ્થિતિમાં દોષ ન હતો પણ એજ વલણ અંતીમ ક્રિયામાં પરિણામે તો, રાજા રાજધર્મ છોડી ત્યાગી બની જાય તો, સમગ્ર આર્યાવર્તને નુકશાન થાય એમ હતું. આથી અનેકના હિતને માટે એના એકના કલ્યાણની ઉર્મિને દાબવાનું સનત્‌કુમારે ઇચ્છયું. વળી આ ઉર્મિ દાબવાથી, જેમ સામાન્ય માણસની ઉર્મિઓ ઉપર દબાણ આવવાથી એમની શક્તિઓ દબાઇ જાય છે તેમ એમને થવાનો સંભવ ન હતો. કાબુ રાખવાથી એમની ઉર્મિઓ વધારે પ્રદીપ્ત અને શુધ્ધ થઇ, ઠરેલ, ધીર ભાવનાનું સ્વરૂપ લ્યે, તમન્ના વધુ તીવ્ર થાય, જઠરાગ્નિ સાફ થાય, અને પછી મળેલો પ્રેય પદાર્થ સારી રીતે પચી રકતમાં મળી જાય. પ્રેય અને શ્રેય એક બને. રાજ્ય ચલાવતાં આત્મશાન્તિ મેળવાય, અને આત્માનંદમય બની જવાય એમ હતું.

પૃથુની મનોદશાને પારખી, એનો અધિકાર અને આર્યાવર્તની તે સમયની જરૂરિયાત જોઇ પ્રથમ તો સનત્‌કુમારે એને આતિથ્ય-ધર્મનો ઉપદેશ આપ્યો. અને પછી આત્મતુષ્ટિના આઠ સાધન બતાવ્યાઃ—

(૧) શાસ્ત્ર, ગુરૂ, માતપિતા અને વડીલના વચન પર વિશ્વાસ રાખવો.
(૨) જગતના સર્વ પ્રાણિને પ્રભુનાં સંતાન માની એમની સેવા કરવી.
(૩) ચિત્તને સમ સ્થિતિમાં રાખવા પ્રયત્ન કરવો. એ માટે યમનિયમાદિ અષ્ટાંગ યોગનો આશ્રય લેવો.

(૪) સતસંગ કરવો.
(૫) સન્તોની સેવા કરવી.
(૬) જપ, કીર્તન અથવા શાસ્ત્ર શ્રવણ કરવું.
(૭) રજોગુણી, તમોગુણી જીવોની સોબત ન કરવી અને
(૮) એ લોકોને પ્રિય એવાં કામો અને પદાર્થોનો ત્યાગ કરવો.

પૃથુરાજને **सुज्ञस्य किं बहुना** ? જેવું હતું. સનત્ કુમારની વાણીમાં એ મુગ્ધ થયા. કુમારના ધાર્યા કરતાં એમને જુદી અસર થઈ એમણે જુદું પગલું લીધું. બોલ્યા;

"પ્રભો! આપના દર્શનથી આજ હું કૃત કૃત્ય થયો છું. આપના વચનામૃતોનું પાન કરતાં મ્હને તૃપ્તિ થતી નથી. હવે હું આપને છોડીશ નહિ. આપનો સેવક થઇને રહીશ. આ રાજ્ય આજથી હૂં આપને અર્પણ કરૂં છું. એકલું રાજ્ય નહિ પણ સ્ત્રીપુત્રાદિ, મ્હારાં પ્રિય સ્વજનો, મ્હારી અંગત દોલત, અને મ્હારૂં શરીર, મન અને આત્મા પણ આપને ચરણે ધરૂં છું આપ મરજી પ્રમાણે એનો ઉપયોગ કરો."

"રાજન! ત્હારી આ વૃત્તિ ઇષ્ટ છે. ત્હારો ત્યાગ મહાન છે. ત્હેં મમત્વના તમામ પદાર્થો મ્હને અર્પણ કર્યા એટલુંજ નહિ પણ આત્માય મ્હને સોંપી અહં વૃત્તિને પણ ગાળી દીધી. પ્રવૃત્તિ અને નિવૃત્તિ બન્ને માર્ગમાં આવી વૃત્તિ ઇષ્ટ છે. અહંમમત્વથી રહિત બની, નિઃસ્વાર્થ ભાવે, તટસ્થ દૃષ્ટિથી આચરવામાં આવતું પ્રાપ્તકર્તવ્યાચરણ કર્મયોગ બને છે. આ યોગમાં સદાયે જાગૃત આત્મદૃષ્ટિ હોવાથી, ત્યાંથી આત્મ દર્શન થાય છે અને સાથે અન્ય જીવોનું પણ કલ્યાણ થાય છે ત્હેં સર્વસ્વ મ્હને અર્પણ કરી દીધું છે ને તું મ્હારો સેવક બન્યો છે. સેવકે માત્ર સ્વામીની આજ્ઞાનુસાર વર્તવાનું હોય છે. મ્હારી આજ્ઞા છે કે આ મ્હારૂં રાજ્ય મ્હારા વતીનું તું ચલાવ. જોજે હોં! એમાં અખંડ તૈલવ્રત સાચવવાનું છે! તું

આજથી રાજ્યનો સ્વામી નહિ પણ સેવક છે. સ્વામીને પ્રસન્ન કરવા ઉત્તમ રીતે ત્હારે રાજ્ય ચલાવવાનું છે એ ભુલી ન જઈશ.''

આટલું કહી સનકાદિકો ત્યાંથી વિદાય થયા. સનત્ કુમારને બીગડી સુધારવાની હતી રાજાની મનોવૃત્તિને યોગ્ય માર્ગે વાળવાની હતી એથી પ્રજાના વકીલ જેવા કુમારે દલીલ ફેરવી કુશળતાથી પ્રસંગ સુધારી લીધો. એમાં રાજા પ્રજા ઉભયનું હિત સધાય તેમ હતું. અને સનત્ કુમારની એ યુકિત સફળ પણ થઈ. પૃથુ રાજા રહ્યા, ઉત્તમ રાજા થયા. એમને વિજીતાશ્વ, ધૂમ્રકેશ, હર્યક્ષ દ્રવિણ, અને વૃક નામના પાંચ સુપુત્રો થયા હતા.

બ્રાહ્મી સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી સમાજનો ત્યાગ કરવા છતાં સનકાદિકોનું સમાજમાં ઘણું ઉંચું સ્થાન હતું. જ્યાં ત્યાં વિદ્વાનોના મંડળોમાં એ ગુરૂસ્થાને રહ્યા છે.

પોતે ત્યાગી, ઉદાસી હતા. છતાં અનુભવથી એમને જણાયું છે કે સર્વ કોઇ ત્યાગના અધીકારી ન હતા. સામાજીક સ્થિતિ મ્હોટા ભાગને ત્યાગ માટે અનુકૂળ નહતી. અર્થાત્ સમાજની સ્થિતિની અને વ્યવસ્થાની પણ આવસ્યકતા હતી. તેથી એમણે ફકત મુનિઓ, ત્યાગીઓ, બનાવવાનુંજ કામ કર્યું છે એમ નથી. ત્યાગી ન બની શકે એવા પણ બ્રહ્માનંદથી ચ્યુત ન રહે તેથી વ્યવહારમાં રહીને બજાવી શકાય, ક્રમે ક્રમે ચિત્તશુદ્ધિદ્વારા સંયોગ મળતાં સતત સ્વરૂપ સન્ધાન સાધી શકાય એવી રીતે ગૃહસ્થીઓને પણ ઉદાસી ધર્મનો, બ્રહ્મપ્રાપ્તિનો માર્ગ બતાવતા.

ચતુર્થાશ્રમ સ્વીકાર્યા પછી જો કે એ જનવાસમાં નિવાસ કરતા પણ એક સ્થળે રહેતા નહિ. લોક કલ્યાણાર્થે પૃથ્વીપર ખૂબ ભ્રમણ કરતા. એમને મુસાફરીનો બહુ શોખ હતો, યાત્રાપર બહુ પ્રેમ હતો એમ કહીએ તો ચાલે મુસાફરીમાંથી એમને સુઝયું છે કે પ્રત્યેક જાણે તીર્થ ભ્રમણ તો કરવુંજ જોઇએ, આથી બુધ્ધિનો વિકાસ

થાય છે અને અનેક સત્પુરૂષોના સમાગમમાં અવાય છે. પવિત્ર સ્થળોના દર્શન કરવાથી, મહાન્ તપસ્વીઓના શુધ્ધ અને ઉચ્ચ વિચાર આન્દોલનથી ઉત્પન્ન થયેલી પવિત્રતા પરોક્ષરીતે જીવન ઉપર અસર કરે છે. એમના આ વિચારો એમણે પરાશરના પુત્ર કૃષ્ણ-દ્વૈપાયનને મહાકાલવન તીર્થનું મહાત્મ્ય વર્ણવીને સારી રીતે દર્શાવ્યા છે.

તીર્થયાત્રાનો લાભ, સંસારી ત્યાગી ઉભય ઉઠાવી શકે છે. અધિકાર પરત્વે બન્નેની અસરમાં ફેર પડે છે. ત્યાગી નિજાનન્દની મસ્તી શોધે છે, એ પવિત્ર, પ્રાકૃતિક સ્થલોમાં; અને ત્યાંજ સંસારી-નિવાસ, સ્નાનદાન અને સતસંગદ્વારા આત્મવિકાસ સાધે છે.

સંસારીઓને માટે ચિત્તશુધ્ધિનું બીજું સાધન વ્રત છે એમ સનત્કુમાર માને છે. હરિશ્ચંદ્રના આખ્યાનદ્વારા વેદવ્યાસને એ વ્રતનું માહાત્મ્ય સમજાવે છે.

તીર્થ ભ્રમણથી શરીર અને મન પર બાહ્ય પદાર્થોની અસર થઇ તેનો વિકાસ થાય છે. વ્રતમાં સંયમદ્વારા તન મન શુદ્ધ થાય છે અને ભક્તિભાવ વધતો જાય છે. ઈશ્વર અને વિભુતિઓનું જ્ઞાન થાય છે. તેમનામાં પ્રેમ ઉત્પન્ન થાય છે. એવુંજ એક આવસ્યક કર્મ શ્રાધ્ધ તર્પણાદિ પણ સંસારીઓ માટે સનત્કુમાર માને છે. પોતે ત્યાગી છે, પિતાની આજ્ઞા પ્રમાણે સંસાર માંડ્યો નથી. સુયોગ્ય પ્રજાની વૃધ્ધિ દ્વારા પિતાનું–પિતૃનું–ઋણ અદા કર્યું નથી પણ જેમણે એ માર્ગ સ્વીકાર્યો છે, બ્રહ્માજીની આજ્ઞા પ્રમાણે સંસારી બન્યા છે તેમણે તો એ પ્રણાલિકાને શુધ્ધ બનાવી રાખી જોસ આપવો રહ્યો.

પોતે અવિવાહિત હોવા છતાં બીજી રીતે પણ એમણે પિતૃઋણ અદા કર્યું છે. સ્વઉન્નતિ સાધી, આત્માનન્દનો માર્ગ હસ્તામલકવત્ કરી. પોતાને નવે માર્ગે એ પ્રજાસેવા કરતા હતા.

પ્રજાની સ્થૂલ વૃધ્ધિમાં એમનો ફાળો નહતો પણ પ્રજાના સુખમાં, વ્યવસ્થામાં, અને વિકાસમાં એમનો ઘણો મ્હોટો હાથ હતો. સદાય મનોભૂમિમાં, વિહરનાર બ્રહ્માના એ માનસ પુત્રોને પ્રજાની નાડ સ્હમજાઈ હતી. દરેકના મનની એમને સારી પરીક્ષા હતી. અધિકાર ભેદ પાડી, વ્યક્તિ અને સમાજના વિકાસને વાંધો ન આવે એવો માર્ગ એ બતાવતા.

નારદના ભોળા અને પ્રવાહપતિત માનસને પારખી એમણે વિનાસંકોચે તરત સંસાર છોડાવી દીધો. પૃથુની શક્તિ જોઈ એની મનરૂપી દોરીને બાળી એને આખો સંસાર સોંપ્યો. વ્યાસજીને સંસારીઓને આવશ્યક વ્રત અને તીર્થ માહાત્મ્ય સમજાવ્યા. વ્યાસજીએ તે વખતે પુરાણો લખવા માંડયાં હતાં કલિકાલમાં જ્યહારે વેદ સમજવા કઠણ પડવાથી પુરાણોનો આશ્રયજ વધારે લેવામાં આવશે ત્યહારે એમાંનું લખાણ વધારે લોકોપકારક થશે એમ માની તે વખતના મહાન અને અગ્રગણ્ય સાહિત્યકાર વ્યાસજીને સ્વાનુભવની વાંતો સંભળાવી. તેમણે તે પોતાના ગ્રન્થમાં ગુંથી. એ અમર બની.

શ્રાદ્ધનો ઉપદેશ આપવા પોતે ગયાજી પધાર્યાં હતા. ત્યાં રૈભ્ય મુનિ પૂર્ણશ્રદ્ધાથી શ્રાદ્ધ કરતા હતા તેથી એમને ઘણો આનન્દ થયો અને એ આનન્દને વ્યકત કરવા પોતે વિભુરૂપ ધારણ કર્યું અને પછી પોતાની ઓળખ તથા ઠેકાણું બતાવી વિંશાલ રાજાના આખ્યાનથી શ્રાદ્ધ માહાત્મ્ય સમજાવ્યું.

બ્રહ્માજીની તામસી સૃટિ પછી સાત્વિક સૃષ્ટિમાં સનત્ કુમારો છે. એમને સૃષ્ટિની—સમાજની–અંધાધુધી જોવાનો ખૂબ પ્રસંગ આવ્યો છે. ત્યાર પછી મરીચિ આદિ રાજસી સૃષ્ટિ ઉત્પન્ન થઈ. આ વધતી જતી સૃષ્ટિ માટે સુગઠિત સમાજ બંધારણ આવશ્યક હતું. મહારાજા મનુ જેવાએ રચેલા નિયમોનો જેટલે અંશે અમલ થાય છે તેટલે અંશે પ્રજા સુવ્યવસ્થિત થતી જાય છે. વર્ણ અને આશ્રમ માટે રચાયલા મનુના કાયદા

જેમને સનત્ કુમાર જેવા મુનિઓ અને વિદ્વાનોનો ટેકો હતો અલ્કે એમાં એ લોકોનો પણ મ્હોટો ફાળો હતો.

વર્ણો એકદમ બન્ધાઈ ગઈ નથી, ઘણાંજ સમય સુધીના ઘણાંજ ચિંતન અને પરિશીલનને પરિણામે અખતરાઓ થતા થતા એનું બંધારણ થયું છે અને અનુભવથી તત્વવેત્તાઓને લાગ્યું છે કે આ વર્ણોનું બંધારણ ખૂબ સખત રહેતું જોઇએ. કર્મ કરતાં જન્મ પ્રમાણે વર્ણ બંધાવાથી વ્યવસ્થા સારી જળવાશે એવી માન્યતા રૂઢ થતી જતી હતી. એક અલ્પ આયુષ્યવાળા જીવનમાં કરેલા કર્મોની–ધંધાની માનવીના અને એના આજુબાજુના વાતાવરણ પર–ટોળીપર–અસર થાય છે તો પરંપરાએ એકજ પ્રકારના કરાતાં કર્મોની પેઢીના લોહીમાં કેટલી અસર ઉતરે અને એની મંડળી વર્ણ, જ્ઞાતિ (કે એસોસીએશન association) ને પણ શી અસર થાય ? બ્રાહ્મણનો છોકરો વ્હેપાર કરે કે સુથાર થાય તેના કરતાં સુથારનો છોકરો, જરૂર, થોડા પરિશ્રમે વધારે સારો સુથાર થઈ શકે.

શુદ્રને બ્રહ્મવિદ્યા ભણી, પચાવી ગુરૂપદ પ્રાપ્ત કરવામાં સંસ્કારજન્ય જે અપૂર્ણતા જણાય તે સાચા બ્રાહ્મણમાં ન જણાય.

લોહીમાં ઉતરી આવતા સંસ્કારોને સાચવી યોગ્ય માર્ગે એનું વહન થાય તો નિત્ય નિત્ય પ્રયોગ દશામાં પ્રજાની ખરચાઈ જતી શકિત અને ઐશ્વર્ય અન્ય બીજી ઉન્નતિના માર્ગમાં ઉપયોગમાં લેવાય. આ શુભ દર્શનથી સનતકુમાર જેવા દૃષ્ટા મુનિ વર્ણોમાં માનતા અને તે જન્મથી.

મૂર્તિપૂજા માટે પણ સનત્ કુમારે પોતાના વિચારો વેદ વ્યાસજીને કહ્યા છે. શિવપુરાણમાં વ્યાસજીએ એ સંવાદ ઉતાર્યો છે. સંસારીઓને માટે મૂર્તિપુજા આવશ્યક માની છે.

વ્યાસ, નારદ અને સનતસુજાત એ ત્રણ સનત્ કુમારના મુખ્ય શિષ્યો હતા ત્રણેય ત્રણ કાર્ય માટે નિયત થયા. વ્યાસજી દ્વારા કર્મયોગનો પ્રચાર કર્યો. નારદજી દ્વારા ભકિતયોગનો અને સનત્-સુજાત દ્વારા જ્ઞાન યોગનો પ્રચાર કર્યો.

બ્રહ્માજીની સ્થૂળ સૃષ્ટિની માફક એમના આ માનસપુત્રો એ આ રીતે શિષ્ય પરંપરા સ્થાપી ધર્મપુત્રો દ્વારા માનસી આધ્યાત્મિક સૃષ્ટિ ચાલુ કરી દીધી.

નારદજીનું માનસ ભક્તિને માટે અનુકૂળ હતું માટે એમને એક સમયે ભગવન્‌નામ સ્મરણનો મહિમા સમજાવ્યો છે અને પછી એમની તત્વજ્ઞાન માટે જીજ્ઞાસા થવાથી તે પણ તૃપ્ત કરવામાં આવી હતી.

ભગવાન સનતકુમારે કહ્યું, "નારદ ! સર્વશાસ્ત્રો વાગ્ઇન્દ્રિયોનોજ વિકાર છે. શબ્દ માત્ર છે. એ શબ્દ બ્રહ્મજ સ્વરૂપ છે માટે એ શબ્દનોજ ઉચ્ચાર કર. ભગવાનના નામનુંજ રટણ કર. સ્મરણ કર, જપ કર.

"ભગવન્ એથી ઉત્તમ સાધન બીજું કોઇ નથી. ?" નારદે પૂછ્યું

"છે." નામથી વાણી સ્વયં શ્રેષ્ઠ છે. વાણીથી મન, મનથી સંકલ્પ, સંકલ્પથી ચિત્ત અને ચિત્તથી ધ્યાન શ્રેષ્ઠ છે. આ સર્વ એક એક કરતાં વધારે સૂક્ષ્મ અને એક એકનું કારણ છે. ધ્યાનથી બલ, બલથી અન્ન, અન્નથી જલ, જલથી, તેજ, તેજથી આકાશ, અકાશથી સ્મૃતિ, સ્મૃતિથી આશા, આશાથી પ્રાણ, અને પ્રાણથી સર્વ ઉપાધિ નિર્મુકત ભુમાબ્રહ્મ શ્રેષ્ઠ છે. એ પરમ કારણ બ્રહ્મ છે." સનતકુમારે સમજાવ્યું.

આહાર શુદ્ધિ ઉપર સનતકુમારે ખાસ ભાર મુકયો છે. **आहार शुध्धौ सत्वशुद्धिः**

સનનકુમાર વિષ્ણુ ભગવાનનો અવતાર મનાય છે, ભગવાનની સોળ કળામાંથી આઠ કળા ઉપરાંત કળાવાનને વિષ્ણુનો અંશાવતાર માનવામાં આવે છે. શ્રીમદ્‌ભાગવતમાં વિષ્ણુ ભગવાનનો પ્રથમ અવતાર સનતકુમારનો મનાયો છે. એમને ભગવાનનો વિશેષાવતાર તથા આવેશાવતાર પણ કહે છે. સનતકુમારે સહુથી પ્રથમ ઉદાસીન-ચતુર્થાશ્રમ-ધર્મની સ્થાપના કરી ત્યાગનું મહાત્મ્ય વધાર્યું અને સર્વત્ર ફરીને જ્ઞાનોપદેશ કર્યો છે. એ બે એમના મહત્વનાં કામો છે.

[૨]

# દેવર્ષિ નારદ

શાસ્ત્ર પર્યાલોચન કરતાં જણાય છે કે, નારદજી ભગવાન સનત્કુમારના શિષ્ય થતા હતા. ચોવીસ અવતારોમાં એમનું નામ વિષ્ણુના અવતાર તરીકે ત્રીજું આવે છે. સંસ્કૃત સાહિત્યમાં નારદ મહિમા વારંવાર જોવામાં આવે છે. પ્રાચીન ભારતની અનેક ઐતિહાસિક ઘટનાઓ સાથે એમનો ઘાડો સમ્બન્ધ જણાય છે. પ્રત્યેક ધાર્મિક, સામાજીક અને રાજકીય પરિવર્તનમાં નારદજીનું વ્યક્તિત્વ આગળ તરી આવે છે.

સામાન્ય લોકમાન્યતા પ્રમાણે નારદજી એકબીજાને લઢાવી મારનારા તથા ચાડીચુગળી કરનારા ગણાયા છે. ધાર્મિક ગ્રંન્થોમાં પણ એમનું એ પ્રમાણે વર્ણન આવે છે. ઉપલક દૃષ્ટિથી જોતાં સ્વભાવનો આ મ્હોટો દુર્ગુણ ગણાય અને સમાજના નેતા તથા અવતારી પુરૂષોમાં આવા દુર્ગુણો હોય, આવી ભુલો એ કરતા હોય તો તેથી સમાજને નુકશાન થાય. એવા નેતાને સમાજ શી રીતે સાંખી લ્યે?

આ હકીકત નીચે પ્રમાણે છણી શકાય.

વારંવાર એમની ભુલો અને ઉણપો દૃષ્ટિગોચર થતી હોવા છતાં પ્રત્યેક પ્રસંગોમાં એમની દરમ્યાનગીરી શા માટે? શા માટે એમનું માન રાખવામાં આવે? આવી મહાન કુટેવ ધરાવનાર નારદજી દેવર્ષિ શી રીતે થઈ શકયા? કેટલા પુણ્ય સંચયને અન્તે સામાન્ય દેવવદ મળે. દેવરાજ પદ મેળવવાને, એ રાજસ સિદ્ધિ પ્રાપ્ત કરવાને તો વળી સેંકડો યજ્ઞો કરવા પડે. અસંખ્ય વિઘ્નોને પરિણામે તે પુરા થાય તો થાય: ત્યારે દેવોમાંય ઋષિ પદ, આ

સત્વશ્રેષ્ઠ દિવ્ય દેહ અને આર્ષદષ્ટિ ધરાવનારૂં ઉચ્ચ પદ શી રીતે મેળવ્યું ? જનતાએ એ શી રીતે માન્ય રાખ્યું ? એમનામાં એટલી યોગ્યતા હયા વિના એ પદ એમને મળી શકત નહિ એટલુંજ નહિ પણ સનાતન સત્ય જેવું હજી સુધી એ નભી રહ્યું છે તે નભી રહેત નહિ.

એમની અતિ સરળતા, સત્ય અને સ્પષ્ટવકતા પણું, સર્વત્ર સમભાવ અને અભેદ દષ્ટિ તેમજ પરિણામનું ચોકખું ભાન—આથી પાત્રે અપાત્રે, વખતે કવખતે, કહેવાઇ ગયેલા વચનોને પરિણામે કલહો થયા છે. વાત વિફરી પણ છે પણ જનતાએ દેવર્ષિનું દેવર્ષિણું ધ્યાનમાં લઈ મહાન પુરૂષની એકાદ ન્હાની સરખી હસવા જેવી ટેવને મશ્કરીના સ્વરૂપમાંજ લક્ષમાં લીધી છે. એમની કલહ પ્રિયતા કરતાં એમનું નેતૃત્વ મ્હોટું છેઃ એમના ફરતારામ પણા કરતાં એમની આત્મ સંસ્થિતિ ઉંડી છે. "સજ્જનોના જીવનમાં દુર્ગુણો પણ ગુણતાને પામે છે."

પ્રાચીન ઇતિહાસમાં નારદજીની કથા જુદે જુદે રૂપે જોવા મળે છે. એ કથા એમના જુદા જુદા જન્મોની છે. પ્રસ્તુત પ્રસંગમાં જે નારદજી વિષે વિચાર કરવામાં આવ્યો છે તે ચતુરાનન બ્રહ્માજીના માનસ પુત્ર મનાય છે. પોતાના સ્વતંત્ર માનસ શકિતથી, ઇચ્છા બળથી, બ્રહ્માજીએ ભિન્ન ભિન્ન અવયવોમાંથી દસ માનસ પુત્રો ઉત્પન્ન કર્યા તેમાં નારદજીનો નંબર દસમો ગણાય છે. એ બ્રહ્માજીના ખોળામાંથી, અંકમાંથી ઉત્પન્ન થયા છે, (**उत्संगात् नारदः जज्ञे**) એવી કથા છે અને જુદા જુદા પુરાણોમાં જે નારદજીની કથા વર્ણવાઈ છે તે આજ નારદજીના જન્મના અનેક પ્રસંગોની તથા એમનાજ જુદા જુદા જન્મોની કથા છે એવી માન્યતા છે.

નારદજીએ વેદ, ઉપવેદ, ઇતિહાસ, પુરાણ, દર્શનગ્રંથો ઇત્યાદિ વિસ્તૃત વિદ્યાધ્યયન, પિતાજી બ્રહ્માજી પાસેથી કર્યું હતું.

સનત્કુમારે એમનું વિશાળજ્ઞાન જોઇ એમને "સર્વજ્ઞ" ની ઉપાધિ Degree આપી હતી.

વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યા પછી પિતાજીએ એમને લગ્ન કરવા સમજાવ્યા પરંતુ નારદજીએ માન્યું નહિ. એમણે કહ્યું, "પિતાજી વિવાહતો માત્ર દુઃખનુંજ કારણ છે. મ્હને એમાં શું કામ ધકકેલોછો ? આપેજ મ્હને ઉપદેશ કર્યો હતો કે 'પિતા, ગુરૂ, સ્વામી, ભાઈ અને પુત્ર તેજ છે કે જે ભગવાનના ચરણારવિન્દમાં ભક્તિ દઢ કરાવે, આતો ઉલટું થાય છે આપણે વખતોવખત આવા વાદવિવાદમાં ઉતરવું પડે તે ઠીક નહિ. મ્હારે ત્યાગ માર્ગે જવું છે કૃપા કરી અનુજ્ઞા આપો !"

"પુત્ર તું વેદાજ્ઞા બરાબર નથી પાળતો. વેદમાં ધર્મ, અર્થ કામ અને મોક્ષ એ ચતુર્વિધ પુરૂષાર્થ સિદ્ધ કરવાના કહ્યા છે. એમાંથી પ્રથમ ત્રણ ગૃહસ્થાશ્રમમાં રહીને સારી રીતે સિદ્ધ થઈ શકે છે. જો સુલક્ષણા ભાર્યા મળે તો પતિને ધર્મ કાર્ય કરવામાં બહુ સરળતા પ્રાપ્ત થાય છે. ત્હને તેવી ભાર્યા મળે એમ છે. મનુના પુત્ર સંજયની પુત્રી સાક્ષાત લક્ષ્મીનો અવતાર છે. એ ત્હારે માટે તપ કરે છે. વ્હેલુ મોડું ત્હારે એની સાથે પરણવુ તો પડશેજ તો પછી મ્હારી ઇચ્છાને માન આપી હમણાંજ સંસારમાં જોડાયતો શું ખોટુ ? વળી હું ત્હારો માત્ર પિતા નથી. ગુરૂ પણ છું. ત્હારી પાસે ગુરૂદક્ષિણા માગુ છું. તું ગૃહસ્થાશ્રમ સ્વીકાર."

આટલુ છતાં નારદજી એકના બે ન થયા. બ્રહ્માજી પાસે દિક્ષા માટે યાચના કરી. સૃષ્ટિક્રમ પ્રચારક બ્રહ્માજીએ મનુષ્ય સ્વભાવ નો વિચાર કરી પિતા અને સ્વામી પાસે દિક્ષા લેવા માટે નિષેધ સુણાવ્યો અને શ્રી શંકર પાસે દિક્ષા લેવા જવાનું કહ્યું,

શ્રી શંકર પાસે પુજા વિધિ, મંત્ર અને જ્ઞાન નારદજીએ મેળવ્યું અને એ સિદ્ધ કરવા માટે વનમાં ચાલ્યા ગયા. હજારો

વર્ષ સુધી તપ કર્યાં પછી ભગવાન શ્રી શંકરની કૃપાથી નારદજીને અનેક રહસ્યો પ્રત્યક્ષ થયા સાક્ષાત્કાર થયો.

સાક્ષાત્કાર પછી નારદજી બદરિકાશ્રમ ગયા. ત્યાં ભગવાન નારાયણની કેટલોક વખત સેવા કરી. ત્યાં એમણે (નારાયણે) સંજયની પુત્રી સ્વર્ણગ્રીવાના પુર્વજન્મની વાત કરી;

"ત્હમે જ્યારે ઉપબર્હણ નામે ગંધર્વ હતા ત્યારે ૫૦ સ્રીઓ સાથે ત્હમે લગ્ન કર્યાં હતાં તેમાં એક સ્રી ત્હમને ખૂબ ચાહતી હતી. ભવોભવ ત્હમેજ એમને પતિ રૂપે મળો એવી એની તીવ્ર મનો-કામના હતી. આ ભવમાં એણે સંજયને ત્યાં જન્મ લીધો છે અને ત્હમારે માટે તપ કરે છે. શંકરે તો એને વરદાન પણ આપી દીધું છે. ત્હમે જાણવાનું સઘળું જાણી લીધું છે. ભગવાનનો સાક્ષાતકાર કર્યો છે. ત્હમારી ઇચ્છા ફળી છે. હવે ભવિતવ્યતાને અનુસરીને લગ્ન કરો, આ જન્મમાં એટલો બાકી રહેલો અનુભવ પૂર્ણ કરી પછી ચતુર્થાશ્રમી થાઓ."

નારદજીને પિતાજીની ઇચ્છા ને ભગવાન નારાયણની સલા-હમાં સામ્ય ભાસ્યું એટલે એમણે સંજયના ગૃહ તરફ પ્રયાણ કર્યું સ્વર્ણગ્રીવાને જાતે જોઈ પછી પિતાજીએ એમના લગ્ન કર્યાં.

સર્વ સામાન્ય રીતે બને છે તેમ લગ્ન પછી તો નારદજીને પણ સ્રીસુખમાં સર્વ સુખની અવધિ જણાવા માંડી. અત્યાર સુધી કરેલી તપશ્ચર્યા અને મેળવેલા જ્ઞાનની પરિસમાપ્તિ પ્રિયાના પ્રેમમાં રત રહેવામાં જ લાગી. દિવસો વિત્યા, વર્ષો વહ્યાં. પ્રેમ પ્રવાહમાં પડેલા નારદજીની પૂર્વકમાણી ખર્ચાયે જતી હતી. નારદજીને તેનું ધ્યાન ન હતું પણ પ્રભુ દયાળુ છે. **नहि कल्याण कृत कश्चित् दुर्गतिं तात गच्छति.** સનત્ કુમાર બ્રહ્મલોકમાં આવ્યા અને ક્રીડાંગણમાં નારદજીને પત્ની સાથે રમણ કરતા જોઈ એમણે એમના ધ્યેયનું સ્મરણ કરાવ્યું. નારદજીને ટકોર લાગી અને ત્યાંથી જ એમણે

સંસાર સાજને ફગાવી ભગવીકંથા ધારણ કરી. ભગવાન સનત્-કુમાર પાસે દિક્ષા લઈ નિવૃત્તિધર્મ પ્રચારનું કાર્ય શરૂ કર્યું.

સારૂં કે ખોટું જે કામ નારદજીના હાથમાં આવ્યું તેનો પીછો લઈ તેનો કસ કાઢે ત્યારે એ જંપે. એમાં લુબ્ધ થાય, એ માટે સર્વસ્વનો ત્યાગ કરે, અનેક કષ્ટ ઉઠાવે, ઘણીયે અપકીર્તિ સહન કરે, એ કશાય તરફ એમનું લક્ષ્ય જ ન હોય એવો એકાન્તિક અને ધુનીસ્વભાવ તો નારદજીનો હતો જ. સનત્‌કુમારનું મનુષ્ય પરીક્ષણ બરાબર હતું. આવા માણસના હાથમાં જે કામ મુકયું હોય તે બરાબર જ થાય. ત્યાગનો આગ્રહ મનમાં ભરાયો તો પિતાજીની ઇચ્છા વિરુદ્ધ ચાલ્યા ગયા અને સાક્ષાત્‌કાર કર્યો ત્યારે રહ્યા. ઇચ્છાએ કે અનિચ્છાએ સંસારમાં પડયા તો ત્યાં પણ એકતાન, એકાન્તિક મસ્તી, તપોભંગ થયાનું કલંક વ્હોરીને પણ: આવી જહાદ વ્યક્તિ-ઓ જ સાહસ કરી શકે છે. એમની ઉન્નતિ પણ જલ્દી થાય છે. એમને Turning Point જોઇએ છીએ. નારદજીને માટે સનત્-કુમારની સોબતે એ કામ કર્યું જુના બેરીસ્ટરે જુની 'બ્રીફ' હાથમાં લીધી અને કામ ધમધોકાર ચાલ્યું.

પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ બે મ્હોટા પક્ષોનું તે વખતે મંથન ચાલતું હતું. ખુદ બ્રહ્માજી પ્રવૃત્તિ પક્ષમાં હતા. સનત્‌કુમાર નિવૃત્તિ પક્ષના હતા. બ્રહ્માજીની આજ્ઞાથી મરિચીઆદિ, સૃષ્ટ વૃદ્ધિનું, કામ કરતા હતા.

એવામાં, પંચજન પ્રજાપતિની અસિકિ નામક કન્યાને દક્ષ પ્રજાપતિ સાથે પરણાવી. એનાથી એને દસ હજાર પુત્રો થયા. તે હર્યશ્વો કહેવાયા. પિતાએ એમને પ્રવૃત્તિ માર્ગનું જ આલંબન લેવા હુકમ કર્યો. પણ એ માર્ગેય સહેલો નથી. એમાં પણ બળ, જ્ઞાન બધું જોઈએ. તે મેળવવા તપ કરવું પડે. તપ માટે અનુકૂળ વાતા-વરણ જોઇએ. તપ માટે એકાન્તની જરૂર પડે છે આથી હર્યશ્વોએ

પ્રવૃત્તિની યોગ્યતા કેળવવા નિવૃત્તિ લીધી. અને આર્યાવર્તની પશ્ચિમે સિન્ધુ અને સાગરના સંગમ પાસે નારાયણ નામના પવિત્ર સરોવર આગળ તપ કરી સિદ્ધિ મેળવી ત્યાં નારદજીએ આવીને એમને કેટલાક પ્રશ્નો પુછયા:—

"પૃથ્વીનો અંત ત્હમે જાણો છો?" જવાબ ન મળ્યો. "એક જ "પુરુષના આધિપત્યવાળા રાષ્ટ્રની ત્હમને ખબર છે?" તેનોય ઉત્તર નહિ આથી નવે પ્રશ્નો પુછી લીધા—"પાછાં ફરી ન શકાય એવા બાકોરાવાળા દરને ત્હમે જેયું છે? અનેક સ્વરૂપ ધારણ કરનાર કુટિલા સ્ત્રી કોણ છે? પુંશ્ચલિનો પતિ કેવો હોય? પચીસ ધાતુઓનું બનેલું અદ્‌ભૂત ઘર કયું? બે બાજુથી વ્હેતા નદી, વિચિત્ર વાતો કહેનાર હંસ અને વજ્રનું બનેલું, પોતાની મેળે ફરતું ચક્ર—આ વિષે ત્હમે શું જાણો છો?"

ઉપરા ઉપરી પ્રશ્નો સાંભળી અસ્વસ્થ બનેલા હર્યશ્વોએ ઉત્તર માટે અશકિત બતાવી. નારદજીએ કહ્યું કે આટલું ન સમજનાર માણસ પ્રવૃત્તિ માર્ગમાં જઇને શું કરશે? પહેલાં આ સમજવું જ જોઇએ.—

હર્યશ્વોની સમજ આ પ્રમાણે હતી; (૧) પૃથ્વી એટલે ક્ષેત્ર, ખરી રીતે સ્થૂળ શરીર એ ક્ષેત્ર અને આત્મા એ ક્ષત્રી કહેવાય પણ સ્થૂળ શરીરની અન્દર રહેલું લિંગ શરીર જ સ્થૂળ શરીરને વારંવાર મેળવે છે ને છોડે છે એટલે સ્થૂળનું કારણ લિંગ શરીર જ આત્માનું ક્ષેત્ર છે. એ લિંગ શરીર વાસનાથી બંધાય છે. વાસનાનો નાશ થવાથી એનો નાશ થાય એટલે પૃથ્વીનો નાશ ગણવો. (૨) આ રાષ્ટ્રનો એકજ સ્વતંત્ર નિયન્તા છે તેને ઓળખવાને બદલે અનેક વિધ કર્મો કરી તત્ તત્ અધિષ્ઠાતા અનેક પરતંત્ર દેવોને આરાધ-વાથી શો લાભ? આ નારદજીના બીજા પ્રશ્નોનો ભાવાર્થ છે. (૩) ત્રીજા પ્રશ્નમાં, શુદ્ધ ચૈતન્યને સ્હમજવાના માર્ગને દર સાથે સરખાવ્યો છે. એમાં તદ્રૂપ બની જવાય એટલે પાછા આવવાપણું ત્યાં રહેતું

નથી તેથી એ નિર્ગમ રહિત દ્વાર કહેવાય છે. ચિદાનન્દથી સંસારના સર્વ આનન્દ અલ્પ હોવાથી યોગિ અન્ય આનંદ વાંછતો નથી. (૪) બુદ્ધિ એ માનવીની વિશિષ્ટતા છે પણ એમાં છેતરાઈ જવા જેવું છે. કારણકે એ બહુરૂપ ધારણ કરનાર હોવાથી એને કુટિલા સ્ત્રી સાથે સરખાવી છે. એને જો બરાબર ન ઓળખી લઇએ તો એ વિનાશને પન્થે લઈ જાય છે. (૫) પાંચમા પ્રશ્નમાં કુટિલા સ્ત્રી એટલે બુદ્ધિ અને એનો પતિ એટલે જીવ. આવી કુટિલા ભાર્યાના સંસર્ગથી એની સ્થિતિ અધોગામિની થઇ જાય છે. માટે એણે ચેતતા રહેવાની જરૂર છે. (૬) પચીસ તત્ત્વોના બનેલા આ જીવનની રચના અથવા યોજના ખરેખર અદ્‌ભૂત છે. આશ્ચર્યરૂપ છે. એને સમજવાની આવશ્યકતા છે. (૭) માયા એ નદી રૂપ છે એને તપ અને વિદ્યારૂપી બે ઘાટ છે. એ ઘાટ મજબુત રાખવાથી માયાનો વેગ અનર્થ નહિ કરી શકે. (તપ તો થયું છે. હવે જ્ઞાનની જરૂર છે હર્યશ્વો નિવૃત્તિ માર્ગમાં રહી જ્ઞાન મેળવે તો માયા નુકશાન કરે નહિ. )

(૮) ઇશ્વર પ્રતિપાદક શાસ્ત્રમાં જે ચૈતન્ય અને જડ તત્વનું વિશેષરૂપે વર્ણન કરવામાં આવ્યું છે એજ હંસ સ્વરૂપ છે. એ શાસ્ત્રમાં કયાં કર્મોથી બન્ધન થાય છે અને કયાં કર્મો કરવાથી મોક્ષ થાય છે એ બતાવ્યું છે મતલબ કે શાસ્ત્રની વાતો વિચિત્ર છે. આ શાસ્ત્રોને જાણ્યા વિના માત્ર બાહ્ય કર્મો કરવાથી શું ફળ મળવાનું ?

(૯) સમસ્ત જગતને ધુમરીયાં ધુમાવનાર વિષ્ણુનું આયુધચક્ર વજ્રનું બનેલું છે. એ સખત છે. એની ધાર સદા તીણી જ રહે છે. એ કદિ ફરતું અટકતું નથી. એ ચક્રનું બરાબર જ્ઞાન થાય તો સંસારના ક્ષણિક સુખોનો કોઇને મોહ રહે નહિ.

નારદજીના કુટ પ્રશ્નો પર ખૂબ વિચાર કરતાં આ પ્રમાણેનો અર્થ હર્યશ્વોને સુજ્યો અને પરિણામે સંસાર માર્ગે જવાની આસક્તિ ન રહેતાં નારદજી પાસે દિક્ષા લઇ ચતુર્થાશ્રમને માર્ગે વળ્યા.

દક્ષે આ વાત જાણી. એમને ગુસ્સો ચઢયો. પણ નિરૂપાય હતા. પછી અસિક્રી નામની પત્નીથી થયેલા સબલાશ્વ નામના માનસ પુત્રોને એમણે ખૂબ ભાર દઇ પ્રવૃત્તિ માર્ગે જ જવા કહ્યું. એ પણ એ માટે નારાયણ સરોવર પર તપ માટે ગયા. નારદજી પાછા ત્યાં ગયા અને એમના મ્હોટા ભાઇ હર્યશ્વોને પુછેલા પ્રશ્નો પુછી એમને પણ ચતુર્થાશ્રમી બનાવી દીધા.

આ વખતે દક્ષને ઘણોજ ગુસ્સો ચઢયો અને સંસાર ચક્રમાંથી છોડાવવા પોતાના પુત્રોને ત્યાગી બનાવનાર નારદનેજ સદાયે સંસારચક્રમાં ભમતા રહેવાનો શાપ આપ્યો.

હેતુની સિદ્ધિ અર્થે એવાતો ઘણાયે શાપ નારદ સહી લે એમ હતું. એ જીવનનો પણ નામ સંકીર્તન કરીને એમણે સદુપયોગ જ કરી લીધો.

ત્યાર પછી મન્દરાચળ પર તપ કરતા સ્વયંભુવ મનુના મ્હોટા પુત્ર પ્રિયવ્રતને મળ્યા અને એમને ઉપદેશ આપી વેદ, વેદાંગમાં પારંગત બનાવ્યા. પ્રિયવ્રતના યોગ, તપ અને જ્ઞાનને લઇને ચારે તરફ એમની ખ્યાતિ ફેલાઈ. સ્વયંભુવ મનુની ઇચ્છા હવે એ રાજ્ય ધુરા સંભાળી લે એવી હતી, પણ પ્રિયવ્રતે એ માન્યું નહિ એટલે સ્વયંભૂવે પિતામહ બ્રહ્માજી મારફત એમને સમજાવી જોયા તોપણ પ્રિયવ્રતે માન્યું નહિ. છેવટે શંકરે અને નારદજીએ એમને પુત્રોત્પત્તિ પછી એના લાયક થયા બાદ સંસાર પુનઃ છોડી દેવાની સલાહ આપી ત્યારે પ્રિયવ્રતે માન્યું અને પિતા સાથે ગયા.

કેટલોક સમય સંસારમાં રહ્યા બાદ આગ્નિધ્ર નામે પુત્ર થયો એટલે એમણે સંસાર છોડયો. ત્યાર પછી નારદજી સાથે એમનો પુનઃ મેળાપ થયો.

દક્ષના પુત્રોને ત્યાગમાર્ગમાં વાળ્યા પછી ઉદાસીન બનાવવાની પ્રચાર નીતિમાં નારદજીએ થોડો ફેરફાર કર્યો હશે એમ પ્રિયવ્રતને થોડો વખત સંસારમાં જવાના કરેલા ઉપદેશ પરથી જણાય છે.

જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ નારદજીનું જીવન વધારે રહસ્યમય બનતું ગયું. ભગવન્ ગુણાનુવાદમાંજ મસ્ત રહેતાં સ્વાધ્યાય તરફ એ ઉદાસીન રહેવા લાગ્યા હતા. પોતાને હવે એની જરૂરજ નથી એમ એમને લાગ્યું હતું પણ એક સરસ અનુભવ એમને થયો તે એમણે પ્રિયવ્રતને કહ્યો.

"પ્રિયવ્રત! કાલે હું શ્વેતદ્વીપમાં વેદ નામના સુન્દરસરોવર પર મ્હારી ભક્તિની મસ્તીમાં મસ્ત બની ફરતો હતો ત્યાં મ્હને એક દિવ્ય કન્યાના પ્રત્યક્ષ દર્શન થયાં. એના રૂપનું હું શું વર્ણન કરૂં? દર્શન માત્રથીજ હું લુબ્ધ થયો. મ્હારૂં જ્ઞાન. મ્હારી ચેતના જાણે હરાઇ ગઇ. હું મુઝાયો. મ્હારી આંખો બન્ધ થઇ ગઇ. ત્યાં એક આશ્ચર્ય મ્હને જણાયું. એ દેવીના હૃદયમાં એક દિવ્ય પુરુષ મ્હેં દીઠો મ્હને એ સત્ય ને સ્વપ્ન લાગ્યું. એટલે ચિત્ત સાવધાન કરી બરાબર મ્હેં જોયા કર્યું તો તે દિવ્ય પુરુષના હૃદય મધ્યે વળી બીજો એક પુરુષ દેખાયો અને એને ધારી ધારીને જોઉં તો તેમાં ત્રીજી એક તેજોમય વ્યક્તિ જણાઇ. આ શું! મ્હારી આંખ ઉઘડી ગઈ. દેવી સાવિત્રી કન્યારૂપે હજુયે મ્હારી સ્હામેજ ઉભી હતી. મ્હેં એને વિનંતિ કરી એની ઓળખ માંગી અને એના હૃદયમાં હમણાંજ કરેલા આશ્ચર્યજનક ત્રિમૂર્તિના દર્શનનું રહસ્ય પૂછ્યું "

દેવીએ કહ્યું, "હું ગાયત્રી મંત્રની અધિષ્ઠાત્રી દેવી સાવિત્રી છું હું અક્ષરસ્વરૂપિણી, જ્ઞાનરૂપાછું. વેદ મ્હારૂંજ પ્રતીક છે. પ્રથમ પુરુષ ત્હેં જે જોયો તે ઋગ્વેદ છે. ઋગ્વેદ સાંક્ષાત નારાયણ છે. બીજો પુરુષ યજુર્વેદ છે. એના દેવતા બ્રહ્મ છે અને ત્રીજી મૂર્તિ શિવની હતી. એ સામવેદના દેવતા છે.

હું અથવા મ્હારામાં રહેલી ત્રિમૂર્તિ એ બ્રહ્મનુંજ સ્વરૂપ છીએ. પ્રલય કાળમાં એક માત્ર અવશિષ્ઠ રહેલા બ્રહ્મ તત્વને અક્ષરબ્રહ્મ કહે છે. ઉત્થાનકાળે એમાંથી માયાનું સ્પન્દન થતાં એ

સ્પન્દનાત્મિકા માયાના અધિષ્ઠાન ચૈતન્યને શબ્દબ્રહ્મ કહે છે અથવા ત્યાંથી ચૈતન્ય વ્યાપક બનતું જતું હોવાથી એને વિષ્ણુ પણ કહે છે.

અહીં સુધી માયાનું માત્ર સ્વપ્નજ છે. એના ગુણો લીનાવસ્થામાં છે. એમાંથી ગુણો સ્ફુરતાં પ્રથમ સત્વગુણ સ્ફુરે છે. એ વખતની સત્વ પ્રધાન માયામાં રહેલું અક્ષરબ્રહ્મ મહત્ તત્વ અથવા સુત્રાત્મા કહેવાય છે. રજોગુણ વિસ્તરતાં એ માયાનો અધિષ્ઠાતા હિરણ્યગર્ભ કહેવાયો. શિવ એ હિરણ્યગર્ભનુંજ બીજું નામ છે.

ટુંકમ બીજી રીતે વિચારીએ તો માયા શબલ બ્રહ્મરૂપ છે એજ પરા નામે વાક્ છે. સાવિત્રી એની અભિમાની દેવતા છે. (૨) મહત્ તત્વ વિશિષ્ટ ચેતન છે એજ પશ્યન્તી નામે વાક છે એના અભિમાની દેવતા વિષ્ણુ છે (૩) અહંકાર વિશિષ્ટ ચેતન છે; એજ મધ્યમા નામની વાક્ છે એના અભિમાની દેવ બ્રહ્માજી છે. (૪) સ્થૂળ જગત વિશિષ્ટ ચેતન એ વિરાટ છે; એજ વૈખરી નામની વાક્ છે. એના અભિમાની દેવ શંકર છે.

નીચે પ્રમાણે સમજવા માટે એનો (Table) કોઠો બનાવીને બતાવ્યો છે.

**બ્રહ્મ**

| ૧ | ૨ | ૩ | ૪ |
|---|---|---|---|
| સ્પન્દનાત્મિકા માયા | સત્વપ્રધાન માયા | રજો પ્રધાનમાયા | તમો પ્રધાન માયા |
| શબ્દબ્રહ્મ, પરાવાક્, સાવિત્રી, જગતનું બીજ. | મહતતત્વ, પશ્યન્તીવાક્ વિષ્ણુ દેવતા, ઋગ્વેદ. | હિરણ્યગર્ભ, મધ્યમાવાક્ બ્રહ્મા દેવતા, યજુર્વેદ. | વિરાટ. વૈખરીવાક્ શંકર દેવતા, સામવેદ. |

સવિધિ ઋગ્વેદની ઉપાસના કરનારને વિષ્ણુ ભગવાનનાં દર્શન થાય છે અને એમની કૃપા એ સંપાદન કરી શકે છે માણસને પશ્યન્તી નામની વાક સિદ્ધ થઈ આત્મજ્ઞાન થાય છે. સવિધિ યજુર્વેદની ઉપાસના કરનારને ચતુરાનનો સાક્ષાતકાર થાય છે, દિવ્યકર્મનુ જ્ઞાન થાય છે. મધ્યમાવાક સિદ્ધ થાય છે. સામવેદની સવિધિ ઉપાસના

કરનારને ભગવાન શંકરનો સાક્ષાત્કાર થાય છે. સંસારમાં પ્રભુતા મળે છે. વૈખરી વાક સિદ્ધ થાય છે.

આ ત્રણે વેદના જ્ઞાનની પ્રત્યેક મનુષ્યને આવશ્યતા છે જ્ઞાન નિત્ય સ્વાધ્યાય વિના ટકતું નથી. ગાયત્રી મંત્રમાં આ ત્રણે વેદનું રહસ્ય વેદ ભગવાને ઉતાર્યું છે એનો નિત્ય જાપ કરવાથી સ્વાધ્યાય થાય છે અને તેથી જ્ઞાનની કદિ વિસ્મૃતિ થતી નથી જ્યાં સુધી દેહાભિમાનનો સમૂલ નાશ ન થાય ત્યાં સુધી પ્રત્યેક આશ્રમધર્મીએએ ગાયત્રી મંત્રના જપદ્વારા વેદ ભગવાનની ઉપાસના કરી જ્ઞાન જ્યોત સદા ઝગતી રાખવાની જરૂર છે. ત્હેં ત્હારી જાતને આશ્રમ ધર્મથી પર માની મ્હારી અવગણના કરી તેથી ત્હારૂં જ્ઞાન હરાયું. ત્હેં મ્હને ઓળખી નહી. ત્હારી ભક્તિ જ્ઞાન વિહીન ન બને, ત્હારી પ્રજ્ઞાનાં દ્વાર ભક્તિના ગર્વમાં વસાયલા ન રહે તેથી આજે મ્હેં ત્હારાં પ્રજ્ઞાચક્ષુ ખોલી તે દ્વારા ત્હને દર્શન દીધાં છે. જ્યારે તું મુંઝાય ત્યારે પુરુષસુક્તનો પાઠ કરજે."

"હે પ્રિયવ્રત ! સાવિત્રી આ પ્રમાણે કહીને તરત અદૃશ્ય થયાં અને મ્હને સુઝયું કે જે વિષ્ણુ ભગવાનની હું ભક્તિ કરૂં છું તે તો આ જ્ઞાનરૂપા જગજ્જનની દેવી સાવિત્રીના હૃદયમાં છે. વેદ, ગુરૂનો પણ ગુરૂ છે એ સમજાયા પછી તપ કરવા પરથી મ્હારી રૂચી ઉઠી ગઇ છે અને હવે હું વેદોપાસના કરી ભગવન્નામ સ્મરણ કરૂં છું."

નારદજી પણ પ્રિયવ્રતને રહસ્યમય સ્વાનુભવ દ્વારા વેદ–જ્ઞાન –મહાત્મ્ય સંભળાવી ત્યાંથી ચાલી નીકળ્યા.

પછી જ્યારે પ્રિયવ્રતનો ભત્રિજો અને ઉત્તાનંપાદનો રાણી સુનીતિથી થયેલો પુત્ર ધ્રુવ અપરમા સુરુચીના ત્રાસથી તપ કરવા જાય છે ત્યારે માર્ગમાં એને નારદજી મળે છે. એની કુમળી વય જોઈ એને પાછો જવા સમજાવે છે; પણ એ પાછો ફરતો નથી એટલે યમુના તટ પર મધુવનમાં જવાની સૂચના આપે છે. આસન

પ્રાણાયામ શિખવાડે છે. ધ્યાન માટે ભગવાન વિષ્ણુના મનોહર સ્વરૂપનું વર્ણન કરી બતાવે છે એને સવિધિ 'ૐ નમો ભગવતે વાસુદેવાય' એ દ્વાદશ મંત્રનો જપ ઉપદેશે છે.

પ્રિયવ્રતને જેમ પહેલી વખતે ઉદાસીન માર્ગે નારદજી લઈ ગયા ન હતા તેમ ધ્રુવને પણ ન લઇ ગયા. કેમકે એનો વૈરાગ્ય માતાના કઠોર શબ્દથી ઉત્પન્ન થયેલો હતો. સ્વભાવત : નહિ. અપરમાના ચલણને લીધે, પિતાની કૃપાથી ભ્રષ્ટ થયેલો બીન અનુભવી બાલક નિરુપાયે વેગ ભર્યો ઇશ્વરની કૃપા મેળવવા જતો હતો અને એમ કરી એને અપરમાને બતાવી આપવું હતું, સાંસારિક સમૃદ્ધિઓ ભોગવવી હતી એટલે એનો એ અધિકાર વિચારી એની ઇચ્છા અને પ્રગતિ અનુસાર માર્ગ બતાવ્યો.

બીજી રીતે વિચારીએ તો દક્ષના બધાય પુત્રોને ઉદાસીન બનાવ્યા પછી એમની નીતિ પણ બદલાઈ હતી વ્યકિતની ઇચ્છા અને અધિકાર સાથે એમણે એના સંયોગો પણ ધ્યાનમાં લેવા માંડયા હતા. અને પાકટ અનુભવે જે માર્ગ લેવાશે તે અચ્યુત રહેશે એમ એમને સમજાયું હતું. ત્યારથી જથાને (quantity) બદલે ગુણ (quality) તરફ એ વળ્યા હતા.

આ પછી પ્રચેતાઓને અને હાવિર્ધાનના પુત્ર પ્રાચીનબર્હિને એમણે ઉદાસીન બનાવ્યા.

ઉપદેશ અને યુકિત પ્રયુકિતથી સ્હામાના મનનું સમાધાન કરવામાં નારદજી, ભગવાન સનત્ કુમાર કરતાં પણ ચઢી જતા હતા. શૂરસેનના કુલમાં ઉત્પન્ન થયેલા ચિત્રકેતુ રાજાને પુત્ર નહતો અંગિરા ઋષિની આજ્ઞાથી કરેલા યજ્ઞને પરિણામે પુત્ર થયો ત્યારે એની સાવકી માતાઓએ વિષ દઈ એને મારી નાંખ્યો. આથી રાજારાણીના શોકનો પાર રહ્યો નહિ. સનકાદિક અનેક ઋષિમુનિઓએ એમના મનનું સમાધાન કરવાનો પ્રયત્ન કર્યો પણ તે વ્યર્થ ગયો

એટલે અંગિરા ઋષિએ નારદજીને વિનંતિ કરી. નારદજીએ પણ રાજાને ઘણી રીતે સહમજાવ્યો પણ પુત્ર દર્શન વિના એનું મન શાન્ત પડયુંજ નહિ એટલે નારદજીએ પોતાની યોગસિદ્ધિથી મૃતાત્માને બોલાવ્યો અને જ્યારે એ મૃતપુત્રે એને ઉપદેશ આપ્યો. ત્યારેજ એને સાચો વૈરાગ્ય થયો.

જેને જે ઉપાયે અસર થાય તે ઉપાય અજમાવી નારદ સ્હામા માણસનેઆત્મકલ્યાણનો પથ બતાવી દેતા. મહાન યોગિ અને અદ્વિતીય વીર દૈત્ય હિરણ્યાક્ષને વિષ્ણુએ વરાહ રૂપે માર્યો ત્યારથી હિરણ્યકશિપુ વિષ્ણુનો કટ્ટો દુશ્મન બન્યો અને એને મારવા તપ કરવા માંડયું. દેવરાજ ઇન્દ્ર એના વિનાની સુની રાજધાનીમાં પેસી એની સગર્ભા પત્નીને ઉઠાવી ગયો. દેવર્ષિ નારદને આ અન્યાયી કૃત્ય ખુંચ્યું તેથી એને અનેક રીતે દલીલો દ્વારા સ્હમજાવી, મહાત કર્યો અને દૈત્યની પત્નીને છોડાવી પોતાના આશ્રમમાં લઇ ગયા. ત્યાં પ્રહલ્લાદનો જન્મ થયો. દૈત્ય પિતાની ઉગ્રશકિત તપ અને તેજ બાળકમાં ઉતર્યાં તેની સાથે ગર્ભિણી માતાને મૃત્યુના પંજામાંથી ઉગારી લાવનાર દેવર્ષિના ઉપકાર અને ઉપદેશના સંસ્કાર પણ બાળકમાં ઉતર્યા અને દૈત્યનું બીજ સંસ્કાર પલ્ટાના અદ્વિતીય પ્રયોગથી દેવ પ્રેમી માનવ તનુ ધારણ કરીને અવતર્યું. ઇતિહાસમાં આવો પ્રસંગ વીરલ છે.

નારદજીના આવા વર્તનથી, વિરોધીઓમાં પણ એ પ્રિય થઇ પડયા હતા.

આગળ ઉપર દેવરાજ ઇન્દ્ર અને દૈત્યરાજ બલિ વચ્ચે જ્યારે યુદ્ધ થાય છે ત્યારે દૈત્યનો કચ્ચરઘાણ નીકળતો જોઇ નારદજી ઇન્દ્રને મળી યુદ્ધ અટકાવેછે એ જાતિનો પક્ષ બીલકુલ લેતા નહિ એમને ન્યાયજ પ્રિય હતો. પોતે હતા દેવર્ષિ પણ આ રીતે દૈત્યોના બચાવમાંય, જરૂર પડી ત્યાં, નિષ્પક્ષપાત પણે આગ્રહ પૂર્વક હાઝર થઇ કાર્ય સિદ્ધ કર્યું છે.

દેવ અને દાનવ વચ્ચે ઉંડુ વૈમનસ્ય પેદા થઈ ચુકયું હતું. બન્ને જાતિ એક મેકના સત્યાનાશમાંજ સદા ઉત્સુક રહેતી હતી. એક વખતે યુદ્ધમાં દાનવો જીત્યા અને દેવો પર ત્રાસ વર્તવા માંડયો ભીડભંજન કષ્ટોદ્ધારક દયાળુ શંકર પાસે મંડળી (deputatian) પહોંચી એમણે સેવાતત્પર નારદને બોલાવ્યા. અને આ અન્યાયનો સામનો કરવા સૂચના આપી. ભગવાન શંકરે બતાવેલી યુક્તિ પ્રમાણે એ પરમ પતિવ્રતા બાણાસુરની પત્નીને મળ્યા. અને વર્ષો સુધી જેણે એકનિષ્ટાથી દાનવ પતિનેજ દેવતુલ્ય માની એની આરાધના કરી હતી તે રાજમહિષીના મોઢા પરજ કુશળતાથી એના પતિના તમામ દુર્ગુણો કહી સંભળાવ્યા. રાણીનો વર્ષોની એક નિષ્ઠા તુટી. દાનવની દાનવલીલાનું એમને ભાન થયું. પત્નીના તપ અને સાત્વિક ભાવોનો લાભ લઇ આટલા વર્ષ બાણ ફાવતો આવ્યો હતો. તેનું પરભૃત વિજેતાપણું હવે નષ્ટ થયું. દાનવને કરવાની શિક્ષામાં આડે આવતી એની દૈવી પત્નીને માર્ગમાંથી દૂર કરી નારદે શ્રી શંકરનો માર્ગ સરળ કરી આપ્યો.

આ પ્રસંગ કોઈ શ્રદ્ધાવાનને તેની શ્રદ્ધાથી વિચલિત કરી, નિર્દોષ અને સુખી માનસને અસંતુષ્ટ બનાવ્યાનો દોષભાગી છે. વળી સ્નેહી દંપતી વચ્ચે આંતરકલહ ઉત્પન્ન કરી દુશ્મનને દાખલ કરાવનારી અધમ નીતિ બતાવનાર પણ છે. ધ્યેય ઉત્તમ, સાધ્ય વિશુદ્ધ પણ સાધન અશુદ્ધ એમ કહી શકાય.

પહેલાં એ નારદે આવાજ કોઈ પ્રસંગે મયને સમજાવવા ખૂબ પ્રયત્ન કર્યો હતો. નારદ જેવા સમદર્શીને ગોદેતો એમનું અપમાન થાય એમ ન હતું. પણ દેવો જેમ નારદના નિઃસ્વાર્થ વચનો પર વિશ્વાસ મુકી એમનું માન રાખતા તેમ દાનવો રાખતા નહી, નારદ આમ વિદાય થતા કે તરત હતા તેના તે. નારદ આથી કંટાળ્યા હતા અને તેમાં આ વળી બાણાસુરની ભોળી પત્નીને વસ્તુસ્થિતિનું સત્ય ભાન કરાવતું હતું. અને વૈરીની કમાણી ઉપર તાગડધિન્ના કરનાર

મિથ્યાભિમાની ધણીનું સાનભાન ઠેકાણે લાવવું હતું. આ માટે ઓછામાં ઓછું રક્ત વડે અને ઓછામાં ઓછા સમયમાં ધાર્યું કામ પાર પડે એ રાજનૈતિક ઉપાયતો ઉપર પ્રમાણેનો જ હતો અને એ ભગવાન શંકરનો બતાવ્યો ન્યાયનું કામ જોઇ એમણે અજમાવ્યો અને એમાં એ ફાવ્યા.

નારદ મુખ્યત્વે વિષ્ણુ ભકત હતા પણ પંચાયતન પુજામાં માનતા. વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અને અનિરુદ્ધ એ ચાર સ્વરૂપે ધર્મના ઘરમાં લીધેલા અવતારનું રહસ્ય સ્હમજવા એક વખત નારદજી બદરિકાશ્રમમાં ભગવાન નારાયણની પાસે ગયા. નારાયણે એમને મેરૂ પર્વત પર જવાની આજ્ઞા કરી. ત્યાં જઇ વાયવ્ય દિશામાં એમણે વાસ કર્યો. નારદમુનિએ જ્યાં આસન લગાવ્યું હતું ત્યાથી ઉત્તર દિશામાં ક્ષીર સાગરમાં આવેલો શ્વેતદ્વિપ એમને દષ્ટિગોચર થયો. ત્યાંની અલૌકિક વસતિનાં પણ એમને દર્શન થયાં અને એમનું ચિત્ત આ સર્વના કર્તાહર્તા વિશ્વાત્માનું ધ્યાન ધરવામાં તત્પર બન્યું. અહીં એમને ભગવાનનાં દર્શન થાય છે અને એમને એચાર સ્વરૂપો સમજાવે છે.

(૧) સ્પન્દનાત્મિકા માયા સ્થિત જે નિર્ગુણ સબલ બ્રહ્મ એજ **વાસુદેવ.**

(૨) ઉત્થાન થતાં સત્વ પ્રધાના માયા દ્વારા થયેલી ભૂતાત્મક સૃષ્ટિમાં જે ચેતન તત્વ વ્યાપ્યું. તે સંકર્ષણ. જેને વ્યકિત શરીરમાં જીવ નામ આપવામાં આવે છે.

(૩) ત્યાર પછીનું અવતરણ તે પ્રાણઃ સમષ્ટિ-વિશ્વનો કર્તા, કરણ અને કાર્યરૂપ જે પ્રાણ તેજ પ્રદ્યુમ્ન.

(૪) પ્રાણ પછીનું અવતરણ સ્થાવર જંગમાત્મક સ્થૂલ જગત્ એમાં વ્યાપેલા ચેતનને વ્યકિત સ્વરૂપે અહંકાર અને સમષ્ટિ સ્વરૂપે ઇશ્વર નામ આપવામાં આવે છે.

બીજી પ્રણાલિકાથી વિચારીએ તો

| (૧) અવસ્થાન | (૨) સ્વરૂપ | (૩) ચેતન પ્રણાલિ |
|---|---|---|
| (૧) નિર્ગુણ | વાસુદેવ | ક્ષેત્રજ્ઞ |
| (૨) ગુણાત્મિક ક્ષેત્ર | સંકર્ષણ | જીવ |
| (૩) વધારે ગાઢા થતા ગુણોમાં અવસ્થિત | પ્રદ્યુમ્ન | મન |
| (૪) કેવળ ત્રણે ગુણોમાં બંધાઇ ગયેલા થડમાં અવસ્થિત | અનિરૂદ્ધ | અહંકાર<br>ઇશ્વર |

આ જ્ઞાનને સાત્વત ધર્મ અથવા "નારદ પાંચરાત્ર" પણ કહે છે. આર્યાવર્તમાં પ્રેમધર્મના, ભકિત માર્ગના પ્રથમ પ્રચારક નારદજીજ હતા એટલું જ નહિ પણ આર્યેતર દેશમાં પણ એમના માર્ગની અસર છે. ભકિત સૂત્ર નામનો ભકિત વિષયક ગ્રન્થ નારદજીનો રચેલો છે. એ નિરન્તર સંકીર્તન કરતા પણ એમને સંગીતનું જ્ઞાન હતું નહિ. ગાન વિદ્યામાં ગંધર્વ જાતિ બહુ પ્રવીણ હોય છે. એક વખત તુંબરૂ નામના ગંધર્વને નારદજીએ ગાતાં સાંભળ્યો ત્યારથી એમને સંગીતનું જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા થઇ આવી. ઉલુકેશ્વર નામના ગંધર્વને ગુરૂ કરી એમની પાસે એમણે સંગીત શીખી લીધું. લાંબો અભ્યાસ કર્યા વિના માત્ર વિગતોની સમજથી પુરા પારંગત બનાતું નથી પણ એમને તો પુરૂં આવડી ગયેલું લાગ્યું અને તુંબરૂને હરાવવાની મસ્તીમાં એની પાસે જવા નીકળ્યા ત્યાં માર્ગમાં એમને કેટલાક સ્ત્રી પુરૂષોનાં દર્શન થયાં. એમના અવયવો ખંડિત થયેલા જોઇ એમણે એનું કારણ પુછયું:—

"આપ બધાં કોણ છો? આમ કયાં જાઓ છો? આપનું સ્વરૂપ આમ વિકૃત કેમ બની ગયું છે?"

"અમે રાગ રાગિણીઓ છીએ. નારદજી નામના કોઈ મહાત્મા વિધિ રહિત ગમે તેમ ભજનો ગાય છે તેથી અમારા અવયવો

ખંડિત થયા છે એને સાજા કરવા અમે તુંબરૂ ગંધર્વ પાસે જઇએ છીએ. એના વિધિપુરસરના ગાનથી અમે સાજા થઈશું."

નારદજી આ સાંભળી શરમાઈ ગયા અને તુંબરૂને હરાવવાની વૃત્તિ ક્યાંની ક્યાં દબાઇ ગઇ.

કૃષ્ણાવતારમાં કૃષ્ણ ભગવાન પાસે જઈ નારદજીએ પોતાની સંગીતજ્ઞાનની અભિલાષા સિદ્ધ કરાવી આપવા માંગણી કરી.

ભગવાને જાંબુવતી અને સત્યભામા પાસે એમને મોકલ્યા. નારદજીએ બે વર્ષ સુધી એમની પાસે રહી સંગીતનો અભ્યાસ કર્યો તોયે પૂર્ણતા તો નજ આવી પછી રૂકિમણીજી પાસે ગયા ત્યાં કેટલોક વખત રહ્યા પછી પ્રવીણતા પ્રાપ્ત કરી. સદાગ્રહી નારદજીએ લાંબે ગાળે પણ સંગીત પ્રેમ સિદ્ધ કર્યો અને જ્યારે ખરી સિદ્ધિ મળી ત્યારે એ તુંબરૂને હરાવવાનું અભિમાન પણ નષ્ટ થયું.

જ્ઞાની, ભકત અને કલાપ્રેમી નારદે યુધિષ્ઠિરને રાજનીતિ પણ ઉપદેશી છે. એમની રાજનીતિ કેવળ પાર્થિવ ભાવોથી ભરેલી નહતી ન્યાય અને કલ્યાણ ઉભયનો એમાં વિચાર કરવામાં આવતો.

મહાભારતના યુદ્ધ પછી સમય પ્રાપ્ત થયે જ્યારે યુધિષ્ઠિર સ્વર્ગમાં ગયા ત્યારે દુર્યોધનની દશા દેખી એ ખૂબ રાજી થયા હતા. નારદજી ત્યાં પણ પહોંચ્યા અને એમની એ દ્વેષવૃત્તિ માટે એમને ઠપકો આપ્યો હતો. ધંધાને કે વ્યવહારને અંગે વિરોધ બતાવવો પડે અને નિશ્ચિત ફળ પ્રાપ્ત કરવા માટે યુદ્ધાદિ જે કંઇ કરવુ ઘટે તે કરવું પડે પણ એમાં દ્વેષભાવતો હોવો જ ન જોઇએ અને કદાચ એનું સહજ દર્શન થાય તો એના સંસ્કાર વાસના શરીરમાં ઉંડા મૂળ રોપે. ક્ષણિક દેહના સંબંધોને લીધે કરેલો વિરોધ દેહ છોડયા પછી પણ કાયમ રહે અને જન્માતરનું કારણ બને, વૈર ભવોભવ પહોંચે એતો મહાજનો માટે શરમાવનારૂ ગણાય. આજની "આજ" ભુલીજવાની "કાલ" ના વૈર બીજ એમાં ન રોપાય.

આટલી સૂક્ષ્મ સહમજ નારદજીના સમદર્શીપણાને આભારી છે.

સંસ્કૃત સાહિત્યમાં નારદજીનું સ્થાન આગળ પડતું છે. પોતે લખેલા ગ્રન્થ પાંચરાત્ર, ભક્તિસૂત્ર અને નારદસંહિતા ઉપરાંત રામાયણ અને ભાગવતની રચનામાં પણ એ નિમિત્ત ભૂત બન્યા છે.

આદિકવિ વાલ્મિકિને એમણેજ પ્રથમ રામની કથા એમની રસિક ઢબે કહી સંભળાવી હતી. વાલ્મિકીને એમાં એટલો બધો આનન્દ પડયો હતો કે શ્રવણ પછી એનીજ મસ્તીમાં એમનું ચિત્ત મસ્ત હતું ત્યાં ક્રૌંચનો પ્રસંગ બન્યો અને પ્રથમ અનુષ્ટુપ છંદ એમનાથી રચાઇ ગયો. બ્રહ્માજીએ જ્યારે વાલ્મિકીને રામાયણ રચવાની આજ્ઞા કરી ત્યારે કાર્યની વિકટતા અને પોતાની અશક્તિ એમણે જણાવી હતી. બ્રહ્માજીએ કહ્યું હતું કે "એમાં કંઈ મુશ્કેલ નથી નારદે જે ચરિત્ર તહમને સંભળાવ્યું છે તેજ છંદોબદ્ધ વર્ણવો. શ્રીરામકૃપાથી કાર્ય સરળ થઇ જશે."

નારદજીએ જે કથા કહી હતી તે મૂળ રામાયણ ગણાય છે. એના ફક્ત સો (૧૦૦) શ્લોક છે.

રામાયણના પ્રથમ કાંડના પ્રથમ સર્ગમાં મહર્ષિએ નારદજીનો એ ઋણ સ્વીકાર કર્યો છે.

એજ રીતે વેદ વ્યાસ જ્યારે અરાઢે પુરાણ રચી રહ્યા છતાં શાન્તિપ્રાપ્ત ન કરી શકયા ત્યારે નારદજીને એનું કારણ પૂછ્યું નારદજી ભકત હતા, એમણે જોયું કે વ્યાસે જ્ઞાન ગ્રન્થો, તે પરના વિવરણો, અનેક દેવદેવતાઓની ઉપાસનાના પુસ્તકો તથા રાજનીતિ અને રાજપુરૂષોના ઇતિહાસો ઘણા લખ્યા છે પણ તેથી એના આત્માના ઉંડાણને સ્પર્શ થાય એવી ભાવની ભરતી આવી નથી. ભક્તિવિના તે આવે એમ પણ નથી. વળી પ્રજાનું માનસ પણ દિનપ્રતિદિન પાર્થીવ બનતું જતું હતું. જ્ઞાન ગ્રહણ માટેની તીવ્ર બુદ્ધિ ઘટતી જતી હતી. આવી પ્રજાને ધીમે ધીમે ઉંચે ચઢાવવા

ભકિતથી, પ્રભુ પ્રેમનાં સંકીર્તનોથી સારો લાભ થશે એમ માની સોળ કલાયુકત ભગવાન શ્રીકૃષ્ણ ચરિત્ર સંબંધી લખવાનું કહ્યું, એ આનંદ પ્રદ અને કલ્યાણ પ્રદ ઉભય છે.

વ્યાસે શ્રીમદ્ ભાગવત રચી નારદજીની એ સુચનાનો અમલ કર્યો અને શાન્તિ મેળવી. એમણે શ્રીમદ્ ભાગવતમાં પોતાની નારદજી પ્રતિની કૃતજ્ઞતા ઝાહેર કરી છે. નારદજીને જ્યોતિષ શાસ્ત્રનું જ્ઞાન પણ સારૂં હતું. એ માટે એમણે નારદ સહિતામાં લખ્યું છે. મૂળ ૧૮ જયોતિષાચાર્યના ગ્રન્થોમાં સૂર્યનો ગ્રન્થ પ્રમાણભૂત ગણાય છે. એમાંના ચારસો શ્લોકમાંથી સો શ્લોક નારદીય સિદ્ધાન્તના છે. બીજા આચાર્યોએ પણ નારદીય સિદ્ધાન્તનું અનુકરણ કર્યું છે. એમનું ફલજ્યોતિષ પણ સાચું પડતું હતું.

તપ ભકિત જ્ઞાન અને સાક્ષાત્કારને લીધે એમની દૃષ્ટિ નિર્મળ અને પારદર્શક મળી હતી. શાસ્ત્રમાં એમને ત્રિકાળજ્ઞ કહ્યા છે.

નારદ એક પરોપકારી આદર્શ સાધુ હતા તે સમયના યુગ પુરૂષ યુગાવતાર હતા.



## [૩]
# બાભ્રવ્ય મુનિ

બાભ્રવ્ય મુનિ બભ્રુના વંશજ હતા. એમના પૂર્વજોમાં હારીત નામે મહાપુરુષ થઇ ગયા છે. એ બાભ્રવ્ય કુશિક ગોત્રના હતા એમ ગ્રન્થો પરથી જણાયછે. ન્હાનપણથીજ એ નારદમુની પાસે રહેતા હતા અને એમની પાસેથી એમણે ચતુર્થાશ્રમની દિક્ષા લીધી હતી.

એક વખત અર્જુન અને નારદજીનું મીલન થયું ત્યારે અર્જુને નારદને પૂછ્યું હતું કે, ભગવાન્! આપ મહાજ્ઞાની હોવાછતાં આટલા બધા ચંચળ કેમ છો? ત્યારે નારદજીને બરાબર ઓળખનાર એમના પરમ શિષ્ય બાભ્રવ્યે એમના લોકોત્તર જીવનનું રહસ્ય અર્જુનને સમજાવી એમને નિઃશંક બનાવી દીધા હતા.
આ હકીકત સુંદરપુરાણના માહેશ્વર ખંડાંતરગત કૌમારિકાખંડના ૫૪ મા અધ્યામાં આપેલી છે.

બાભ્રવ્ય મુનિનું બીજું નામ પાંચાલ હતું. એમનો આશ્રમ પાંચાલ દેશમાં આવ્યો હતો એમ મનાય છે.

આ બાભ્રવ્ય અથવા પાંચાલે સતત પરિશ્રમ કરી વેદની ક્રમ સંહિતાનો આવિષ્કાર કર્યો હતો અને પાંચાલ દેશના આશ્રમમાં એમણે એ શિષ્યોને શિખવાડયો હતો.

ભગવાન વેદ વ્યાસે "મહાભારત"માં અને ભાષ્યકાર ઉવ્વટે એના "ઋકપ્રતિ શાખ્ય" નામના ગ્રન્થમાં એ બાબતનો ઉલ્લેખ કર્યો છે.

[૪]

# દાલ્ભ્ય મુનિ

મહામુનિ દાલ્ભ્ય બાભ્રવ્ય મુનિના શિષ્ય હતા. એમનું બીજું નામ વકદાલ્ભ્ય હતું. સામવેદ પર એમને પ્રેમ હતો એ જાતે બ્રાહ્મણ હતા. દાલ્ભ્ય એમનું ગોત્ર હતું. પિતાનું નામ ચિકિતાયન હતું તેથી એ ચૈકિતાયન દાલ્ભ્ય કહેવાયા હતા- એમને બે મિત્રો હતા એક શલાવતનો પુત્ર શિલક શૈલાવત્ય કરીને હતો. એ જાતે બ્રાહ્મણ હતો અને બીજો જીવલનો પુત્ર પ્રવાહણ જૈવલિ હતો. એ ક્ષત્રીય જ્ઞાતિનો હતો. આ ત્રણે ઉદ્‌ગીથના (સામવેદનો એક ભાગ) વિદ્વાન હતા.

છાંદોગ્ય ઉપનિષદ્‌ના પ્રથમ પ્રપાઠકના આઠમા ખંડમાં આ ત્રણે મિત્રાને સામવેદના મૂળ સંબંધી—એના આશ્રય સંબંધી ચર્ચા કરતા વર્ણવ્યા છે. પરંપરાએ બ્રહ્માજ સામવેદના આશ્રય છે એવા નિર્ણય પર ત્રણે મિત્રો આવે છે. દાલ્ભ્ય મુનિ ને સામવેદ એટલો બધો પ્રિય હતો કે એ હમેશાં એનું ગાન કરતા. કર્મની શુષ્કતા, ગાનની ગહનતા અને ઉપાસનાની ઉર્મિઓ સામવેદના ગાન લાલિત્યથી સરળ બને છે. એનો પ્રચાર કરીને દાલ્ભ્ય મુનિએ અધિકારી જનતા પર મહાન ઉપકાર કર્યો છે.

છાંદોગ્ય ઉપનિષદના પ્રથમ પ્રપાઠકના બારમા ખંડમાં દાલ્ભ્ય મુનિના જીવનનો એક અતિ મહત્વનો પ્રસંગ વર્ણવવામાં આવ્યો છે.

એક દિવસ સ્વાધ્યાય અર્થે મુનિ નિર્જન અરણ્યમાં ચાલ્યા ગયા હતા. ત્યાં એક મ્હોટો શ્વેત શ્વાન એમના જોવામાં આવ્યો. બીજા કેટલાક ન્હાના મ્હોટા શ્વાનો એની આજુબાજુ એકત્ર થઈ ખોરાક માટે યાચના કરતા હતા. પેલા મ્હોટા શ્વાને એમને બીજે દિવસે એજ સ્થાન પર પ્રાતઃકાળે આવવા જણાવ્યું. બરાબર નિર્ણિત સમયે શ્વાન સરસ્રસ આવી પહોંચ્યું. આ સમયની એમની ચાલવાની

રીત વિલક્ષણ હતી. વહિષ્યમાન સ્તોત્રથી જ્યારે સ્તુતિ કરવામાં આવે છે ત્યારે ઋત્વિજો એકબીજાના વસ્ત્ર પકડીને* ચાલે છે. આ સમયે શ્વાનો એકબીજાનાં પુચ્છો મ્હોંમાં પકડી હારબન્ધ ચાલતા હતા. દાલ્ભ્ય મુનિને આ દૃશ્ય જોઈ આશ્ચર્ય લાગ્યું અને એકચિત્તથી જોવા લાગ્યા.

બધા શ્વાનો મ્હોટા શ્વાન પાસે બેસીને એની સૂચના પ્રમાણે નીચે મુજબ સ્તુતિ કરવા લાગ્યા.

**ॐ ३ मदा ३ मों ३ पिबा ३ मों ३ देवो, वरुणः प्रजापतिः सविता २ अन्नमिहा २ अहरदन्नेपते ३ अन्नमिहा २ हरा २ आहरो ३ इति** (છાં. પ્રપાઠક. ૧. ખંડ ૧૨. મન્ત્ર ૫.ઓમ્ ) અમે ખાઇએ, અમે પીએ, વરૂણ પ્રજાપતિ, સવિતા અમારે માટે અન્ન લાવે. હે અન્નના માલિક અન્ન લાવો, લાવો. ઓમ્.

સ્તુતિ પુરી થતાં દૃશ્ય આંખ આગળથી દૂર થઈ ગયું. આ મુનિને અન્ન એ સર્વ જીવની આવશ્યક વસ્તુ છે એમ લાગ્યું અને એમણે અન્નવિદ્યાનો આવિષ્કાર કર્યો.

આ મંત્રમાં જે મ્હોટો શ્વાન વર્ણવ્યો છે તે પ્રાણને સ્થાને છે અન્ય શ્વાનોને ઇન્દ્રિયોની વૃત્તિઓ માનવામાં આવી છે. યાચના કરવી એ શ્વાન વૃત્તિ બરાબર છે. ભગવાન હિરણ્યગર્ભજ મનુષ્ય શરીરમાં પ્રાણ રૂપે છે. આ પ્રાણ જ્યારે અન્નની ઝંખના કરે ત્યારે શ્વાન રૂપ બની જાય છે. એના દૃષ્ટા શ્વા હોવાથી આ મંત્રને શૌબ ઉદ્ગીથ કહે છે.

દાલ્ભ્યમુનિના બે કાર્યો અતિ અગત્યના છે એક તો અન્નવિદ્યાનો આવિષ્કાર અને બીજો અર્જુનને કરેલો ત્યાગનો ઉપદેશ.

---

*પારસીઓમાં કોઇનું મરણ થાય છે ત્યારે એની સ્મશાન યાત્રામાં બબ્બે જણની હારમાં રૂમાલ એક બીજાના હાથમાં પકડીને ચાલવાનો રિવાજ હાલમાં મોજુદ છે.

મહા પ્રયત્ને ગોઠવેલા યુદ્ધના આરંભમાંજ અર્જુન જ્યારે વિષાદને પામ્યો ત્યારે શ્રીકૃષ્ણે એને રાજનીતિ-ધર્મનું ભાન કરાવી યુદ્ધ કરવા પ્રેર્યો હતો પણ રાજ્ય મળી ગયા પછી સાર્વભૌમ સત્તા પ્રાપ્ત કરવા માટે યુધિષ્ઠિરે જ્યારે અશ્વમેધ-યજ્ઞ કરવા માંડયો ત્યારે એમને લાગ્યું કે કયાંક આમને રાજસત્તાનો મદ ન ચઢે એથી મેઘાશ્વને લઇને ફરતા અર્જુનને એક વખત સમુદ્ર ઓળંગી એક દ્વિપમાં લઇ ગયા ત્યાં એક વૃક્ષ નીચે દીગંબર સ્વરૂપે દાલ્ભ્યમુનિના એને દર્શન થયાં. અત્રે મુનિએ એને ત્યાગનું મહાત્મ્ય સમજાવ્યું

કેટલાક પ્રાચીન ઇતિહાસજ્ઞોનું માનવું છે કે આ સમયે આર્યોની સત્તા વિપુલ હતી. મહાભારતના યુદ્ધમાં ભેગા મળેલા રાજાઓ માત્ર ભરતખંડનાજ ન હતા. અન્ય ખંડોમાંથીય બન્ને પક્ષોની સહાયે આવ્યા હતા. ભગદત્ત ચીનનો રાજા હતો, બિડાલાક્ષ યુરોપનો અ-ધિપતિ હતો. બભ્રુવાહન અમેરિકાથી આવ્યો હતો. શલ્યની સત્તા ઇરાન પર હતી અને કંદહાર શકુનીના કબજામાં હતુ. એ સમયે બધા મળીને લગભગ ચારેક હજાર ન્હાના મ્હોટા રાજ્યો હતા. (બધા પર સાર્વભૌમ સત્તા ભરતખંડની હતી એમ કેટલાકનો મત છે )

આ મહાભારતનું યુદ્ધ વિ. સ. ની પહેલાં ૩૧૦૦ વર્ષ ઉપર લગભગ થયું ત્યાં સુધીતો આર્યોની સત્તા સર્વત્ર હતી એમ નક્કી થાય છે દાલ્ભ્ય મુનિ પણ એ દિવસોમાં થઇ ગયા.

---

[૫]

# જયમુનિ

મહાભારતના યુદ્ધ પછી પ્રજામાં અંધાધુધી ખૂબ વધી પડી હતી એવામાં જયમુનિ નામના એક ઉદાચીન મહાત્મા થઇ ગયા છે. એ દાલ્ભ્ય મુનિના શિષ્ય હતા. એમને મહાભારત ઉપર બહુ પ્રેમ હતો વેદ જ્ઞાન વિમુખ થતી જતી પ્રજાને એમની સ્થિતિનું ભાન કરાવવા મહાભારતનો આટલો પ્રચાર એમને આભારી છે.

એમના અનુયાયીઓએ એમના સ્મારકમાં ઘણે સ્થળે મ્હોટા ગૃહો બંધાવ્યા હતા. એમાં મહાભારતની પ્રેરણાત્મક કથા દિનરાત થયાં કરતી હતી.

# [૬]
# સંજીવન મુનિ

સંજીવન મુનિ મહાભારતના પ્રસિદ્ધ પ્રચારક જય મુનિના શિષ્ય થતા હતા. એમને સંજીવની વિદ્યાનાં પ્રયોગનું સારૂં જ્ઞાન હતું. એમનો જન્મ યુધિષ્ઠિરની પ્રથમ શતાબ્દિમાં થયો હતો. સંજીવની વિદ્યા એટલે મરેલા માણસને જીવતા કરવાની વિદ્યા. આ વિદ્યાનું જ્ઞાન દૈત્ય ગુરૂ શુક્રાચાર્યને હતું અને એથી એ વારંવાર, યુદ્ધમાં મરણ પામતા દૈત્યોને સજીવન કરતા. આ વિદ્યાને લીધે દૈત્યોનું જોર વધ્યું હતું. દેવો પાસે આ વિદ્યા નહતી.

દેવ ગુરૂ બૃહસ્પતિને કચ નામે એક પુત્ર હતો એ પિતા જેવો સમર્થ હતો પણ માત્ર યુદ્ધ અને વીરતાથી એણે જાતિ હિતાર્થે જાનના જોખમે પણ શત્રુના ઘરમાં જઈ ગુરૂ શુક્રાચાર્ય પાસેથી આ વિદ્યા શીખી લીધી.

એજ વિદ્યાનું જ્ઞાન સંજીવન મુનિને સારૂં હતું. એમણે એ કશ્યપ મુનિના પુત્ર કાશ્યપને આપ્યું.

કાશ્યપ પોતાની વિદ્યાનો ઉપયોગ પરીક્ષિત રાજાને બચાવવા માટે કરવા માંગતા હતા પણ રસ્તામાં તક્ષકના સમજાવવાથી ભવિતવ્યતાનો વિચાર કરી એ પ્રયોગ માંડી વાળ્યો. તક્ષકને એટલુંજ જોઈતું હતું. એણે ઋષિની બહુ દ્રવ્યથી સેવા કરી.

બીજી એક લોકોકિત છે તે પ્રમાણે કાશ્યપ પરીક્ષિતને,જીવતો કરી ન બેસે એટલા માટે તક્ષકે સુવર્ણની છડીનું રૂપ ધર્યું ને કાશ્યપના માર્ગમાં આડો પડયો. કાશ્યપ છડી લેવા લલચાગો અને નાગ એને ડસ્યો.

ગમે તેમ હો પણ ભારતના કમભાગ્યે કાશ્યપ પરીક્ષિતને પોતાની વિદ્યાનો લાભ આપી ન શકયા.

સંજીવન મુનિ દ્વારા પરંપરા એ વિદ્યા ૧૭મી સદી સુધી જીવતી રહી.

સંજીવન મુનિ પછી ૭૦૦ વર્ષ દરમ્યાન એટલે યુધિષ્ઠિરની ૮મી સદી સુધીમાં લગભગ ૧૭ મુનિઓ થઈ ગયા છે પણ એમની કશી હકીકત મળી આવતી નથી.

---

[૭]

# પદ્મમુનિ

---

આ મુનિ યુધિષ્ઠિરના ૮ મા સૈકામાં થઇ ગયા છે. મહાભારતના યુદ્ધ પછી થઇ ગએલા જય મુનિએ જેમ જનતાની નાડ પરખી મહાભારતના ઇતિહાસનો સર્વત્ર પ્રચાર કર્યો હતો તેમ આ પદ્મમુનિએ વેદના રક્ષણ પાછળ પોતાનું સમગ્ર આયુષ્ય ગાળ્યું છે. આ બે મુનિઓના સમયના વચગાળામાં અનેક રાજકીય પરિવર્તનો થયા હતા. પ્રજામાં આંતરકલહ દિનપ્રતિદિન વધતો જતો હતો એને પરિણામે દૂર દૂરના દેશોમાંની ભારતીય પ્રજાની સત્તાતો નાશ પામીજ ચુકી હતી એટલુંજ નહિ પણ ખુદ ભારતમાં પણ એકતંત્રે રાજ્યધુરા સંભાળી શકે એવા આદર્શ રાજવીની ખોટ પડી હતી. એનું પરિણામ એ આવ્યું કે અન્ય દેશોની રાજસત્તા અને ધર્મસત્તા આર્યાવર્તમાં ઘુસવા માંડી આર્યોના અનુપમ શાસ્ત્ર વેદનો નાશ થવા માંડયો. ચાર્વાક મતનો પ્રચાર જ્યાં ત્યાં વધવા લાગ્યો.

પદ્મમુનિએ આ ચાર્વાકોની સ્હામે વેદધર્મનો ઝંડો ફરકાવ્યો અને પ્રજાને વેદધર્મ તરફ વાળવા માંડી. કહેવાય છે કે ચાર્વાકોએ એમને મારી નાખવા પ્રયત્ન પણ કરેલો પણ ફાવેલા નહિ.

વેદ ધર્મનો પ્રચાર કરતાં વેદ-ભાષા સ્હમજવા માટે વ્યાકરણની જરૂર ઉભી થઈ. તેવામાં પાણીની નામે બ્રાહ્મણ એમની પાસે રૂદ્રમંત્ર શિખવા આવ્યો તેને પદ્મમુનિએ મંત્ર શિખવાડયો અને પછી રૂદ્રની કૃપા મેળવી વેદ માટેનું વ્યાકરણ બનાવવા આજ્ઞા કરી. એણે એ બનાવ્યું.

---

[૮]

# વિધિદેવ

પદ્મમુનિ પછી ઉદાસીન સંપ્રદાયમાં ૧૧ મુનિઓ થઇ ગયા. યુધિષ્ટિરની ૧૧મી શતાબ્દિમાં વિધિદેવ નામે એક મુનિ થયા. એ સત્યમુનિના શિષ્ય હતા. પવિત્ર ગોદાવરી તીરે ત્ર્યંબકેશ્વરમાં એ નિવાસ કરતા હતા.

"બૃહત્‌દેવતા" નામે ગ્રન્થનો રચનાર વ્યાડી નામે એક વિદ્વાન બ્રાહ્મણ હતો. એ શૌનકનો શિષ્ય અને વિધિદેવનો મિત્ર થતો હતો. સત્ય મુનિ પાસે ઉપનિષદનું અધ્યયન બન્નેએ સાથે કર્યું હતું. શૌનક પાસે વ્યાડી સસ્વર વેદ શીખ્યો હતો. એથી વેદજ્ઞાન એને સારૂ થયું હતું. એ જાતે પણ બુદ્ધિમાન હતો. એનામાં વિવરણ શકિત ઉત્તમ હતી. એથી વિધિદેવે એને વેદાભ્યાસના નિયમોનો એક ગ્રન્થ લખવાની આજ્ઞા કરી. વ્યાડીએ એ લખ્યો એનું નામ "વિકૃતિવલ્લી" રાખવામાં આવ્યું. ઉપરાંત પાણિનીના વ્યાકરણ ઉપર વ્યાખ્યા લખવાની પણ સૂચના વિધિદેવે કરવાથી વ્યાડીએ પાણિનીના "અષ્ટાધ્યાયી" નામે વ્યાકરણ ગ્રન્થ ઉપર "સંગ્રહ" નામે એક લાખ શ્લોકનો એક ગ્રન્થ તૈયાર કર્યો હતો પણ એ ગ્રન્થ હાલ મળી આવતો નથી.

આ બન્ને ગ્રન્થો રચવાની પ્રેરણા કરી વિધિદેવે સમાજપર આડકતરી રીતે ઉપકાર કર્યો છે.

[૯]

# શ્રુતિસિદ્ધ

પછી આવ્યો યુધિષ્ઠિરનો બારમો સૈકો. વિધિદેવ પછી ત્રણ મુનિ થયા બાદ જાણમાં આવ્યા તે શ્રુતિસિદ્ધ એ સુજન મુનિના શિષ્ય હતા. એમના સમયમાં વેદાંગની રચના થઇ હતી. એમને વેદાર્થનું જ્ઞાન બહુ સારૂં હતું. એમની પાસે "વેદાર્થ ભાનુ" નામે એક ગ્રન્થ હતો જેને "નિઘણ્ટુ" પણ કહે છે. એમાં વેદના ગૂઢ શબ્દોના અર્થો અને વ્યાખ્યાઓ પણ લખેલી હતી. એ નાનકડા ગ્રંન્થના ત્રણ ખંડ છે (૧) નૈઘન્ટુક. (૨) નૈગમ (૩) દૈવત. એના અધ્યાય પાંચ છે આ ગ્રંન્થ એમણે પોતે તૈયાર કર્યો હતો પણ કેટલાકનો મત એવો છે કે વેદના આદિકાળમાં કશ્યપ પ્રજાપતિએ એ લખ્યો હતો. પૂર્વાપર વિચાર કરતાં આ મત બંધ બેસતો નથી. કદાચ એ ગ્રંન્થની મૂળ યોજના એમની ન હોય પણ મુનિ પરંપરા એ એમના અધિકારી હસ્તમાં એ આવ્યા પછી એમાં એમણે ઉમેરણ કરી નવગ્રન્થન તો કર્યું હશેજ કારણ વેદાર્થ જ્ઞાનમાં એમનો પ્રવેશ ઉંડો હતો.

યાસ્કના નિરૂક્ત ગ્રંથની રચના આ નિઘન્ટુને આધારે થયેલી છે. યાસ્ક જાતે વિદ્વાન હતો પણ ગ્રંથ રચવામાં નિઘન્ટુનો ઉપયોગ કરવાની વારંવાર જરૂર પડતી એથી એક વખતે આખા ગ્રંથનીજ મુનિપાસે માંગણી કરી, યોગ્ય પાત્ર જાણી મુનિએ નિઘન્ટુ યાસ્કને આપી દીધો તે ઉપર એણે નિરૂક્ત નામે ભાષ્ય લખ્યું. નિઘન્ટુ અને નિરૂક્ત એ બે ગ્રંથો જો બરાબર શિખી લેવામાં આવે તો વેદ સમજવો સરળ થઇ પડે છે.

સુપાત્ર વ્યકિતને યોગ્યદાન દઇ મુનિશ્રીએ વેદધર્મના રક્ષણ અને એના પ્રચારમાં સારો ફાળો આપ્યો છે.

આ ઉપરાંત જેમ જમમુનિએ મહાભારતની પૂજાર્થે મન્દિરો બન્ધાવ્યા હતા તેમ આમણે દેવ પૂજામાટે મન્દિરો બન્ધાવ્યા.

મહામુનિ બાભ્રવ્યે ક્રમસંહિતાનો આવિષ્કાર કરી વૈદિકસાહિત્યની અનુપમ સેવાકરી. દાલ્ભ્યમુનિએ સામગાનથી અજ્ઞાવિષ્કરણી વિદ્યાનો અવિષ્કાર કર્યો. જયમુનિએ ઇતિહાસ પ્રચાર દ્વારા નષ્ટ પ્રાય થવા માંડેલ હિન્દુધર્મ સાચવ્યો. પદ્મમુનિએ ચાર્વાકોના પંજામાં સપડાયલી વેદધર્મી પ્રજાને વેદ જ્ઞાનનો ઉપદેશ કરી બચાવી અને પાણિની પાસે વૈદિક વ્યાકરણ કરાવ્યું. વિધિદેવમુનિએ વિકૃતિવલ્લી અને સંગ્રહ નામે ગ્રંન્થ લખવાની વ્યાડિને પ્રેરણા કરી અને એ માટેનું સંશોધન કાર્ય કરવાની જોખમદારી પોતે લીધી એજ મુનિ પરંપરાની વેદ પ્રેમ અને વેદરક્ષાની ભાવનાને અનુસરી શ્રુતિસિદ્ધ મુનિએ યાસ્કને નિઘણ્ટુ આપી દઈ સુન્દર નિરૂકત ગ્રંથનું સર્જન કરાવ્યું જે આજે પણ આપણને મળી શકે છે. અને વેદમન્દિરોની સ્થાપના દ્વારા વેદપૂજા દાખલ કરી.

[૧૦]

# સુવેશ મુનિ

આ સુવેશ મુનિ હિરણ્યકેશ મુનિના શિષ્ય હતા. એમનો સમય વિ. સં. પૂર્વે લગભગ ૫૦૦નો છે. શ્રુતિમુનિથી સુવેશ મુનિ સુધીમાં લગભગ ૩૪ મુનિ થઈ ગયા છે.

સુવેશ મુનિનું આયુષ્ય બુદ્ધ ધર્મમાંથી હિંદુજનતાને બચાવવામાંજ ગયું છે. મહાભારતના યુદ્ધના સમયથી તે વિ. સં. ૨૯ સુધી ભારતવર્ષમાં મગધ પ્રાંતમાંજ રાજકીય અને ધાર્મિક આન્દોલનો ઘણા થયા છે. ભગવાન શ્રી કૃષ્ણના વખતમાં મગધનો રાજા જરાસંધ હતો એ વાત તો સૌ કોઇ જાણે છે લગભગ વિ. સં. પૂર્વ ૩૧૦૦નો આ સમય હતો ત્યાર પછીના ૩૦૦૦ વર્ષના ગાળામાં એટલે વિ. સં. ૨૯ સુધીમાં મગધની ગાદી ઉપર મુખ્ય સાત હિન્દુ વંશો બદલાયા. તે ટુંકમાં નીચે જણાવ્યા છે.

| વંશ | રાજા * | શાસનકાળ |
|---|---|---|
| (૧) જરાસંઘનો વંશ | ૨૫ રાજાઓ | |
| (૨) શુનક વંશ | ૬ રાજાઓ | ૧૩૦ વર્ષ ગાદી રહી એ વંશમાં. |
| (૩) શિશુનાગ વંશ | ૧૦ રાજાઓ | ૨૭૮ વર્ષ–ઈ. સં. પૂર્વે ૬૫૦ વિ. સં. પૂર્વે ૫૯૩. |
| (૪) નંદ વંશ | ૯ રાજાઓ | ૫૦ વર્ષ–ઈ. સ. પૂર્વે ૩૬૯ વિ. સં. પૂર્વે ૨૬૯. |

વચમાં ચાર વર્ષ મગધની ગાદી સુની પડી પછી આવ્યો તે,

| | | |
|---|---|---|
| (૫) મૌર્ય વંશ | ૧૦ રાજાઓ | ૧૩૭ વર્ષ રાજ્ય કર્યું. |
| (૬) શુંગ વંશ | ૮ રાજાઓ | ૧૧૨ ,, |
| (૭) કણ્વ વંશ | ૪ રાજાઓ | ૪૫ ,, |

જરાસંધ વંશ બાદ કરતાં પછીના છ વંશોનો શાસનકાળ ૭૫૨ વર્ષ ચાલ્યો છે. ચાર વર્ષ નન્દ વંશ અને ત્રણ કણ્વ વંશના ઉમેરતાં કુલ ૭૫૯ વર્ષ થાય છે જ્યારે મહાભારતના સમયને વિ. સં. પૂર્વે ૩૧૦૦ કલ્પ્યો છે. ઈ. સ. પૂર્વે ગણીએ તો ઇ. સ. પૂ. ૩૦૪૪ વર્ષની આજુબાજુ જરાસંધ મગધની ગાદી પર હતો એમ ગણવું પડે છે હવે જરાસંધના વંશમાં ૨૫ રાજાઓ ગણાવ્યા છે. જો જરાસંધ ઇ. સ. પૂ. ૩૦૪૪ માં વર્ષમાં હોય તો એના વંશમાં મગધની ગાદી કેટલા વર્ષ રહી તે સમજવાનું રહે છે જરાસંધ વંશ પછીના વંશોમાં ૭૫૯ વર્ષ ગાદી રહી. ૩૦૪૪ માં ૭૫૯ બાદ કરતાં ૨૨૮૫ વર્ષનો ગાળો રહે છે જરાસંધ વંશમાં રાજા ૨૫ થયા એમ જણાવ્યું છે એ પચીસ રાજાઓનો રાજ્યકાળ ૨૨૮૫ વર્ષનો ગાળો વધારે પડતો ગણાય તેથી એમ લાગે છે કે એ ૨૫ રાજાઓ મુખ્ય હશે અને એ વંશમાં બીજા પણ ન્હાના મ્હોટા રાજાઓ થયા હશે અર્થાત્ વચમાં વચમાં અંધાધુંધી પણ ચાલી હશે અને ગાદી યોગ્ય રાજા રહિત પણ રહી હશે. આ મગધની ગાદી ઉપર ૩૦૦૦ વર્ષના ગાળામાં સાત વંશો આવી ગયા. એમાં ૭૨ રાજાઓ થયા હતા.

પ્રસ્તુત ચરિત્ર નાયક સુવેશ મુનિના વખતમાં મગધની ગાદી પર બિમ્બિસાર નામે રાજા રાજ્ય કરતો હતો એ બુધ્ધ ધર્મી બન્યો હતો. આ અરસામાં રાજકીય પરિવર્તનની માફક ધાર્મિક પરિવર્તનનું કેન્દ્ર પણ મગધ જ બની રહ્યું હતું. જૈન ધર્મનો ઉદ્ભવ અને મુખ્ય પ્રચાર સ્થળ આ ભૂમિજ બની હતી બૌધ્ધ ધર્મે આજ ભૂમિમાં એના સિધ્ધાંત બી રોપ્યાં હતાં અને ત્યાંથીજ એની શાખા પ્રશાખાઓ સારાયે ભારતવર્ષમાં ફેલાઈ અન્ય પ્રાન્તોને પણ એની અસર નીચે લઇ રહી હતી.

મૂળ હિન્દુ ધર્મમાં ઘણા ફાંટા પડવા માંડયા હતા. સમજવા માટે રચાયલા વેદ ઉપરના ભાષ્યો, શાખાઓ દર્શન-ગ્રંથો અને અને ઇતિહાસ પુરાણ ઉપર તત્ તત્ ગ્રન્થના પાઠકો તથા પ્રવચકોની

નવી નવી મંડળીઓ, (Schools) બંધાતી ગઈ હતી અને તેમાંય ફાટફુટ પડી હતી, આવી પરિસ્થિતિમાં અન્ય ધર્મનું જોર વધે એ સ્વાભાવિક હતું.

સુવેશ મુનિ દક્ષિણ યાત્રાએ ગયા ત્યારે ત્યાંજ સમુદ્ર તટે કોઈક સ્થળે નિવાસ કરી શાન્તિમાં ને પ્રભુ ચિંતનમાં આયુષ્ય વ્યતીત કરવાની એમની ઇચ્છા હતી. પણ સાધારણતઃ ઉદાસીન ચતુર્થાશ્રમીઓ વેદવિહિત કર્મ માર્ગ આત્માનન્દને ભોગે પણ સ્વીકારે છે. તે અનુસાર એ મુનિ હિન્દુ ધર્મના પ્રચારાર્થે દક્ષિણ માંથી પાછા ફર્યા અને રાજગૃહમાં નિવાસ કર્યો. ધીમે ધીમે એમણે રાજનીતિનો ઉપયોગ કરવા માંડયો. બિમ્બિસારના પુત્ર અજાતશત્રુને એમણે વેદ ધર્મી બનાવ્યો. પછી શ્રાવસ્તીના રાજા પ્રસેનજીતના પુત્ર વિરુધ્ધકને પણ વેદધર્મ તરફ ખેંચ્યો. વિરુધક ચુસ્ત વેદધર્મી બન્યો અને આગળ જતાં બૌધ્ધધર્મી પિતાને ગાદી પરથી ભ્રષ્ટ કરી પોતે તે તંત્ર હાથમાં લીધું.

પછી મુનિની દષ્ટી ગૌતમના પિત્રાઇ ભાઇ દેવદત્ત પર પડી, એ વેદધર્મી બન્યો અને જનતાને બૌધ્ધ ધર્મની સ્હામે, હિન્દુ ધર્મ તરફ વાળવા પ્રચાર કાર્ય કરવા લાગ્યો. આ અરસામાં સુવેશ મુનિ શાન્ત થયા. પછી પણ દેવદત્તે કાર્ય ચાલુ રાખ્યું હતું. કહે છે કે પાછળથી એના વિરોધીઓને હાથે એનું ખુન થયું હતું.

નારદ મુનિની માફક સુવેશ મુનિએ ધર્મમાં રાજનીતિનો ઉપયોગ કર્યો છે એમ લાગે છે.

---

[૧૧]

# સુયત્ન મુનિ

સુવેશ મુનિ પછી ૮ મા સુયત્ન નામે મુનિ થયા. એ લોકપાલ મુનિના શિષ્ય હતા. એમના વખતમાં મગધની ગાદી ઉપર મહાપદ્મ-નન્દ નામે પહેલો નન્દવંશી રાજા રાજ્ય કરતો હતો. એનાં જ સમયમાં ગ્રીસનો મહાન સીકન્દર ત્રણ વર્ષની ટુંકી મુદતમાં [ઈ. સ. પૃ. ૩૩૪ થી ઈ. સ. પૂ. ૩૩૧] એશિયા, માઇનોર, મીસર અને ઇરાન વગેરે દેશો જીતી ભારત વર્ષ પર ચઢી આવ્યો હતો (ઇ. સ. પૂ. ૩૩૧) એ વખતે જેલમ અને સિન્ધુ નદીના પ્રદેશમાં પુરૂ નામે રાજા રાજ્ય કરતો હતો. એણે સીકન્દરનો ઘણી વીરતા પૂર્વક સામનો કર્યો પણ એના કેળવાયલા લશ્કર આગળ પુરૂનું લશ્કર ટકી શકયું નહિ સીકન્દર ત્યાંથી સીયાળકોટમાં થઇને વ્યાસનદી સુધી આવી પહોંચ્યો. ગમે તો થાકથી કે આગળ વધવાની વિકટતાને લીધે યાતો પુરૂના લશ્કરને લીધે રાજપુત શકિતનું ભાન થવાથી, ગમે તે કારણે સીકન્દરના લશ્કરે આગળ વધવાની ના પાડી એટલે સીકન્દર ત્યાંથી પાછો ફર્યો રસ્તામાં બેબીલોન આગળ ઈ. સ. ૩૨૩ માં ૩૨ વર્ષની ભરયુવાવસ્થાએ એનું મૃત્યુ થયું.

જેલમ આગળ સીકન્દર અને પુરૂ વચ્ચે જ્યારે યુદ્ધ ચાલતું હતું ત્યારે તક્ષશીલામાં બે ઉદાસીન સાધુની સીકન્દરને મુલાકાત થઈ હતી. એમની નિસ્પૃહતા, તપશ્ચર્યા અને ત્યાગવૃત્તિથી બાદશાહ બહુ તાજુબ થઈ ગયો હતો અને બેમાંથી એક કલ્યાણ શખણાચાર્ય નામના સાધુને એ પોતાની સાથે લઇ ગયો રસ્તામાં શ્રવણને તાવ લાગુ પડયો તેથી બાદશાહ પાસે શરીર પાડવા દેવાની પોતે ઇચ્છા પ્રગટ કરી; ઐચ્છિક રીતે દેહ છોડી દેતા આર્યાવર્તના આ ઉદાસીન

સાધુ તરફ બાદશાહને ઘણું માન પેદા થયું અને પોતે સંમતિ આપી. એટલે શ્રવણે ત્યાં જ અગ્નિ પ્રગટાવી પોતાનું શરીર હોમી દીધું.

એ સમયના સુયત્ન મુનિ સભ્યમૂર્તિ હતા. બુદ્ધ ધર્મની સ્હામે પ્રચાર કરવા એમણે પોતાના શિષ્યોમાંથી પસન્દ કરી તેમનાં મંડળો સ્થાપ્યાં અને તેમને દેશ પરદેશ ધર્મપ્રચાર માટે મોકલવા માંડયા. આ મંડળની એક સભા દર ત્રીજે વર્ષે અધિક માસમાં રાજગૃહમાં મળતી. સુયત્ન મુનિ સર્વ મંડળોના ઉપરી હોવાથી મહામંડળેશ્વર કહેવાતા હતા. દરેક મંડળના આગેવાનો પોત પોતાના કામનો અહેવાલ અત્રે આવી રજુ કરતા અને ભવિષ્યના કાર્ય માટેની સૂચના મેળવતા.

સુયત્ન મુનિએ તપ, તત્ત્વજ્ઞાન, અને સ્વાતંત્ર્ય મેળવવા માટે જનતામાં પ્રચાર કામ એ ત્રણુ બાબતો પર પોતાનું ધ્યાન અને શકિત કેન્દ્રિત કર્યાં હતાં. એમના શિષ્યો પણ એજ બાબતો પર વધારે ધ્યાન આપવા લાગ્યા.

ચંદ્રગુપ્ત મૌર્યનો જીવન વૃત્તાન્ત સુયત્ન મુનિ અને એમના શિષ્ય સુવર્ણ મુનિની સાથે સમ્બન્ધ ધરાવતો હોવાથી અત્રે એની હકીકત આપવી આવશ્યક થઈ પડશે.

ચંદ્રગુપ્તના જીવન સમ્બન્ધી બે મત છે. એક મત એવો છે કે એ મહાપદ્મનન્દની ઉપપત્ની મુરાથી ઉત્પન્ન થએલો હતો તેથી એનો વંશ મૌર્ય કહેવાયો. એ મુરા નાવિક હજામ—જાતિની હતી. પ્રસ્તુત ગ્રન્થમાં સ્વીકારવામાં આવ્યો છે તે બીજો મત છે.

હિમાલય પાસે મૌર્ય નામે પ્રદેશ હતો. ચન્દ્રગુપ્ત ત્યાંનો રાજ-કુમાર હતો. એ બહુ બહાદુર હતો. મહાપદ્મનન્દને હંમેશાં એની બ્હીક રહેતી તેથી એને મારી નાંખવાની એણે યુક્તિ રચી હતી. ચંદ્રગુપ્તને આ વાતની ખબર પડી, કપટનો ભોગ બનતાં અટકવા ખાતર એ પંજાબ ચાલ્યો ગયો. ત્યાં સુયત્ન મુનિ સાથે એની મુલા-

કાત થઇ મુનિએ એને મગધનો સમ્રાટ બનાવવા આશીર્વાદ આપી તક્ષશીલા તરફ વળવાની સૂચના કરી.

મુનિશ્રીની પ્રેરણાથી ઉત્સાહિત બનેલો ચંદ્રગુપ્ત તક્ષશીલા ગયો ત્યારે ત્યાં સીકન્દરનું આગમન થઈ ચુકયું હતું. કેટલાક કારણોસર પાછાં ફરતાં એને મહાન અર્થશાસ્ત્રી અને રાજનીતિજ્ઞ વિષ્ણુગુપ્ત અથવા ચાણુકયની મદદ મળી. એવામાં મહાપદ્મનન્દનો શકટહાર નામે મંત્રી હતો તે ફુટયો ને ચન્દ્રગુપ્તને આવી મળ્યો. આ બે તરફની મદદથી એનામાં આશા પ્રગટી અને ચાણુકયની દોરવણી પ્રમાણે મગધ પર આક્રમણ કરી ત્યાંનું રાજ્ય જીતી લીધું. (ઈ. સ. પૂ. ૩૨૨) ધીમે ધીમે આખું ઉત્તર ભારત એના કબજામાં આવી ગયું.

મહાપદ્મનન્દના જાસુસોથી જીન્દગીની સલામતી માટે જ ભય હતો. ત્યાં મગધ જ નહિ, આખાયે ઉત્તર ભારતનું સામ્રાજ્ય મળ્યું એ માટે પ્રથમ ઉત્સાહ પ્રેરનાર સુયત્ન મુનિનો ચન્દ્રગુપ્ત ખૂબ ઓશીંગણુ હતો તેથી જ્યારે નિયમાનુસાર અધિક માસમાં, રાજગૃહમાં પરિષદ મળી ત્યારે ચન્દ્રગુપ્ત જાતે રહામે આવી મુનિશ્રી અને અન્ય સર્વ સાધુ સમાજને પાટલીપુત્ર લઈ આવ્યો અને ત્યાં એમની બહુ સારી સેવા કરી હતી.

કેટલોક વખત ત્યાં રોકાઈ મુનિશ્રી પૂર્વ સંકલ્પાનુસાર દક્ષિણ ભારત તરફ ગયા અને ત્યાં જ બ્રહ્મલીન થયા. (ઇ. સ. પૂ. ૩૦૨)



[૧૨]

# સુષેણ મુનિ

સુયત્ન મુનિ પછી મહામંડલાધ્યક્ષ તરીકે એમના વિદ્વાન અને પ્રતાપવાન શિષ્ય સુષેણ મુનિ આવ્યા. પહેલાં એ સુયત્ન મુનિની યોજનાનુસાર સંઘ સંચાલક તરીકે ધર્મ પ્રચાર કરતા.

સુયત્ન મુનિ શાન્ત થયાના સમાચાર જ્યારે ચન્દ્રગુપ્તને મળ્યા ત્યારે એને ઘણુંજ લાગી આવ્યું. જીવનની ક્ષણ ભંગુરતાનું ભાન થયું અને આયુષ્યનો ત્રીજો ભાગ તપમાં વ્યતીત કરવાનો મુનિશ્રીનો ઉપદેશ યાદ આવ્યો. એટલે આયુષ્યનું ૫૦ મું વર્ષ બેસતાં પહેલાં રાજપાટ છોડી દઈ સુષેણ મુનિ પાસે દિક્ષા લીધી અને ગોદાવરીના તટ પર તપ કરવા ચાલ્યા ગયા. બાર વર્ષ સુધી તપ કર્યા બાદ ત્યાંજ એમના પ્રાણવિસર્જન થયા હતા.

સુષેણ મુનિ ચન્દ્રગુપ્તને દિક્ષા આપ્યા બાદ ઇ. સ. પૂ. ૨૭૫ વિ. સં. પૂ. ૨૧૮ માં શાન્ત થયા હતા.

જૈન મત પ્રમાણે ચન્દ્રગુપ્ત જૈન હતા એમ કહે છે પણ ૧૭ મી શતાબ્દિમાં દાક્ષિણાત્ય મહાપુરુષ ગુરૂદાસજીએ લખેલા નીચેના વાકય ઉપરથી તો એ વેદધર્મી હતા અને દેહ સુધી રહ્યા હતા એમ જણાય છે:—

**तिन के भये महाव्रतधारी नाम सुषेण मुनि अधिकारी**
**चन्द्रगुप्त नृपको उपदेशा तजा राज्य सो भया रिखोशा**

---

* रिखोशा=ऋषिमां श्रेष्ठ महर्षि.

[૧૩]

# સુનય મુનિ

આ મુનિ સુયાન મુનિના શિષ્ય હતા. એ પણ ગુરુ આજ્ઞાનુસાર વેદ ધર્મ પ્રચારનું કાર્ય કરતા હતા. સુષેણ મુનિ પછી એમને મહામંડલાધ્યક્ષ નીમવામાં આવ્યા હતા. (ઈ. સ. પૂ. ૨૭૫) ચંદ્રગુપ્ત પછી ગાદી ઉપર આવેલો એનો પુત્ર બિન્દુસાર સુષેણ મુનિના શાન્ત થવા અગાઉ એ વર્ષ પહેલાં મૃત્યુ પામ્યો હતો(ઈ. સ. પૂ. ૨૭૩) અને અશોકને રાજગાદી મળી હતી. સુનય મુનિના સમયમાં અશોકનું શાસન ચાલતું હતું. એ પહેલાં તો પિતા અને પિતામહની માફક ચુસ્ત વેદપ્રેમીજ હતે. કહે છે કે રોજ ૧૦૦૦૦ બ્રાહ્મણોને એ ભોજન કરાવતો પણ ગાદીએ આવ્યા પછી ત્રીજે વર્ષે એને એક બૌદ્ધ ભિક્ષુનું મીલન થયું. એવામાં તરત ભયંકર યુદ્ધ કરી હઝારો માણસના કરેલા કચરઘાણથી ઘાયલ થયેલું સમ્રાટનું સાત્વિક મન થાકી ગયું હતું ત્યાં આ ભિક્ષુનો સમાગમ થયો. એ બૌદ્ધધર્મી થયા અને પોતાની તમામ શકિત કેન્દ્રિત કરી એમણે એ ધર્મનો પ્રચાર કર્યો. આ વખતે હિન્દુ ધર્મને ઘણું નુકશાન થયું. ઉદાસીન ચતુર્થાશ્રમીઓમાંથી પણ કેટલાકે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો.

સુનય મુનિએ સમય પ્રતિકૂળ જોયો એટલે મુનિમંડળને લઈ કાશ્મીર તરફ પ્રયાણ કર્યું અને ત્યાં બધા યોગાભ્યાસમાં લાગી ગયા.

[૧૪]

# અભય મુનિ

સુનય મુનિના તમામ શિષ્યોમાં અભય મુનિને યોગસિદ્ધિ બહુ જલ્દી પ્રાપ્ત થઈ હતી.

સમયનું પરિવર્તન હમેશાં થયાં કરેછે. બન્યું એવું કે તક્ષશીલા તરફ કંઈક તોફાન જાગવાથી અશોકે રાજપુત્ર કુણાલને ત્યાં મોકલ્યો. કુણાલ બહુ સ્વરૂપવાન યુવાન હતો. તેથી આકર્ષાઈ પહેલાં એની દુષ્ટ અને વિષયાંધ અપરમા તિષ્યરક્ષિતાએ એના તરફ પોતાનો પ્રેમ વ્યકત કરેલો. ધર્મનિષ્ઠ કુમારે માતાપુત્રનો સંબંધ યાદ દેવડાવી એનો ઇન્કાર કરેલો આથી એ એના તરફ કુપિત બનેલી ત્યાં એને એના પિતાથી દૂર ગયેલો જાણી ષડ્યંત્ર રચી એના નેત્રો ફોડાવી નંખાવ્યાં. અશોકને આ ખબર પડતાં એણે રાણીને જીવતી બાળી મુકી પણ કુણાલની આંખો તો ગઇજ.

કુણાલને સંપ્રતિ અને જલૌક નામે બે પુત્રો હતા. આ જલૌકને અશોકે કાશ્મીરનો વહીવટ સોંપ્યો હતો. કુણાલ આ પુત્રની પાસે હતો. કાશ્મીરમાં અભય મુનિની યોગ સિદ્ધિની ખ્યાતિ સર્વત્ર ફેલાઇ ગઈ હતી તે સાંભળી જલૌક પિતાને મુનિ પાસે લઇ ગયો. ત્યાંથી યજ્ઞકુણ્ડની ભસ્મ આપવામાં આવી અને તે લગાડવાથી કુણાલની આંખો સારી થઇ આથી જલૌક અને કુણાલને મુનિ પર ખૂબ શ્રદ્ધા ચહોંટી અને એમણે ઉદાસીન ધર્મની દિક્ષા લીધી. આ રીતે-સુનય મુનિની આશાલતા, યોગ્ય શિષ્ય અભય મુનિની યોગસિદ્ધિને પરિણામે નવ પલ્લવિત થઈ.

અભય મુનિએ રાજકુમારને પંચદેવોપાસનાનો વિધિ અને મહીમા સમજાવ્યો, કહે છે કે કુણાલ શિવ અને શકિતનો ખાસ

ઉપાસક બન્યો હતો અને જલૌક તથા એની રાણી ઇશાનદેવીએ કાશ્મીરમાં ઘણા દેવદેવીઓના મન્દિરો બન્ધાવ્યાં છે, જેમાંના કેટલાક સારી હાલતમાં અને કેટલાકના ખંડેરો હાલ પણ મળી આવે છે.

મુનિની કર્મયોગ શિક્ષાથી જલૌક એક અદ્ભૂત વીર બન્યો હતો. એણે વિદેશીઓના આક્રમણથી ઘણીવાર ભારતનું રક્ષણ કર્યું હતું. બખ્તરના રાજા યુધિદેયુસને પરાજીત કરીને એણેજ પાછો કાઢયો હતો.

અશોકના પરલોક ગમન પછી (ઈ. સ. પૂ. ૨૩૨) રાજકુમાર જલૌકની સહાયથી ઉદાસીન મુનિઓ પુનઃવેદ ધર્મનો પ્રચાર કરવામાં ફાવવા લાગ્યા.

કાશ્મીરમાં મટનમાં જે માર્તંડનું મન્દિર છે તે આ રાજપુત્ર જલૌકના વખતનું છે.



[૧૫]

## (૧૫) રોચિષ્ણુ મુનિ

આ મુનિ અભય મુનિના શિષ્ય હતા. એમને પણ યોગસિદ્ધિ વરી હતી. એમને પોતાના કાર્ય માટે સમય અનુકૂળ મળ્યો. રાજાઓ ધર્મ પ્રચારના કામમાં લાગી જાય છે ત્યારે એમના રાજ્યને નુકશાન થાય છે એક તો પ્રજામાં અસંતોષ વધી એના તરફ દુશ્મનભાવ જાગે છે અને બીજું રાજકાજ તરફ ધ્યાન ન અપાવાથી એના પાયા હાલવા માંડે છે. મોગલ બાદશાહ ઔરંગઝેબ ચુસ્ત મુસલમાન હોઈ રાજનીતિ કરતાં ધર્મ તરફ વધારે ઢળ્યો પરિણામે એનું રાજબળ ક્ષીણ થતાં થતાં આખા વંશનુંજ પતન થયું. અશોકનું પણ એમજ થયું. એણે બુદ્ધ ધર્મ વિષે વિશેષ આગ્રહ રાખ્યો પરિણામે એની હયાતી બાદ ન તો એના વંશમાં એનું અધુરૂં કાર્ય ચાલુ રાખે એવો બૌદ્ધ ધર્મ પ્રેમી સુપુત્ર પેદા થયો કે નતો એનું વિશાળ રાજ્ય સંભાળી શકે એવો કોઈ શુરવીર રહ્યો. એના પછી મૌર્ય વંશમાં સાત રાજાઓ થયા અને ૪૭ વર્ષ ગાદી રહી પણ ઉત્તરોત્તર નિર્વીર્ય રાજાજ ગાદીએ આવતા ગયા. છેલ્લો રાજા બૃહદ્રથતો કેવળ વિલાસી હતો. એને ધર્મની કે રાજ્યની કંઈ પડી ન હતી. આથી તમામ વહીવટ એનો વિદ્વાન મંત્રી પુષ્પજીત જોતો હતો. એ શુંગવંશનો હતો.

રોચિષ્ણુ મુનિ વખતે પાટલી પુત્રની ગાદી ઉપર બૃહદ્રથ હતો સંયોગ બળનો વિચાર કરી રોચિષ્ણુ મુનિએ પુનઃ ધર્મ પ્રચારનું કામ આરંભી દીધું અને પોતે મગધમાં આવી રાજગૃહમાં મુનિઓનું સંમેલન બોલાવ્યું. આ પરિષદ બહુ લાંબે ગાળે મળી હતી. રોચિષ્ણુ મુનિનુ આખ્યાન બહુ મર્મ ભેદક હતુ. સભામાં પુષ્પમિત્ર પણ હાઝર હતો.અને મુનિનું વ્યાખ્યાન સાંભળીને એને વેદ ધર્મ માટે બહુ માન પેદા થયું પોતે જોયું કે બૌદ્ધ માત્ર ત્યાગ માટેજ ઉપદેશ કરે

છે. જ્યારે ઉદાસીન મત પ્રમાણે કર્મ પણ કરી શકાય છે અને એજ બરાબર છે. એમ લાગવાથી એણે મુનિપાસેથી વૈદિક ધર્મની દીક્ષા લીધી.

ત્યારપછી વિલાસી બૃહદ્રથને મારી (ઈ. સ. પૂ. ૧૮૪) શુંગ વંશ ચુડામણિ પુષ્પમિત્ર મગધની ગાદી પર આવ્યો.

એના વખતમાં ગ્રીસથી મીનેન્ડર હિન્દપર ચઢી આવ્યો હતો પણ એણે એને હરાવી પાછો કાઢયો હતો.

વૃદ્ધાવસ્થામાં એણે એક અશ્વમેધ યજ્ઞ આરંભ્યો હતો એવો યજ્ઞ ઘણા વર્ષો પછી થતો હોવાથી બ્રાહ્મણ ધર્મીઓમાં ઉત્સાહ પ્રગટયો. આ યજ્ઞમાં મહાભાષ્યકાર પતંજલિ હાઝર હતા.

[૧૬]

# ચંન્દ્રમુનિ

ચંદ્રમુનિ રોચિષ્ણુમુનિ પછી પાંચમા મુનિ હતા એ સુતપા મુનિના શિષ્ય હતા આ વખતે મગધની ગાદી પરનું શુંગવંશ નું બળ ઘટી ગયું હતું. માળવાપર રાજા ભર્તૃહરિની સત્તા ચાલતી હતી પીંગળાના ચઢાવ્યાથી ભર્તૃહરિએ પોતાના ન્હાનાભાઇ વિક્રમને દેશ નિકાલ કર્યો. વિક્રમ માળવા છોડી ચંદ્રમુનિના આશ્રમમાં જઇને રહ્યો હતો. ત્યાં યોગ, તત્ત્વજ્ઞાન અને રાજનીતિનું જ્ઞાન એને મળ્યું. જ્યારે પીંગલાથી વિરક્ત થઇ ભર્તૃહરિ રાજ્ય છોડી ચાલી નીકળ્યો ત્યારે એ પણ ચન્દ્રમુનિના આશ્રમમાંજ આવ્યો. ભાઇ આગળ પોતાની ભુલ કબુલ કરી અને માળવાનું રાજ્ય સંભાળવા સમજાવ્યો, પછી ચન્દ્રમુનિની રજાથી વિક્રમ માળવા આવ્યો. એના શાસન કાળમાં માળવાનું રાજ્ય વિસ્તૃત બન્યું. ઇન્દ્રપ્રસ્થ નો પ્રદેશ એણે પોતાનામાં ભેળવી દીધો અને ઠેઠ કાશ્મીર સુધી એની સત્તા ફેલાઇ.

કવિ કાલિદાસ વિક્રમના ગુરૂ ભાઇ હતા. કાલિદાસે ચન્દ્રમુનિ પાસે દિક્ષા લીધી હતી.

[૧૭]

# મહેશમુનિ

---

ચન્દ્રમુનિ પછી ૧૪ મા મુનિ મહેશ મુનિ હતા એ જ્ઞાનાનંદ મુનિના શિષ્ય થતા હતા.

આ સમય દરમ્યાન મગધની ગાદી પર શુંગ પછી કણ્વ વંશમાં આવી. આન્ધ્રોને અને શકોને હાથે એ ગાદી છિન્નભિન્ન થઇ હતી. એવીજ દશા વિક્રમાદિત્ય પછી માળવાની પણ એ લોકોએ કરી હતી. પછી આન્ધ્રો અને શકોનું પણ માંહ્યો માંહ્ય ઘર્ષણ થતાં ઉત્તર ભારતના રાજ્યો ન્હાના ન્હાના ખંડ રાજ્યો બની ગયા હતા.

ઇ. સ. ના ચોથા સૈકામાં ચંદ્રગુપ્તે આ ન્હાના ન્હાના રાજ્યો જીતી લઈ ઉત્તર ભારતમાં એક સામ્રાજ્ય સ્થાપ્યું હતું.

ચન્દ્રગુપ્તના પિતામહ શ્રીગુપ્ત અને પિતા ઘટોત્કચ કરીને હતા. પાટલીપુત્ર પાસે એક ન્હાના સરખા રાજ્યના એ સ્વામી હતા.

મધ્યભારતની આ રાજકીય અને ધાર્મિક અંધાધુંધી ચાલતી હતી ત્યારે મહેશ મુનિ દક્ષિણમાં નિવાસ કરતા હતા. એમના અગાઉના મુનિઓ માટે વેદધર્મના રક્ષણ સારૂ એ ચિંતિત રહેતા હતા; કારણકે બૌદ્ધો હવે ગુપ્તમંડળો દ્વારા એમનું પ્રચાર કામ કરવા લાગ્યા હતા. ધર્મમાં પ્રજાનું જીવન સદા અનિશ્ચિત રહેતું હતું. મહેશ મુનિને લાગ્યું કે કોઇ પણ ઉપાયે રાજકીય સંગઠન થાય તો દેશની સ્થિતિ પૂર્વવત્ સુસ્થિત થાય આ વિચારથી એ દક્ષિણમાંથી મગધ તરફ આવ્યા. અને ગુરૂસ્થાન રાજગૃહમાં મુકામ કર્યો ત્યાં એક વખતે રાજ કુમાર ચંદ્રગુપ્તની સાથે એમની મુલાકાત થઈ. એમને મુનિશ્રીએ કોઇપણ ઉપાયે રાજકીય સંગઠન કરવા જણાવ્યું ચન્દ્રગુપ્તને એ વાત ગળે તો ઉતરી એ વખતે એની પાસે એવું

કંઈ સાધન ન હતું પરંતુ નારાયણનું કરવું કે એવામાં લિચ્છવી રાજકુમારી કુમાર દેવી સાથે એનાં લગ્ન થયાં (ઈ. સ. ૩૦૮) રાજા કુમારીને ભાઇ ન હોવાથી લિચ્છવીના રાજ્યનો સ્વામી પણ ચન્દ્રગુપ્ત બન્યો આથી ચન્દ્રગુપ્તનું બળ વધ્યું અને ધીમે ધીમે એણે સર્વ ન્હાના રાજ્યોને જીતી લઈ એક સામ્રાજ્ય સ્થાપ્યું.

વસુબન્ધુના પ્રચારને પરિણામે ચન્દ્રગુપ્તના પુત્ર સમુદ્રગુપ્તનું વલણ બૌદ્ધમત તરફ વળવા માંડયું હતું. આ વાત મુનિને કાને પડતાં એ તરત રાજગૃહ છોડી પાટલીપુત્ર આવ્યા અને વેદ ધર્મ તરફ રાજકુમારને વાળવા એક યુક્તિ કરી. પોતે ત્યાં પધાર્યાની કોઇને ખબર પડવા દીધી નહિ, ચંન્દ્રગુપ્તને પણ ખબર નહતી. મુનીશ્રી નગર બહાર ગંગાકિનારે આસન જમાવીને બેઠા. અને ત્યાંથી યોગ-બળથી રાજકુમારને પોતાના તરફ એકલો આકર્ષ્યો. ફરવા નીકળેલા રાજકુમારની ઘોડી અનાયાસે મુનિશ્રીની પર્ણકુટિ તરફ વળી. રાજકુ-મારને મુનિશ્રીનાં દર્શન થતાં ઘણો આનન્દ થયો. મુનિએ વેદધર્મનો ઉપદેશ કર્યો. એ વખતથી રાજકુમારમાં વેદધર્મતરફ પ્રીતિ ઉત્પન્ન થવા માંડી. મુનિએ કુમાર પાસે સ્વાધ્યાય વ્રતની પ્રતિજ્ઞા લેવડાવી આથી પછીથી સમુદ્રગુપ્ત નિયમીત શાસ્ત્રધ્યાયન કરવા લાગ્યો હતો.

ચન્દ્રગુપ્તે ઉત્તર અને મધ્ય પ્રાંતનું રાજ્ય તો જીત્યું હતું. મહેશમુનિની પ્રેરણાથી સમુદ્રગુપ્તે બાકી રહેલા પ્રાન્તો અને દક્ષિણનું રાજ્ય જીતી લીધું. મુનિની પ્રેરણાથી એણે એક યજ્ઞ પણ કર્યો હતો.

સમુદ્રગુપ્તની રાણી દત્તાદેવી કરીને હતી, એને પુત્ર ન હતો. માળવાના રાજા વિક્રમાદિત્ય જેવા વીરપુત્રની એને બહુ કામના હતી. રાણીના ઇચ્છાથી સમુદ્રગુપ્તે મુનિમંડળને રાજભવનમાં નોતર્યું અને એમનો ખૂબ સત્કાર કર્યો, રાણીની ઇચ્છા સાંભળી મુનિશ્રીએ તથાસ્તુ કહ્યું.

મુનિશ્રીના આશીર્વચનથી જે પુત્ર થયો તે બીજો ચન્દ્રગુપ્ત, એને બધા વિક્રમાદિત્ય પણ કહેતા.

આમ ત્રણ પેઢી સુધીના રાજા વૈદિક ધર્માઓજ થવાથી વૈદિક ધર્મને સારો ટેકો મળ્યો.

• મહેશમુનિ તે વખતની પરિસ્થિતિને અનુસરીને રાજકીય સંગઠન યજ્ઞાદિકર્મોનો પ્રચાર અને પૂર્વજોના સ્મારકનો પુનરૂદ્ધાર કરવા ઉપદેશતા

ગુપ્તવંશના પહેલા ત્રણ રાજાઓએ આર્યાવર્તનું એક રાજ્ય સ્થાપવા પોતાની તમામ શકિત ખરચી હતી. સમુદ્રગુપ્તે તો યજ્ઞ પણ કર્યો હતો અને પૂર્વજોના સ્મારક માટે પણ યોજના ઘડાઈ હતી.

સમુદ્રગુપ્તના સમયમાં મહેશ મુનિ અયોધ્યામાં નિવાસ કરતા હતા. રાજા વારંવાર એમની મુલાકાત લેતો. એની હાર્દિક ઈચ્છા હતી કે મુનિશ્રી પાટલી પુત્ર પધારે ત્યાં એમને જોઈતાં સાધનો પુરાં પાડવાંમાં આવે અને ત્યાં કાયમનો આશ્રમ સ્થાપે તો પોતાને સમાગમ કરવાની સરળતા થઇ રહે પરન્તુ રાજાએ સરયૂતટ છોડવાની ના પાડી એટલુંજ નહિ પણ સમુદ્રગુપ્તને સૂચના કરી એની રાજધાની અયોધ્યામાં આણી આથી અયોધ્યાની સીકલ બદલાઇ ગઈ. પાછી શ્રીરામની અયોધ્યા બની રહી !

---

[૧૮]

# શોભન મુનિ

ભારતવર્ષને ધાર્મિક અને રાજકીય પતનમાંથી બચાવવા શોભન મુનિએ ભારતમાં ચારે તરફ ખુબ ભ્રમણ કર્યું હતું. ઠેર ઠેર વૈદિક ધર્મનો અને લોકોમાં વીરભાવ જાગ્રત કરે એવો ઉપદેશ આપતા હતા. તેવામાં એમને હારિત નામે એક બ્રાહ્મણની મુલાકાત થઈ, એની ઉમ્મર ત્યારે ૩૬ વર્ષની હતી. એ ઉત્સાહી યુવાન હતો. મુનિએ જાણ્યું કે મ્હારી પછી મ્હારૂં કામ આ ચાલુ રાખી શકશે તેથી તેને પોતાની સાથે રાખ્યો અને એને ઉપદેશ આપી ચતુર્થાશ્રમની દિક્ષા આપી તેમજ યોગ વિદ્યા પણ શિખવાડી. બ્રહ્મલીન થતી વખતે જે અંતીમ ઉપદેશ એમણે હારીત મુનિને આપ્યો છે તે ઉપરથી એમની દેશ દાઝનું ખરૂં માપ નાકગી શકે છે. એમણે હારીતને કહ્યું, "સાચી ગુરુ સેવા એ છે કે દેશમાં આવેલી આંતરિક દુર્બળતા વિદ્યા, તપ, યોગબળ અને ધર્મપ્રચારથી દુર કરવી અને બાહ્ય શત્રુના આક્રમણથી દેશને બચાવવા વીર જાતિઓનું સંગઠન કરવું."

[૧૯]

# હારિત મુનિ

શોભન મુનિને મુખ્ય બે શિષ્ય હતા. (૧) હારિત મુનિ અને (૨) ગોરક્ષ મુનિ. ગોરક્ષ મુનિ ગુરૂના શાન્ત થયા પછી તપશ્ચર્યા કરવા ચાલ્યા ગયા અને ગુરૂ આજ્ઞાનુસાર હારિત મુનિ ત્યાંથી કનોજ તરફ વિદાય થયા.

ત્યાં આવીને એમણે જોયું કે વેદધર્મીઓની સંખ્યા ઠીક વધી રહી છે એટલે સમય અનુકૂળ જોઈ એમણે એક આગેવાન વૈદિકોની સભા બોલાવી ( વિ. સં. ૭૪૨. ઇ. સ ૬૮૫ ) એમાં એમણે ત્યાંના કાર્યકર્તાઓની મુક્ત કંઠે પ્રશંસા કરી ભવિષ્યના કાર્યનું દિશાસૂચન કર્યું:—

"કનોજની ગાદી સબંધી ઘણીજ અંધાધુંધી ચાલે છે, તેથી કોઇ યોગ્ય રાજબીજને કનોજની ગાદીએ બેસાડી એ રાજ્યાશ્રયના બળ ઉપર ચારે તરફ ધાર્મિક અને રાજકીય આન્દોલન શરૂ કરવું. ખંડ રાજ્યો એક છત્ર નીચે લાવવા બને તેટલી ખટપટ કરવી અને એક રાજકીય સંગઠન સ્થાપવું. એજ પ્રમાણે ધાર્મિક સંગઠન કરવું. એ માટે બૌધ્ધો અને જૈનોનુંજ અનુકરણ કરવાની જરૂર છે. કનોજનો રાજા વૈદિક ધર્મી જોઈએ અને એની સત્તા વધવી જોઇએ. ધર્મમાં અનેક મતમતાંદરો ને એકત્ર કરી શકાય તે રીતે વેદધર્મનો પ્રચાર કરી મતમતાંતરોને, લોકોને અને સર્વ ન્હાના મ્હોટા રાજ્યોને એક ઝંડા નીચે લાવવા.

ધર્મમાં કેવળ ત્યાગને મહત્વ આપવામાં આવે છે તેનું પરિણામ ખોટું આવ્યું છે. આખો સમાજ ત્યાગ કરી શકતો નથી છતાં તેમનામાં ધર્મ ભાવના તો હોય છે. જે ત્યાગ કરે છે તે કર્મમાં

માનતા નથી એટલે સમાજને યોગ તપ, જ્ઞાન વગેરેનો લાભ મળી શકતો નથી પરિણામે એમની ધાર્મિક ભાવના અન્ય ગમે તે ધર્મથી પોષાય છે. આથી આપણે જેમ રાજ્ય ગુમાવી બેઠા તેમ ધર્મ પણ ગુમાવવા માંડ્યો છે. કર્મનું તત્ત્વજ્ઞાન હિંદુ ધર્મમાં બહુ બહોળું છે. તેનો સારો અભ્યાસ કરી પૂર્વમિમાંસવાદના ધોરણ પર એક ગ્રન્થ લખાવો જોઇએ. કોઇ એક વ્યક્તિને એ માટે તૈયાર કરી એવો ગ્રન્થ લખાવવો અને એનો એટલે શાસ્ત્રવિહિત કર્મ માર્ગનો આપણે પ્રચાર કરવો, તો મ્હને પૂર્ણ વિશ્વાસ છે કે આપણી આ દુર્દશાનો જરૂર અંત આવશે."

હારિત મુનિની યોગ્ય અને યુક્તિયુક્ત સુચનાઓને સર્વ સદસ્યોએ એકમતે હર્ષપૂર્વક વધાવી લીધી. ત્યાર પછી મુનિએ ધાર્મિક સ્થિતિનું નિરીક્ષણ કરવા દેશભરમાં ફરવા માંડયું અને બીજા સભ્યોએ કનો-જની ગાદી પર વૈદિક ધર્મી રાજા લાવવા ઉપાયો યોજવા માંડ્યા. બરાબર આઠ વર્ષના સતત પરિશ્રમને પરિણામે વેદધર્મી રાજા યશોવર્મન કનોજની ગાદી પર આવ્યો.

હારિત મુનિને આ સમાચાર મળ્યા ત્યારે એમને ઘણો આનન્દ થયો. રાજકીય અને ધાર્મિક સંગઠન ગુરૂ આજ્ઞાથી અને એમના પોતાના સ્વતંત્ર નિરીક્ષણથી એમનું ધ્યેય બની ગયાં હતાં. ઉપર પ્રમાણે કનોજની ગાદી પર વૈદિક રાજા આવવાથી રાજકીય સંગઠ-નનો આરંભ થઈ ચુકયો હતો. હજી ધાર્મિક સંગઠન માટે તેમજ પોતાની ઇચ્છા પ્રમાણે પૂર્વ મિમાંસાના ધોરણ પર ગ્રન્થ રચનાર કોઇ મળી આવ્યું નહોતું. શોધ ચાલુ હતી. એવામાં દક્ષિણ ભાર-તમાં મહા નદીને કિનારે જયમંગલ નામના ગામમાં એમને કુમા-રિલ નામનો શિષ્ય મળી આવ્યો.

કુમારિલની ઉમ્મર આ સમયે ૧૧ વર્ષની હતી. ન્હાનપણથી એને વેદ ઉપર બહુજ ભાવ હતો. એના પિતા યજ્ઞેશ્વર પાસે વેદની

એક હસ્તલિખિત નકલ હતી. બાલક કુમારિલ રમવા જતો ત્યાંથી ફુલ વીણી લાવતો અને રમતમાં ને રમતમાં પણ એ ફુલ વેદ ગ્રન્થ પર એ ચઢાવતો આ રીતે પૂર્વજનિત સંસ્કારાનુસાર જાણ્યે અજાણ્યે એનામાં વેદ તરફ પૂજ્ય ભાવ અને મમત્વ વધ્યાં હતાં. એક વખત એ પુસ્તક જડયું નહતું ત્યારે એને ઘણું દુઃખ થયું હતું. મ્હોટો થતાં કુમારિલ પિતા પાસે વેદ વેદાંગનો અભ્યાસ કરવા લાગ્યો. ન્હાનપણથી જ એની બુદ્ધિ બહુ તીવ્ર હતી. તે વખતે બુદ્ધ ધર્મ જે રૂપમાં ચાલતો હતો. તે એને બીલકુલ ગમતો નહિ. વેદ શિખવા માંડયા પછી તો એને શાસ્રાર્થ કરી બૌદ્ધોને હરાવવાની ઇચ્છા પણ થઇ આવી હતી. પણ એનો અનુભવ અને વય એ માટે પ્રર્યાપ્ત ન હતાં.

હારીત મુનિને કાને કુમારિલના વેદ પ્રેમની વાત આવી. એમણે એમના પિતાની સંમતિથી પોતાની પાસે એને બોલાવ્યો અને જૈમિનીની પૂર્વ મિમાંસા શિખવાડવા માંડી. ટુંક સમયમાં જ પૂર્વ મિમાંસા પરનું શાબર ભાષ્ય વગેરે કુમારિલે સ્હમજી લીધું. બે વર્ષમાં તો એ પૂર્વ મિસાંસાનો સંપૂર્ણ જ્ઞાતા પણ થયો. કર્મ, ભક્તિ અને જ્ઞાન એ વેદધર્મના ત્રણ અંગો છે. તે વખતની બૌદ્ધ ધર્મની અસર નીચે આવેલી અને સત્ય કર્તવ્ય વિમુખ બનતી બધી જનતાને માટે એમાંથી કર્મ માર્ગને સ્હમજાવી તેનો પ્રચાર કરવાની જરૂર હતી. બૌદ્ધોએ લોક કલ્યાણના કર્મો દ્વારા જનતાનું હૃદય જીતી લીધું હતું. એની સ્હામે પ્રચાર કરવો હોયતો જ્ઞાન અને ભક્તિને આવશ્યક અંગ માનવા છતાં હિન્દુ ધર્મમાં કર્મ માર્ગ પણ બહુ ઉંચી રીતે સ્હમજાવ્યો છે એ દર્શાવવા પૂર્વ મિમાંસા હારીત મુનિએ કુમારીલને શિખવાડી. જૈમિનીનું પૂર્વ મિમાંસા પ્રકરણ એટલે હિન્દુ ધર્મનું કર્મગળ અંગ:

કુમારિલને એ શિખવી અને એનો હેતુ સ્હમજાવી મુનિશ્રી કનોજ તરફ વિદાય થયા.

આ બાજુ કુમારિલે પૂર્વ મિમાંસા શિખી લીધા પછી ગુરૂ આજ્ઞાથી બૌદ્ધ ધર્મના ગ્રન્થો જોવા માંડયા. અને એમાં બૌદ્ધ ધર્માચાર્ય શ્રી નિકેનની સહાય લીધી બ્રાહ્મણ ધર્મના ખંડનમાં જે જે યુક્તિ એ લોકો વાપરતા તે પણ ખૂબ ધ્યાનમાં લીધી. પૂર્વ પક્ષ માટે તમામ દલીલો અને એમના સિદ્ધાન્તોનો પૂરો અભ્યાસ કર્યા પછી પોતાના કાર્યની યોજના વિચારવા માંડી.

વિચારમાં ને વિચારમાં એક વખત કુમારિલ ચંપાનગરીમાં ફરતો હતો. ફરતો ફરતો એ રાજ મહેલની નજદિક આવી પહોંચ્યો આ વખતે ચંપા નગરીનો રાજા સુધન્વા હતો. એ બૌદ્ધ ધર્મી હતો, જ્યારે રાણી વેદ ધર્મી હતી. રાજા, રાણીને બૌદ્ધ ધર્મ સ્વીકારવા દબાણ કરતો હતો. રાણી આથી મુઝાઈ હતી. એમાંને એમાં સહસા એના મ્હોંમાંથી નીચે પ્રમાણેના ઉદ્દગારો નીકળી ગયા.

**किं करोमि, क्व गच्छामि, कोवेदानुद्धरिष्यति** ॥ શું કરૂં? કયાં? જાઉં? કોઇ પણ આ વેદનો ઉદ્ધાર કરનાર પેદા નહિ થાય?

આ તરફ કુમારીલ પણ આવાજ વિચારમાં ઘુમતો હતો. રાણીના શબ્દો બરાબર કાનમાં પડ્યા એટલે એણે રાણીને એની આંતર વેદના શમાવતો તાત્કાલિકઉત્તર આપ્યો.

**माविषीद वरारोहे भट्टाचार्योऽस्मि भूतले** ॥ દેવી ચિંતા ન કરો. મ્હારૂં નામ ભટ્ટાચાર્ય છે અને આ પૃથ્વી પર વેદનો ઉદ્ધાર કરવાજ મ્હારો જન્મ થયો છે.

રાણીએ અણધાર્યો આ અનુકૂળ જવાબ સાંભળી યુવકને ઉપર બોલાવ્યો અને પોતાની મુંઝવણ જણાવી. કુમારીલે એને થોડાક પ્રશ્નાત્મક શ્લોકો શિખવાડ્યા અને એનો જવાબ રાજા સંતોષકારક આપે તોજ એમની ઇચ્છા પ્રમાણે બૌદ્ધ ધર્મ સ્વીકારવો નહિતો રાજા વેદ ધર્મ સ્વીકારે એમ રાજાને જણાવવાની સૂચના કરી કુમારીલ વિદાય થયો. આ યુક્તિથી રાણી ફાવી. રાજા એનો ઉત્તર આપી શક્યો નહિ પણ એ પછી એની પોતાની શ્રદ્ધા પણ બૌદ્ધ ધર્મમાંથી ઉઠવા માંડી.

કુમારિલે પછી બૌદ્ધ ધર્મના ખંડનાર્થે સાત ગ્રન્થો લખ્યા. એક દિવસ પોતાના શિષ્યોને સાથે લઈ કુમારિલ ચંપાનગરીમાં સુધન્વા દરબારમાં બૌદ્ધ ભિક્ષુઓ સાથે શાસ્ત્રાર્થ કરવા ગયો. વાદ-વિવાદમાં એણે બૌદ્ધોને હરાવ્યા. પરંતુ રાજાએ બીજી એક શરત મુકી કે પર્વતના શિખર ઉપરથી ખીણમાં ગબડે પણ શરીરને કંઈ ઇજા થાય નહિ તો હું માનું કે એનો ધર્મ સાચો. માત્ર દલીલોથી ફાવી જાય તેથી એ ધર્મ સાચો ઠરતો નથી. ચમત્કાર પણ જોઇએ. કુમારિલે એ બીડું ઝડપ્યું. કોઈ બૌદ્ધ ભિક્ષુ એ શરતમાં ઉતર્યો નહિ. "જો વેદ પ્રમાણ હશે તો મ્હને કંઈજ નુકશાન થશે નહિ" એમ પ્રતિજ્ઞા લઈ એણે શિખર ઉપરથી પડતું મુક્યું. એ જીવતો રહ્યો પણ એની એક આંખને ઇજા આવી. આ માટે બૌદ્ધોએ વાંધો લીધો હતો પણ પછી રાજાએ એ લોકોને ગણ્યા નહિ; એમણે તે વખતથી વેદ ધર્મ સ્વીકાર્યો. એક આંખને ઇજા થવા સંબંધી કુમારિલ કહેતો કે, "મ્હેં પ્રતિજ્ઞા વખતે 'જો' શબ્દ વાપરેલો એ વેદ પરની અટલ શ્રદ્ધામાં ખામી બતાવનારો હતો તેથી મ્હને એટલી શિક્ષા થઈ. વેદ તો પ્રમાણ શ્રેષ્ઠ છે જ."

ઉત્તર રામચરિતના પ્રસિદ્ધ લેખક કવિ શિરોમણિ ભવભૂતિ કુમારિલના શિષ્ય હતા. પૂજ્યપાદ શંકરાચાર્યની સાથે શાસ્ત્રાર્થ કરનાર મંડનમિશ્ર કુમારિલનો પટ્ટશિષ્ય હતો. લગભગ ૧૦૦ વર્ષનું સંપૂર્ણ આયુષ્ય એણે ભોગવ્યું હતું. આખી જીંદગી એણે વેદધર્મનો પ્રચાર કરવામાં અને બૌદ્ધધર્મનું ખંડન કરવામાંજ ગાળી હતી. આથી પાછલી વયમાં કંઈક એમને પશ્ચાત્તાપ પણ થયેલો કારણકે બૌદ્ધો પાસેથી પોતે જે શિખ્યા તેનો ઉપયોગ એમનીજ સ્હામે કર્યો એ એમને વિશ્વાસઘાત કર્યા જેવું લાગવા માંડયું અને પ્રાયશ્ચિત્તમાં પોતાનો દેહ પોતાની મેળેજ અગ્નિમાં વિસર્જન કર્યો હતો.

મૃત્યુ સમયે ભગવાન શંકરાચાર્ય એમને આવી મળ્યા હતા.હારીત મુનિએ વેદ ધર્મના કર્મ માર્ગનો ઉદ્ધાર કરવાને નિમિત્તે ધાર્મિક

આન્દોલન જનતામાં જગાવવા આ બાજુ કુમારિલને તૈયાર કર્યો અને બીજી બાજુ રાજકીય સંગઠન ખાતર ઉદયપૂરના રાણાના પૂર્વપુરુષ, હિન્દુસૂર્ય, મેવાડાધિપતિ બાપ્પારાવળને પણ તૈયાર કર્યો હતો.

બાપ્પાના પિતા નાંગાદિત્યને ઇડરના ભીલોએ મારી નાંખેલો. એ વખતે કેટલાક બ્રાહ્મણોએ બાલરાજબીજને ત્યાંથી દૂર—નાગદામાં—લઇ જઇ સંતાડયો હતો. બ્રાહ્મણોને ત્યાં રહી એ એમની ગાયો ચારતો હતો પણ ત્યાંય એનું ક્ષાત્ર તેજ અછતું રહ્યું નહી.

અચાનક એક દિવસ હારીત મુનિની નજરે એ બાળક ચઢયો એની ભવ્ય કાન્તિ જોઇને મુનિને લાગ્યુંકે આ કોઇ સાધારણ બાળક નથી. મુનિએ એને પોતાની પાસે બોલાવ્યો અને કેટલીક ધર્મની વાતો કરી. પછીથી બાપ્પા રોજ રોજ મુનિની પાસે આવવા લાગ્યો. ધીમે ધીમે બાળકની શકિત અને સ્વભાવનું નિરીક્ષણ કરી મુનિએ એને ઉપવીત સંસ્કાર આપ્યો. એ સમયે મુનિએ પોતાની યોગ શકિતથી દેવીનું આહ્વાહન કર્યું અને એની પાસેથી એક તીર અને એક ખડગ લઈ બાપ્પાને આપ્યું.

બાળક બાપ્પાને એક વખત ગાયો ચરાવતાં શ્રીશંકરના દર્શન થયેલાં ત્યારથી એની શંકરમાં અટલ શ્રદ્ધા બેસી ગઈ હતી. એ શંકરની બાણ રૂપે સ્થાપના થઇ. એ એકલિંગજી તરીકે આજે પણ મેવાડના રાજકુલના ઇષ્ટ દેવ છે. ગાદીના અધિપતિ એકલિંગજીજ મનાય છે અને રાજાતો એમની આજ્ઞાનુસાર, એમને નામે વહીવટ કરનાર દિવાન છે એવી એમનામાં શ્રદ્ધા છે.

બાપ્પાની એકલિંગજી તરફની શ્રદ્ધા જોઇ હારીત મુનિએ એનામાં આ ભાવારોપણ કરેલું જે આજે કુલ પરંપરા ચાલ્યું આવે છે.

એકલિંગજીની સ્થાપના કર્યા પછી મુનિએ બાપ્પાને ગોરક્ષ મુનિ પાસે મોકલ્યો. એ મુનિએ એને તીક્ષ્ણ ધારવાળી અદ્‌ભૂત તરવાર ભેટ આપી. આ પ્રમાણે મળેલી હથિઆરોની પ્રસાદી, મુનિદત્ત

હિત્વાનપદ, અને વીરત્વ ભરેલો ઉપદેશ સાંભળી બાપ્પાનું ક્ષાત્રતેજ ઉછળી આવ્યું. એ પોતાના મામા માનસિંહ પાસે ચિતોડ ગયો.

માનસિંહે બાપ્પાને રાજસ્થાન તરફ મુસ્લીમો સ્હામે લશ્કર લઇ યુધ્ધ કરવા મોકલ્યો બાપ્પા જીત્યો. એની કીર્તિ ચારે તરફ ફેલાઈ અને મામાના મૃત્યુ પછી એ ચિતોડની ગાદી પર આવ્યો. આ બાપ્પા રાવળે હિન્દુઓનું સંગઠન કરવા ઘણો પ્રયત્ન કર્યો હતો.

ધર્મભૂષણ કુમારીલ અને નીતિભૂષણ બાપ્પા જેવા બે શિષ્યો મળી રહેવાથી હારીત મુનિને પોતાનું ધ્યેય સંપૂર્ણ સફળ થયેલું લાગ્યું.



[૨૦]

# લોકપ્રિય મુનિ

હારિતમુનિ પછી લગભગ ૫૦૦ વર્ષ પસાર થયા બાદ લોકપ્રિય મુનિનો સમય આવે છે. એ વચગાળામાં ૨૬ મુનિઓ થઈ ગયા હતા. એમની કશી હકીકત હાથ લાગતી નથી.

રાજસ્થાનમાં—જેસલમેરમાં લોકપ્રિય મુનિનો જન્મ થયો હતો. એ વખતે પુષ્કરજીની પાસે સામપ્રિય નામે એક મુનિનો આશ્રમ હતો, ત્યાં જઈ ૧૬ વર્ષની ન્હાની ઉંમરે લોકપ્રિયે સામપ્રિય પાસે ઉદાસીન ચતુર્થાશ્રમની દિક્ષા લીધી હતી. (વિ. સં. ૧૧૮૬.) એમનું બીજું નામ દેવેન્દ્ર મુનિ પણ છે.

થોડો વખત પુષ્કરજીમાં રહ્યા પછી લોકપ્રિય મુનિ ગુજરાત તરફ ગયા, ત્યાં મહમદ ગિઝનીએ કરેલી સોમનાથની દશા એમણે નજરે જોઈ. એથી એમને ઘણું લાગી આવ્યું હતું. રાજકીય અને ધાર્મિક અધઃપતન આંતરકલહને પરિણામેજ થયું હતું. એ કલહ મીટાવવા અને એકતા સાધવા એમણે ઠેરઠેર ઉપદેશ આપવા માંડયો.

(૧) 'ઉદાસીન મંજરી'માં અને (૨) 'ઉદાસીન ધર્મદિવાકર' માં લોકપ્રિય મુનિ સંબંધી બે ભિન્ન ભિન્ન ઉલ્લેખ મળી આવે છે. (૧) લોકપ્રિય મુનિના સમયમાં દિલ્હીની ગાદીએ તોમરવંશનો અનંગપાલ રાજા રાજ્ય કરતો હતો. અજમેરના ચૌહાણો એના તાબામાં હતા.

તે સમયે અજમેરની ગાદી પર અજયપાળ રાજ્ય કરતો હતો વિ. સં. ૧૧૫૦ માં એણેજ કનોજ વસાવ્યું હતું. વૃધ્ધાવસ્થામાં એણે સંસાર ત્યાગ કર્યો અને સામપ્રિય મુનિ પાસે ચતુર્થાશ્રમની દિક્ષા લીધી. અજયરાજ અને લોકપ્રિય મુનિ આ રીતે ગુરૂભાઈ થયા.

અજયરાજનો પુત્ર 'આના' પોતાના પિતાને દર્શને આવતો ત્યારે એમે લોક પ્રિય મુનિનો પણ સમાગમ થતો. પિતાના શાન્ત થયા પછી એણે લોકપ્રિય મુંનિ પાસે આવવાનું ચાલુ રાખેલું.

આ લોકપ્રિય મુનિની પ્રેરણાથી આનાએ પંજાબ તરફથી આવતી મુસલમાનોની લશ્કરની ટુકડીઓને હરાવી પાછી કાઢી હતી.

આના પોતાની સાથે કોઇક કોઇક વખત રાજકુમાર વિસળદેવને પણ લોકપ્રિય મુનિના આશ્રમમાં સાથે લઈ આવતો. આથી કુમારને બાલપણથીજ મુનિ પર શ્રદ્ધા બેઠી હતી. કુમાર ચકોર હતો, અજમેરની ગાદી દિલ્હી નરેશના તાબામાં હતી એ એને ગમતું ન હતું.

એક વખત વિસળ, મુનિની સેવામાં આશ્રમમાં હતો અને મુનિ એને બેસવાનું કહીને અરણ્યમાં ચાલ્યા ગયા. ત્યાંથી ત્રણ દિવસ સુધી પાછા ફર્યાજ નહિ. કુમાર પણ મહેલમાં પાછો ન ફરતાં આશ્રમમાંજ ગુરૂની માર્ગ પ્રતીક્ષા કરતો બેસી રહ્યો. મુનિએ એની ભક્તિથી પ્રસન્ન થઇ એને વરદાન માંગવાનું કહ્યું. કુમારે પોતાની જાગેલી તમન્ના પ્રમાણેજ ધ્વનિ કાઢયો."મહારાજ દિલ્હીની ગાદી મેળવી શકું એવો આશીર્વાદ આપો" મુનિએ "તથાસ્તુ" કહ્યું.

કુમારનો ઉત્સાહ વધ્યો. ત્યાર પછી એણે દિલ્હી પર ચઢાઇ કરી હતી અને અનંગપાળને હરાવી દિલ્હીની ગાદી કબજે કરી હતી.

વિસળ દિલ્હીની ગાદી મેળવે એથી મુનિ અંતરથી એક રીતે પ્રસન્ન હતા કે એના સત્તા વધશે તેનો ઉપયોગ ધાર્મિક અને રાજકીય સંગઠન કરવામાં કરશે પણ ભાઈ ભાઇના ગળા કાપવામાંજ વીસળની શુરવીરતાનો ઉપયોગ થતો હતો એ એમને ખાસ ગમ્યું નહતું તેથી જ્યારે તુર્કો પંજાબ જીતી રાજસ્થાન તરફ આવવા લાગ્યા ત્યારે મુનિએ એને કહ્યું હતું, "અનંગપાલની સાથે યુધ્ધ કર્યું તેથી ત્હારા શૌર્યની સાચી કિમ્મત અંકાતી નથી. ભાઇઓ ભાઇઓમાં જીત મેળવવામાં ખરી બહાદુરી નથી પણ બહારના દુશ્મનોને હરાવવામાંજ વીરતાની ખરી કસોટી છે.

વીશલ દેવને આ ટકોર લાગી, અને અન્ય રાજાઓને એકત્ર કરી એણે તુર્કોને મારી પંજાબ સુધી પાછા હઠાવ્યા. આ પછી થોડાજ વખતમાં વિસળદેવ ગુજરી ગયો, નહિ તો હિન્દુઓને લાભ થાત.
(૨) ઉદાસીન ધર્મ દિવાકરમાં એવી હકીકત આપવામાં આવી છે કે વીસળદેવનો પુત્ર સોમેશ્વર, મુનિનો ભક્ત હતો. એનો પુત્ર પૃથ્વીરાજ પણ એ સંબંધથી મુનિનો પરમ ભક્ત બન્યો હતો. એક વખત મુનિની ગેરહાઝરીમાં એ એમના આશ્રમમાં જઈ ચઢયો હતો ત્યાં બીજા મુનિઓ હાઝર હતા. પૃથ્વીરાજ પાછો ન ફરતાં મુનિની રાહ જોઇ ત્યાંજ રાત રહ્યો. અને બીજા મુનિઓની સેવા કરી. લોકપ્રિય મુનિએ એની સેવા ભક્તિથી પ્રસન્ન થઇ એને સ્વભાવોક્તિદ્વારા આશીર્વાદ સંભળાવ્યા એ થોડા સમય પછી ફળ્યા.

અનંગપાલને પુત્ર નહતો. અને પૃથ્વીરાજ એનો દૌહિત્ર થતો હતો. તેથી અનંગપાલના મૃત્યુબાદ દિલ્હીની ગાદી એને મળી.

પણ ચાલુ ઐતિહાસિક સંશોધન પ્રમાણે તો એવી હકીકત મળે છે કે ચેદીરાજ નૃસિંહદેવની કન્યા કપુરદેવી સાથે સોમેશ્વરનું લગ્ન થયું હતું. પૃથ્વીરાજ એનો પુત્ર હતો. દીલ્હીની ગાદી તો વિસળદેવના વખતમાં ચોહાણોના હાથમાં આવી હતી.

આ રીતે લોકપ્રિય મુનિએ વિસળદેવદ્વારા હિન્દુ રાજ્યનું સંગઠન કરી મુસલમાનોના આક્રમણથી ભારતવર્ષને બચાવી લેવા બનતું કર્યું હતું.

# [૨૧]
# અવિનાશી મુનિ

લોકપ્રિય મુનિ અને અવિનાશી મુનિની વચમાં ૧૬ મુનિ થયા છે.

અવિનાશી મુનિનો જન્મ સોળમી સદીમાં અજમેરમાં એક વિદ્વાન બ્રાહ્મણને ઘેર થયો હતો. ન્હાનપણથીજ એમને વિદ્યાપર સારો પ્રેમ હતો. થોડા સમયની અન્દર એમણે વેદ–વેદાંગનું જ્ઞાન મેળવી લીધું હતું. જીવન અને મૃત્યુના જટિલ પ્રશ્નોનું મંથન વારંવાર એમના મનમાં ચાલતું. કશાથી એમનું સમાધાન થતું નહિ.

એક દિવસ ફરતાં ફરતાં પોતે આબુ પર્વત ઉપર જઈ ચઢયા. ત્યાં એમને વેદમુનિનાં દર્શન થયાં. લૌકિક પારલૌકિક ઘણા પ્રશ્નોની એમની સાથે એમણે ચર્ચા કરી. આમાં એમનું મન કંઈક સંતોષ પામ્યું અને તે દિવસથી એ ત્યાંજ રહ્યા. ત્યાર પછી ૨૪ વર્ષની ઉમ્મરે વિ. સ. ૧૫૩૮ માં એમણે વેદમુનિપાસે ઉદાસીન ધર્મની દિક્ષા લીધી (ઉદાસીન ધર્મ રત્નાકર.)

ઉદાસીન મંજરીમાં એમના સંબંધી નીચે પ્રમાણે ઉલ્લેખ છે. આબુ ઉપર ફરતાં ફરતાં એક અગ્નિકુંડના અવશેષો મુનિની દૃષ્ટિએ પડ્યા. કહે છે કે પહેલા વેદવિદ્ બ્રાહ્મણોએ મ્લેચ્છોથી આર્યાવર્તનું રક્ષણ કરવા માટે અત્રે યજ્ઞ કરીને પરમાર, સોલંકી, પરિહાર અને ચોહાણ એ ચાર વીર ક્ષત્રીય વંશો ઉત્પન્ન કર્યા હતા.

આ કુંડના દર્શનથી એમનું મન વિચાર વમળે ચઢયું: "હું પણ બ્રાહ્મણ છું, હાલ પણ પાછી ભારતવર્ષની સ્થિતિ પૂર્વવત્ થઈ રહી છે. મ્લેચ્છો એને પદદલિત કરી રહ્યા છે. શું હું વીરક્ષત્રીઓ પેદા કરી ન શકું? તો પછી મ્હારા જીવનનો અર્થ શો?"

ઘણા પરિમર્શને અન્તે એમને લાગ્યું કે, "મ્હારા પૂર્વજ વેદજ્ઞોની માફક હું યોગબળથી, યજ્ઞનારાયણની કૃપા સંપાદન કરી વીરક્ષત્રીયો પેદા ન કરી શકું તો ખેર, પણ મ્હારૂં પોતાનું જીવન તો હું મ્હારા દેશના અને મ્હારી જાતિના રક્ષણ અર્થે આપી શકુંજ અને આપીશ."

આ પ્રમાણે વિચારી આ જીવન બ્રહ્મચારી રહી જનસેવા કરવાનાજ નિર્ણય પર એ આવ્યા. એવામાં એમને વેદમુનિનાં દર્શન થયાં. અને એમની પાસે એમણે દિક્ષા લીધી.

ત્યાર પછી હિન્દુધર્મના રક્ષણ માટે એમણે ચારે તરફ ભ્રમણ કરવા માંડયું. ફરતાં ફરતાં પંજાબમાં આવી પહોંચ્યા. ત્યાં એમને વેદી ક્ષત્રીય કુમાર શ્રી ચન્દ્રજીની મુલાકાત થઇ. પ્રજામાં વૈદિક ધર્મનો પ્રચાર કરવા એ એમને યોગ્ય અધિકારી મળી આવ્યા. એમનું જીવન ચરિત્ર વાંચતાં જણાશે કે એમણે પરધર્મમાં વટલાઈ જતાં હિન્દુઓનેજ માત્ર સ્વધર્મમાં વાળ્યા નથી પણ કેટલાક મુસલમાનોને પણ હિન્દુ ધર્મ પ્રેમી બનાવ્યા છે.

અવિનાશી મુનિ પાસે એક વાર સંગ્રામસિંહ આવી ચઢયો. રાજ્ય મળતાં પહેલાં ભાઇઓના ત્રાસને લીધે સંગ્રામસિંહને વનમાં રખડવું પડેલું તે ગાળામાં એને મુનિ સાથે મુલાકાત થઈ હતી. મુનિએ એને ક્ષાત્રધર્મનો ઉપદેશ આપી ખૂબ ઉત્તેજીત કર્યો. પિતા અને ભાઇઓના મૃત્યુને પરિણામે ચિતોડની ગાદી સંગ્રામસિંહને મળી અને એ પ્રજાનો પ્રિય રાજા બન્યો.

વિ.સં. ૧૫૭૬ માં અવિનાશી મુનિ અમરનાથની યાત્રા કરીને પાછા ફરતા હતા તે વખતે મોગલ સમ્રાટ બાબર સિન્ધુ નદી ઓળંગી ભેરા સુધી આવી પહોંચ્યો હતો. દેશની આ પરિસ્થિતિ જોઈ એક પળ પણ થોભ્યા વિના અવિનાશી મુનિ રાજસ્થાન પહોંચ્યા. રાણા સંગે બધા રજપૂતોનું સંગઠન કરી બાબરની સ્હામે થવાની તૈયારી કરી. પણ વિધાતાની ગતિ ગહન છે, રાણા-

સંગનો કાર્યકર, વિશ્વાસુ દુત, શિલાદિત્ય ફુટયો અને રાજપુતોની બધી ખાનગી યોજનાઓ શત્રુને સમજાવી આવવા લાગ્યો. પરિણામે રાજપૂતોની હાર થઈ અને રાણો સંગ મરણ પામ્યો.

રાણાના મરણ પછી મુનિને રાજકીય હીલચાલ આગળ ચલાવવાનું ફાવ્યું નહિ એટલે ખેદપૂર્વક એ પાછા આબુ પર ચાલ્યા ગયા અને બ્રહ્મલીન થતાં સુધી ત્યાંજ રહ્યા.

---

[२२]

# શ્રી ચન્દ્રમહામુનિ

श्रीचन्द्रदेवो मुनिराजमान्यः ।
श्रेयः प्रदानात् प्रथितो वदान्यः ।
दिग्वृन्द विस्तारि यशो वितानात् ।
भूचक्र वालं विशदं वितेने ॥

आचार्ये वसनं वने निवसनन् तुर्य्याश्रमोद्धारणम्,
स्मार्त्तानां च मिथः विवादहरणं श्रीपंचदेवार्चनेम् ।
शाक्तानां शमनं विधर्मिदमनं राणारणोत्साहनम्,
श्री श्रीचन्द्रमुने विशुद्धचरितं भव्याय भूयाद् भृशाम् ॥

ઉદાસીનાચાર્ય પરમ ધર્મોદ્ધારક શ્રી ચન્દ્રમહામુનિનો જન્મ તલવંડી ગામમાં શ્રી નાનકદેવજીનાં ધર્મપત્ની શ્રી સુલક્ષણા દેવીની પાવન કુક્ષીથી વિ. સં. ૧૫૧૫ના ભાદરવા સુદ નોમને દિવસે થયો છે.

આ તલવંડી ગામ લાહોરની પશ્ચિમે ૩૦ ગાઉ ઉપર આવેલું છે. હમણાં એ ગામ નનકાથી ઓળખાય છે.

કેટલાકનું માનવું એવું છે કે શ્રી ચન્દ્રમહારાજનો જન્મ સુલતાનપુરામાં થયો હતો. પણ એ હકીકત ખરી નથી. મહારાજને નાનકીબાઇ નામે ભુવા (ફોઇ) હતાં. એમને મહારાજ ઉપર ઘણોજ ભાવ હતો. એમનું સાસરૂ સુલતાનપરામાં હતું. જન્મ્યા પછી બે ત્રણ દિવસમાં મહારાજનું એક ચિત્ર ખેંચવામાં આવ્યું હતું. એ ચિત્ર નાનકીભુવા પોતાને સાસરે લઇ ગયાં હતાં. એ રીતે ત્યાં મહારાજશ્રીનું બાલચિત્ર સ્થાપિત થયેલું હોવાથી મહારાજશ્રીનો જન્મજ સુલતાનપુરામાં થયો હશે એવી ભ્રાન્તિ પેદા થઇ હોવી જોઇએ.

દરેક અવતારી પુરૂષોને માટે બને છે તેમ શ્રી ચન્દ્રજીએ પોતે જન્મ પહેલાં માતાને શિવ સ્વરૂપે દર્શન દીધાં હતાં. શ્રી. નાનકદેવ અનન્ય શિવ ભક્ત હોવાથી શિવે એમને ત્યાં પુત્ર થઇને અવતરવાનું એમને વરદાન આપ્યું હતું. જ્યારે શ્રી ચન્દ્રજીનો જન્મ થયો ત્યારે માલા ભસ્મ વિભૂષિત એમને જોઇ આપેલા વરદાન પ્રમાણે સાક્ષાત્ શ્રી શંકરજ પોતાને ત્યાં પધાર્યા છે એમ નાનકજીને લાગ્યું. અને વધાઇ લઇને આવેલી બ્હેન નાનકીબાઇને એમણે એજ કહ્યું કે જગતમાં બેજ પુરુષો પોતાના ભાવિ લક્ષ્ય સૂચક ચિન્હો સાથે જન્મ્યા છે. એક સૂર્ય-કુંતા પુત્ર કર્ણ અને બીજો આ આપણો બાળક.

જન્મ પછી ફલાદેશ કાઢવા માટે જ્યોતિર્વિદ હરદયાળુ શર્માને બોલાવવામાં આવ્યા. એમણે બાળકની કુંડળી બનાવી અત્યંત ઉત્કંઠા પૂર્વક કુટુમ્બીજનોને ફલાદેશ સંભળાવ્યો.

"ખરેખર મ્હને આ બાળકના પ્રહભાવ જોતાં ઘણોજ આનન્દ થાય છે. એનામાં દિવ્યશક્તિઓ ભરેલી માલુમ પડે છે. એ વિશ્વ-વિખ્યાત થશે. દીર્ઘાયુ ભોગવશે. સંસારી જીવન નહિ ગાળે. આજીવન બ્રહ્મચારી રહી જાતિ અને દેશની સેવા કરશે શૈવ-વૈષ્ણવોનો કલહ મટાડશે. તાંત્રિકોનો અનાચાર દૂર કરશે અને સમાનભાવે પંચદેવોપાસનાનો પ્રચાર કરશે. શ્રૌતચતુર્થાશ્રમનો પુનરુદ્ધાર કરશે. એના પ્રયાસથી ઘણા ધર્મોપદેશકો બહાર આવશે અને મુસ્લીમ ધર્મને નાબુદ કરવા માંડશે. ઘણા વીરો એ પેદા કરશે કે જેમના દ્વારા મુસ્લીમ સલ્તનત્ નાબુદ કરવાનો પ્રયત્ન થશે. બાલક કોઇ અસાધારણ વ્યક્તિ છે."

બાલકનો આ પ્રમાણેનો ફલાદેશ સાંભળી કુટુમ્બીજનોના હર્ષનો પાર રહ્યો નહિ.

**બાલ્યાવસ્થા**

મ્હોટપણાના એમના વર્તનના બધાં પ્રાથમિક ચિન્હો એમની બાલ્યાવસ્થામાંજ એમનામાં જણાઇ આવતાં હતાં એમનું મુખાર્વિન્દ હમેશાં હસતું હતું. જગતથી થાકેલાં અને દુઃખી માણસો એમના દર્શન માત્રથી ઘડીભર સઘળું દુઃખ વીસરી જતા. એમને બોલવા અને રમવા કરતાં નિરીક્ષણ કરવાની ટેવ બહુ હતી. મિત્રોને એ બહુ વ્હાલા હતા. એમના ઉચ્ચ ચારિત્ર્યથી અન્ય બાલકોમાં એ વિશિષ્ટ વ્યક્તિ તરીકે તરી આવતા. બીજા બાળકોને બિભત્સ બાધા બોલતા કે ગમે તેવી રમતો રમતા એ અટકાવતા. ઉંચી રમતો શીખવતા. રમતમાં ને રમતમાં એ મિત્રોને લઇ મંદીરોમાં જતા અને એ રીતે એમનામાં શ્રદ્ધા પેદા કરતા. કદિ કદિ જંગલોમાં પણ જતા. એવું એ ઘણીવાર કરતા. ત્યાં બધાને રમવાની બહુ મઝા પડતી હોય ત્યારે એ કયાં કોઇ એક ઝાડની નીચે ચુપ ચાપ નેત્ર બંધ કરી બેઠા હોય ! મોડે સુધી કોઈ ઘેર ન જાય એટલે માતાઓનો જીવ ઉંચો થાય, એ શોધવા નીકળે. શ્રીચન્દ્ર આ સર્વનું કારણ છે એમ લાગવાથી

ઘણી માતાઓએ પોતાના બાળકોને એમની સાથે રમવા જવાની પણ મનાઈ કરી હતી.

**ઉલ્લસીન મંજરીમાં શ્રીચન્દ્ર મહારાજ સંબંધી કેટલીક ચમ-**
**મોતીદાન** ત્કારિક વાતો જણાવવામાં આવી છે.

એક વખતે એક ભિક્ષુકને એમણે કોઠારમાંથી મુઠ્ઠી ભરીને ચણા લાવીને આપવા માંડયા. ભિક્ષુક લેતા સંકોચાયો કેમકે એને એ મોતી જણાયા. જ્યારે માતાના જોવામાં એ આવ્યું ત્યારે એમણે ભિક્ષુકને એ લઇ લેવાની આજ્ઞા કરી અને બાળકના જીવનનું એ અદ્ભુત લક્ષણ જોઈ માતા ખૂબ ઉલ્લસિત બની.

**ચમત્કારિક ઘટના ૨ જી**

એક વખતે મિત્રો સાથે શ્રીચન્દ્રજી બહુ ગાઢા અરણ્યમાં ચાલ્યા ગયા. ત્યાં એક ગુફામાં સિંહ રહે છે અને એણે ઘણા માણસો ના જાન લીધા છે એવી બાળકોને ખબર હતી તેથી એમણે મહારાજને આગળ ન વધવા ઘણું સમજાવ્યા પણ એમણે માન્યું નહિ. અને સિંહની ગુફા તરફ ચાલ્યા કર્યું. બાળકો બ્હીકના માર્યા પાછા ફર્યા અને ઘેર જઈ એની માતાને સર્વ હકીકત કહી. ઘરમાં બધાના જીવ ઉડી ગયા. થોડી વારમાંતો આખા ગામમાં એ વાત ફેલાઈ ગઈ અને બધે હાહાકાર થઈ ગયો.

ભગવાન શ્રીચન્દ્રજીના પિતામહ કલ્યાણરાયજી આ વાત સાંભળી, ગામના જમીનદાર રાયબુલારની પાસે દોડયા. એમણે શ્રીચન્દ્રમહારાજના અદ્ભુત વર્તન વિષે સાંભળેલું તેથી એમને એમના તરફ પહેલેથી પ્રેમ તો હતોજ તેમાં આ હકીકત સાંભળી એટલે જાતે હથિયારબંધ પોલીસની ટુકડી લઈ શ્રીચંદ્રજીને લેવા ગયા. પણ ત્યાંનો દેખાવ જોઇને તો છાતીજ બેસી ગઇ. બાળક શ્રીચન્દ્રજી સમાધિમાં બેઠા હતા. એમના ચરણ પાસે સિંહ આંખો બંધકરીને પડ્યો હતો. સાપ ગળાની

આજુ બાજુ વીંટળાતો હતો અને એક સાપ ડાબા હાથ પર ગુંચ-ળુંવળીને લટકી રહ્યો હતો.

રાયબુલારની સ્થિતિ કફોડી થઇ પડી. એ આગળ વધી શકયા નહિ. પાછા ફરવામાં પણ મન માન્યું નહિ. ન તો સિંહને મારી શકાય એમ હતું, કિંકર્તવ્ય વિમૂઢ થઇને જેમના તેમ બધાં ઉભા રહ્યા. ભગવાનની સમાધિ છુટી અને એમણે રાયબુલારને પોતાની પાસે બોલાવ્યા એટલે આસ્તે રહીને બન્ને સર્પો અને વનરાજ પોત પોતાને સ્થાનકે ચાલ્યા ગયા. રાયની ઇચ્છાથી ભગવાને એને ત્યાં શાસકના ધર્મો સહમજાવ્યા. આ વખતથી રાયબુલારે બાલક શ્રીચન્દ્રજીને પોતાના ગુરૂ માન્યા. અને આ પ્રસંગ પછી બધાં સગાં સબંધીને પણ શ્રીચન્દ્રજીની અસાધારણ શક્તિની ખાત્રી થઇ.

**મોસાળ પ્રયાણ**

ભગવાન જ્યારે સાત વર્ષના થયા ત્યારે એમના નાનાજી (માના બાપ) એમને અને એમનાં માતા સુલક્ષણા તેમજ ન્હાનાભાઇ લક્ષ્મીચન્દ્રને પકખો લઈ ગયા. ત્યાં એ નોકરી કરતા હતા. રાયબુલારને ભગવાન પર એટલો બધો પ્રેમ બન્ધાઇ ગયો હતો કે એમનું મુખારવિન્દ જોયા વિના એમનાથી એક દિવસ પણ રહી શકાતું નહિ. ભગવાન જ્યારે મોસાળ ગયા ત્યારે એમણે એમનું ચિત્ર દોરાવી પોતાની પાસે રાખ્યું હતું.

મોસાળમાં ભગવાન ત્રણ વર્ષ સુધી રહ્યા. ત્યાં પણ એમનાં રૂપ ગુણ અને શિક્ષાપ્રદ મનોહર વાણીથી સર્વે મુગ્ધ થઇ ગયા હતા. ન્હાનુ શું મિત્રમંડળ પણ એમણે ત્યાં જમાવ્યું હતું. બધાને એ બાલોચિત ઉપદેશ આપતા હતા. એવી રીતે એક વખતે ઉપદેશનું કામ ચાલતું હતું તે વખતે નૂરદીન નામે એક મૌલવી ત્યાં આવ્યો. એણે સર્વ બાળકોને પૂછ્યું કે અહીં શું થાય છે? બાળકો કહે, "હરિ કથા".

મૌલવીએ ભગવાનને પૂછ્યું, "હરિ ત્હમે કોને કહો છો?"

"જેને આપ લોક રહીમ કહો છો તેનેજ અમે હરિ કહીએ છીએ"

"અમે રહીમ કોને કહીએ છીએ ? ત્હમે શું ધારો છો ?" નરદીને પૂછ્યું.

"પ્રાણીમાત્ર તરફ રહમદીલી–દયા દાખવનારને ત્હમે રહીમ કહો છો. એજ પ્રમાણે દયાદષ્ટિથી પ્રાણીમાત્રના પાપોને હરણ કરનારને અમે હરિ કહીએ છીએ,"

"ઇશ્વર ન્યાયી છે કે અન્યાયી ?

"ન્યાયી. દરેકને પોત પોતાના કર્મનું ફળ આપે છે."

મૌલવીએ હવે કસોટી કરવા માંડી, "ઓહ ! મહારાજ આ તો ત્હમે પરસ્પર વિરોધી વાત કરી. જે ન્યાયી હોય તે દયાળુ હોઇ શકે ખરો ? ન્યાયમાં નિષ્ઠુરતા દાખવવી પડે છે. દયાળુ કોઇને દુઃખી જોઇ શકતો નથી. દયા અને ન્યાય એ બન્ને વિરોધી વૃત્તિઓ છે તે એકજ વ્યકિતમાં શી રીતે ઘટે ?"

"પરમાત્મામાં ઘટે છે. એ સાધારણ જનતા માટે ન્યાયી છે. ભક્તને માટે દયાળુ છે એટલુંજ નહિ પણ પોત પોતાનાં કર્મના ફળ ભોગવાવરાવી માણસને એ આસ્તે આસ્તે ઉંચે ખેંચે છે એ એમની દયાળુતાજ છે."

બાલકની અપૂર્વ સમજની મૌલવી પર બહુ સારી અસર થઇ. તે દિવસથી કેટલાક મુસલમાનો પણ મહારાજશ્રી તરફ માનદષ્ટિ રાખતા થયા.

દિન પર દિન એમની ખ્યાતિ ચારે તરફ ફેલાવા માંડી. એક વખત એ સાંભળીને પંડિત વિષ્ણુદાસ વૈષ્ણવ પોતાની શિષ્ય મંડળી સહિત મહારાજના દર્શનાર્થે પકો આવી પહોંચ્યા. મહારાજ એ વખતે ઘેર હતા નહિ. જંગલમાં ચાલ્યા ગયા હતા. પંડિતો પણ અધિરા થઇ એમની વનલીલાના દર્શન કરવા પાછળ વનમાં ગયા.

સાથમાં આવ્યા જનતા પણ ગઇ. ભગવાન સમાધિમાં બેઠા હતા. બધાએ દર્શન કર્યાં. સમાધિ છુટી એટલે પ્રણામ કરી મંડળી બેઠી અને આજ્ઞા મળતાં હરિ ચર્ચા શરૂ કરી,

પંડિતજીએ પૂછયું, "ઇશ્વરને અપ્રિય શું છે?"

"કૃતઘ્નતા અને અભિમાન."

પંડિત–"નરક પ્રાપ્તિ થવાનાં કારણ શાં?"

ભગવાન–"કામ, ક્રોધ અને લોભ એ ત્રણ નરક પ્રાપ્તિ કરાવે છે."

પંડિત–"ત્વરાથી સમાધિ સ્થિતિ પર પહોંચવા શું કરવું જોઇએ?"

ભગવાન–"પ્રણવનો જાપ અને ઇષ્ટ ચિંતન".

પંડિત–"અવિદ્યાના નાશ માટે શું કરવું?"

ભગવાન–"સાંસારીક વિષયોમાં દોષ દર્શન, સાધુ સુક્તિઓનું અનુશીલન, અહર્નિશ ભગવદારાધન અને આત્માવલોકન."

પંડિત ભગવાનના આ અતિ ટુંકા પણ મુદ્દાસરના હૃદયગ્રાહી ઉત્તરથી ખુબ સંતુષ્ટ થયા. ત્યાં શ્રોતાવર્ગમાંથી* સુખદયાલુ નામના એક ભકતે પ્રશ્ન કર્યો.

"વીર કોને કહી શકાય અને ઇશ્વર પ્રાપ્તિનો માર્ગ કયો?"

"જે કામ રૂપી શત્રુને જીતે તે વીર. સતસંગતિ, ગુરૂસેવા, અને ગુરૂપદિષ્ટ મંત્રનો નિરંતર જાપ એ ઇશ્વરપ્રાપ્તિના મુખ્ય સાધનો છે."

બન્ને પંડિતોના ચિત્તનું સમાધાન થવાથી એમણે ભગવાનની ખુબ સ્તુતિ કરી અને પછી ઘેર જવાની રજા માંગી.

---

* સુખદયાલુ સુલ્તાનપુરના શાસક નવાબ દોલતખાંના એક કર્મચારી હતા.

બધા ગયા તોય શ્રીચન્દ્ર મહારાજ તો ત્યાં મોડા સુધી રોકાયા. ઘેર નહિ જવાથી માતામહને ચિંતા થઇ અને જ્યારે એ ઘેર ગયા ત્યારે એમને ખૂબ ઠપકો આપ્યો. આમ તેમ રખડયા કરવાને બદલે કંઈ કામ શીખવાની વ્યવહાર કુશળ સૂચના કરી. એમને લીધે એમની માતાને પણ બે શબ્દો સાંભળવા પડયા;

"જો બ્હેન! આ ઠીક ન કહેવાય. એતો નાદાન છે પણ તુંયે ટોકતી નથી? આમ આખો વખત જંગલમાં રખડયા કરે તે સારૂં કહેવાય? મ્હારો વિચારતો હવે એની સગાઈજ કરી નાંખવાનો છે. પણ આમ વારંવાર અરણ્યમાં ન્હાસી જાયછે એવી વાતની બધાને ખબર પડી ગઈ છે એટલે કોઇ દેતાં પણ વિચાર કરે ને?" માતાએ કહ્યું, "પિતાજી એ બાબતની આપ ફીકર ન કરો. એ કોઇ સામાન્ય બાલક નથી. વનમાં જવાથી એને કોઈ પણ પ્રકારની હાની નહિ થાય. એના સગપણના તો આપ કશી ખટપટ કરશોજ નહિ. એ સંસારમાં પડવાનો નથી."

માતામહને આ બધું કંઇ ઠીક લાગ્યું નહિ. એવામાં ફુવા (ફોઈ) નાનકી બાઇ એમના પતિ જયરામ સાથે ત્યાં આવી પહોંચ્યાં. આઠેક દિવસ ત્યાં રોકાઈ મહારાજને એ પોતાની સાથે સુલતાનપુરા લઈ ગયા. થોડો વખત મહારાજ ત્યાં રહ્યા પછી માતાના બોલાવવાથી પાછા પકખો આવ્યા.

આ તરફ તલવંડીમાં ભગવાનના દાદીમા તૃપ્તાબાઇ હજુ હયાત હતાં એમને બાળકો વિના ગમતું નહિ. કારણ એમના પુત્ર નાનકજી તો પહેલેથી ત્યાગી થઈ ચાલ્યા ગયા હતા ઘરમાં શ્રીચન્દ્ર અને લક્ષ્મીચંન્દ્ર આ બે બાળકો સિવાય કોઈ હતું નહિ અને એ પણ એમને મોસાળ ગયા એટલે દાદીમાનું મન બહુ અધીરૂં થવા લાગ્યું. અને એમને બીલકુલ ગમ્યું નહિ આથી એમના દાદાજી કલ્યાણરાયજી બે બાળકોને લેવા એમને મોસાળ ગયા અને મૂલચં-

ન્દજીનું મન મોકલતાં કચવાતું હતું છતાં લઇ આવ્યા. દાદીમાને બાલકો જોઇ ખૂબ આનન્દ થયો. મહારાજના અરણ્યપ્રેમ સંબંધી હકીકત સાંભળી ત્યારે એમનું પુત્ર વિજોગથી શંકાશીલ થયેલું હૃદય વધારે શંકાશીલ થવા માંડયું.

એમના ભાઇ લક્ષ્મીચન્દ્ર આખો વખત મહારાજની સાથે જ રહેતા હતા. એમના પર એમનો ઘણો પ્રેમ હતો.

આ સમયે ભગવાનની ઉમ્મર ૧૧ વર્ષની થઇ હતી. કલ્યાણ-રાયજીએ હરિદયાળુજીને હાથે એમને યજ્ઞોપવીત અપાવ્યું અને પંડિતજીને ત્યાં વિદ્યાભ્યાસ કરવા બેસાડયા. એક બે દિવસમાંજ એમની પાસેથી એમણે અક્ષરજ્ઞાન મેળવી લીધું, પછી ગીતાજી શિખવા માંડયાં. એમની ગ્રહણ શક્તિથી પંડીત્તજી એમના પર બહુ પ્રસન્ન રહેતા હતા અને પાઠશાલાના સમય ઉપરાંત પણ એમના અભ્યાસ તરફ ધ્યાન આપતા હતા.

**યજ્ઞોપવીત અને વિદ્યાભ્યાસ**

પંડિતજીની પાસેનું શિક્ષણ સમાપ્ત થયા પછી ઉચ્ચ શ્રેણીનું સંસ્કૃત શિખવા એમને બહાર જવાની જરૂર હતી પણ કલ્યાણરાયજીની ઇચ્છા એમને બહાર સંસ્કૃત શિખવા ન મોકલતાં તે વખતની જરૂરિયાત પ્રમાણે રાજભાષા શિખવાડી કંઇક ધંધે લગાડી લગ્ન કરી સંસારમાં જોડી દેવાની હતી.

પંડિતજીએ સંસ્કૃત માટે ભલામણ કરી જોઇ પણ પિતામહની લાગણી, કૌટુમ્બિક મુશ્કેલીઓ અને વ્યવહારિક દલીલો સાંભળી એ ચુપ રહ્યા.

આ તરફ દાદાજીની બધી હીલચાલ મહારાજ સમજી ગયા હતા. એમને પેટને માટે રાજભાષા શિખવી ન હતી, લગ્ન કરી સંસારમાં પડવું ન હતું પણ અધ્યાત્મજ્ઞાનમાં મદદ રૂપ થઇ પડે માટે આગળ સંસ્કૃતનો અભ્યાસ વધારવો હતો. વૃધ્ધ પિતામહની

ઇચ્છા વિરૂધ્ધ ઉચ્છ્રૃંખલ પગલું ભરવાની ઇચ્છા ન હતી. એમના મનમાં ખૂબ મન્થન ચાલ્યું. કંઇ રસ્તો સુઝે નહિ. આ કટોકટીની પળ હતી. અહીંથીજ જીવનને આ કે પેલે માર્ગે ધસડાવવાનું હતું પોતાની ઇચ્છા અરણ્યની હતી. વડીલનો પ્રેમ નગર માટે હતો. શું થાય? કોણ એમાં સહાય કરે? આખરે તૃષિત હૃદયને શાન્તિ આપનાર વીરડી સમી માતા સાંભરી. . . . . .

મૌલવી પાસે રાજભાષા શિખવા બેસતાં પહેલાં માતાને મળવાની એમણે પિતામહ પાંસે ઇચ્છા દર્શાવી. એમણે એમને મોસાળ મોકલી આપ્યા. કિશોર શ્રીચન્દ્રજીએ પિતામહની ઇચ્છા, પોતાની વિરકત મનોદશા તથા અભ્યાસ માટે બહાર જવાનું મન એ બધું પ્રેમની સાક્ષાત્ પ્રતિમા અને અશરણશરણ સમી માતા આગળ વ્યક્ત કર્યું. માતાએ બાળકને જવાની રજા આપી. જ્યારથી શ્રી ચન્દ્રજીના પિતાજી નાનકદેવજી પરદેશ ચાલ્યા ગયા હતા ત્યારથી સુલક્ષણા દેવી ઇશ્વરચિંતનમાંજ પોતાનો ફુરસદનો તમામ સમય ગાળતાં હતાં. સંસાર પરથી એમનું મન બીલકુલ ઉઠી ગયું હતું. અંતઃકરણ સ્ફટિક જેવું સ્વચ્છ અને સમાહિત થઇ જવાથી એમનામાં સાંસારિક મોહ રહ્યો ન હતો. પોતે જે માર્ગને ચિંતી રહ્યાં હતાં એજ માર્ગે પુત્ર જાય છે એથી એમને ઘણો આનન્દ થયો અને ખુશાથી જવાની રજા આપી.

પિતામહ કલ્યાણરાયજી કરતાં માતા સુલક્ષણાદેવીનો ભગવાન પ્રત્યેનો પ્રેમ જરીયે ઓછો તો નજ હોય એ માતૃહૃદયનો વિચાર કરીએ તો સહમજી શકાય તેવું છે. બન્નેય આજીવન ઉદાસી, દિવ્ય પુત્રના પ્રેમમાં મુગ્ધ હતાં પણ બન્નેયનાં દૃષ્ટિબિન્દુમાં મહાન તફાવત હતો. પિતામહ એમને સંસારમાં જોડી એમનું કલ્યાણ, સુખ અને પોતાની શાન્તિ ઇચ્છી રહ્યા હતા જ્યારે માતા એ નશ્વર પદાર્થોથી પર અવિનાશી વસ્તુની પ્રાપ્તિ તરફ ધસતા પુત્રને એ માર્ગેજ જવા દેવામાં સર્વનું કલ્યાણ સહમજી રહ્યાં હતાં.

આ સંબંધી ઉદાસીન પ્રબોધમાં એક બીજી પણ કથા છે

(૨) ભગવાનની ઉમ્મર આઠેક વર્ષની હતી. માતામહને ત્યાં રહેતા હતા એવામાં ભાઈ લક્ષ્મીચંન્દ્રને લઇ પોતે કોઇ એક જંગલમાં ચાલ્યા ગયા. સાંજ સુધી આમતેમ ફર્યા કર્યું. ભાઇને લાગ્યું કે કંઇ રસ્તો ભુલ્યા છે પણ હતું કંઇ બીજાુંજ. ભગવાનના મગજમાં તો સંસાર બન્ધનમાંથી છુટવાનો વિચારજ ચાલ્યા કરતો હતો. બહુ મોડુ થયું. ભોજનનો સમય થઇ ગયો. બેમાંથી એકકેય ઘેર ગયા નહિ તેથી સર્વ કુટુમ્બીજનો ચિંતા કરવા લાગ્યા. માતામહ એમને શોધવા નીકળ્યા. સાથે ઘણા માણસો રાખેલા. ઘણી શોધ કરી પણ કયાંય પત્તો લાગ્યો નહિ. પત્તો લાગે પણ કેવી રીતે? ખરા ખોવાયા હોય તો ને? ઇરાદાપૂર્વક સંતાઇ રહ્યા હતા એટલે શી રીતે મળે? માતામહ અને મંડળી ચિંતા કરતી થાકીને ઘેર ગઈ. એટલે અહીં બન્ને ભાઇઓએ આખી રાત એક ઝાડ નીચે વીતાવી ભાઇ લક્ષ્મીચંન્દ્રને તો કકડીને ભુખ લાગેલી. જંગલમાં બીજું ખાવાનું તો કયાથી લાવે? આમ તેમ ફરીને થોડા બોર વીણી આપ્યાં અને તે વડે થોડી ઘણી ક્ષુધાની નિવૃત્તિ કરી. કુટુમ્બીઓને લાગ્યું કે ચોકકસ કોઇ હિંસક પ્રાણીઓએ એમનો ભોગ લીધો હશે. હવે શું થાય?

એવામાં શિષ્ય મંડળ સહિત અવિનાશી મુનિનો મુકામ એ તરફ હતો. એ સિદ્ધ યોગી છે એવી લોકોની માન્યતા હતી. ઘણા માણસો એમના દર્શનાર્થે એમના સ્થાને આવતા. વ્હાણું વાયું એટલે ભગવાનનાં નાનીમા (માતામહી) પોતાની પુત્રી સુલક્ષણાદેવીને સાથે લઇ મુનિની પાસે ગયાં અને પોતાનું દુઃખ સવિસ્તર નિવેદન કર્યું, મુનિ મહારાજ! હું દુઃખી અબળા આપના શરણમાં આવી છું આ મ્હારી પુત્રી છે. મ્હારા જમાઇ કેટલાક વખતથી ઘર છોડીને ચાલ્યા ગયા છે. સ્વામીવિયોગીની પુત્રીનું એકલવાયું, ઓશિઆળું જીવન જોઇ મ્હારો જીવ નિરંતર બડકે બળે છે. આપ જેવા સન્ત મહાત્માની

કૃપાથી સુકા રણમાં વીરડીસમા એને બે બાળકો છે એમને જોઈને શાન્તિવાળી બેઠાં હતાં પણ કાલના એ પણ જડતા નથી. શું થયું હશે? કંઇક કંઇક અમંગળ શંકા ઉઠે છે. મહારાજ ! એજ અમારા જીવનાધાર છે. અમને એમનો પત્તો બતાવો. આપ યોગી છો આપથી કંઈ અજાણ્યું નથી, આપ જો એટલી કૃપા કરશો તો આપનો ઉપકાર અમે કદિ ભુલીશું નહિ."

આ વૃધ્ધ સ્ત્રીની દુઃખભરી કથની સાંભળી મુનિ મહારાજ હસ્યા "માતાજી ગભરાશો નહિ. બાળકો જ્યાં હશે ત્યા કુશળ હશે અને આપની પાસે આવી જશે પણ એ ક્ષેમકુશળ આપને મળે પછી આપ અમને અર્પણ કરી દેશોને? "

નાનીમા આ પ્રસંગ માટે તૈયાર ન હતાં. એ કંઈજ બોલ્યાં નહિ, બોલી શક્યાં નહિ પણ તરતજ સુલક્ષણાદેવીએ જવાબ આપ્યો. "ભગવન્! આ બે બાળકોજ શા માટે? અમે બધાજ આપને શરણે છીએ. આખું જગત્ આપનું છે. બાળકો તો મૂળથી આપના છેજ. અમે વળી આપનાર કોણ? બાળકો આવશે કે તરત આપની પાસે મોકલી આપીશું. "

પ્રેમ અને આશાભરી યુવાન વત્સલ માતાના આવા ત્યાગમય વચનો સાંભળી મુનિ મહારાજ પ્રસન્ન થયા એટલે પ્રસંગાનુસાર સુલક્ષણાદેવીએ સત્ય હકીકત રજુ કરી,—"મહારાજ આપને એક વાત પુછવાની ઇચ્છા છે. મ્હારા સ્વામી પહેલેથી જ વિરક્તવૃત્તિના હતા. મહામુનિ સંતરેણુ પાસે એમણે દિક્ષાની ઇચ્છા પ્રગટ કરેલી પણ સંતાન થયા પહેલાં એમણે એમને દિક્ષા આપી નહતી તેથી આ બે બાળકોના જન્મ થયા બાદ જ એ સંસાર છોડી ગયા છે. આપ જેવા મહાત્માઓ વંશવિચ્છેદને પાપ માનો છો. આપને આ પ્રસંગે જે ઉચીત લાગે તે કરો."

મુનિ–"બરાબર છે. બાળકો બે છે. એમાંથી એક તો આપશોને?"

"જી જરૂર એમાંથી આપ જેને પસન્દ કરશો તે આપની સેવામાં હાજર થશે."

"ઠીક મ્હને જ્યારે જેની જરૂર જણાશે તેને હું મ્હારી મેળે શોધી લઇશ. આપ હમણાં ઘેર જાઓ. અને બાળકોના મુખ જોઇ એમના વિયોગથી તપી ગયેલા ત્હમારા હૃદયને શાન્ત કરો."

જ્યારે ભગવાને સંસ્કૃત અભ્યાસ માટે માતાની અનુમતિ માંગી અને સંસાર પરથી પોતાની વિરક્તિ જણાવી ત્યારે માતાને મુનિજીના વચન યાદ આવ્યા અને લાગ્યું કે આજ બાળક મુનિનો થશે. મુનિ પાસે દિક્ષા લઇ એ બન્ને કુળને તારશે અને જગતમાં નામ કાઢશે. આવા એક ઉભયકુળ તારક પુત્રને માત્ર પુત્રભાવથી વળગી રહી ક્ષણિક મોહ ખાતર એનો સ્વાધ્યાય, વિકાસ અટકાવવો એ પાપ છે આવું સ્હમજી એમણે ખુશીથી રજા આપી. "બેટા, ત્હારી તીવ્ર ઇચ્છા છે તો ભલે જ્યાં અનુકુળ પડે ત્યાં જા. પણ જોજે હોં ભાઇ, આ માતાને ભુલી ન જતો હોં; કદિ કદિ દર્શન દેતો રહે જે."

"માતાજી આપ એ શું બોલોછો? આપને હું કદિ વિસરનાર નથી. જ્યારે આપ મ્હને યાદ કરશો ત્યારે આપની સેવામાં હાજર થઇશ. સામન્ય રીતે પણ માતાનું ઋણ વાળવા પુત્ર સમર્થ થઇ શકતો નથી તેમાં આપતો શ્રેષ્ઠ માતા છો. પતિવિયોગ વચ્ચે પુત્ર વિયોગનું કઠણું દુઃખ સહન કરીને પણ પુત્રની ઇચ્છા તૃપ્ત કરવા તૈયાર થયાં છો. આપનો એ ઉપકારનો બદલો હું શી રીતે વાળીશ? કુટુમ્બમાં મ્હારી ઇચ્છાને સ્હમજી શકે અને મ્હને અનુકૂળતા કરી આપે એવું કોઇ નથી. માતા! મ્હારાં તો ફક્ત આપજ છો. મ્હારે કાશ્મીર જવું છે. અને આપની એ માટેની અનુજ્ઞાથી મ્હને બહુ શાન્તિ થઇ છે. હું અવશ્ય આપને વખતો વખત મળ્યા કરીશ."

પ્રાતઃકાળે બ્રાહ્મમુહૂર્તે માતાના ચરણોનો સ્પર્શ કરી પોતે કાશ્મીર તરફ જવા નીકળ્યા. સંપૂર્ણ વિરક્ત મન પણ ક્ષણભર માતૃપ્રેમથી

ગદગદિત થઈ ગયું. માતાથી છુટા પડતાં આંખમાંથી ચોધાર આંસુ આવ્યાં.

પતિનો વિયોગ સહન કરનાર અને પુત્રને જવાની ખુશાથી સંમતિ આપનાર પ્રેમાલ માતાએ પુત્રના અશ્રુપૂર્ણ નયનો લુછ્યાં હૃદયને બને તેટલું સખત બનાવ્યું; સ્થીર નયને વિયોગની વસમી વાટ નિહાળી. દૃષ્ટિપહોંચી ત્યાં સુધી પુત્રની કલ્યાણ કામના કરી, આંખમાં એક પણ અશ્રુબિન્દુ આવવા દીધું નહિ. ગયો, પુત્ર દૃષ્ટિથી દૂર ગયો, પરાણે દબાવી રાખેલું હૃદય ઉછળ્યું. આંસુની છોળો રોકી રોકાઈ નહિ. જેમ તેમ મન શાંન્ત પાડયું.

ભગવાન મન કઠણ કરી આગળ ચાલ્યા પ્રથમ જમુ ગયા અને ત્યાં થઇને શ્રીનગર પહોંચ્યા. કાશ્મીર તે વખતે વિદ્યાનુ ધામ ગણાતું.

**આદર્શ વિદ્યાર્થી**

ઘણા વિદ્વાનો ત્યાં વસતા તેમાં પુરુષોત્તમ કૌલ નામના એક વિદ્વાન ઘણા પ્રસિદ્ધ હતા. એ એક વિદ્યાલય ચલાવતા હતા. ભગવાન ત્યાં જઈ કૌલ મહાશય પાસે વિદ્યાધ્યયન કરવા લાગ્યા. ગુરૂપદેશને ગ્રહણ કરવામાં એમની પ્રતિભા સહુથી આગળ તરી આવવા લાગી એથી ગુરુજી એમના પર ખૂબ પ્રસન્ન રહેતા. સહાધ્યાયીઓને આ ગમતું નહિ. અન્દર અન્દર અદેખાઇ શરૂ થઈ.

ભગવાનને માટે અભ્યાસ તો એક ગૌણ બાબત હતી. એમાં એમને ઝાઝો સમય વ્યતિત કરવો પડતો ન હતો. પાઠ સમય દરમ્યાનજ એમને સર્વ હકીકત કંઠસ્થ થઈ જતી. પછીથી એ બીલ-કુલ ગ્રન્થ ખોલતા નહિ. એમનું મન પહેલેથીજ એકાન્ત શોધતું હતું. કાશ્મીરનાં અપરિમીત સૃષ્ટિસૌન્દર્યમાં એમને ઇષ્ટ સ્થળો મળી આવતાં એટલે એતો પાઠ સિવાયના સમયમાં પાઠશાલામાં રહેતાજ નહિ. કયાંયને કયાં અરણ્યમાં ચાલ્યા જતા.

દ્વેષી સહાધ્યાયીઓ એમના આવા પ્રસંગોનો લાભ લેતા. એક વખતે એક વિદ્યાર્થીએ ગુરુ આગળ એ સમ્બન્ધી ફરિયાદ કરી ગુરુજી તો જાણુતા હતા કે બાળક પ્રમાદી નથી. અને તે રીતે એનો પાઠ યાદ કરી લેતા હશે પણ જો એમને કંઇ પણ ના કહેતો બીજા વિદ્યાર્થીઓને ગુરૂજી પક્ષપાતી લાગવાનો સંભવ હતો. શિષ્ય મંડળીમાં એવો વિપરીત ભાવ પેદા થાય તો આખા વિદ્યાલયની વ્યવસ્થામાં ખલેલ પડે. આથી એમણે એક વખતે શ્રી ચન્દ્રજીને તે દિવસે આપેલો પાઠ બોલી જવાની આજ્ઞા કરી. એમણે વગર ભૂલે તે બોલી બતાવ્યો. ગુરુજીએ સર્વની સ્હામે જોયું ત્યારે હરિફ શિષ્ય મંડળી બોલી, "ગુરુજી! આજે વળી પાઠ કર્યો હશે. પણ કોઈ દિવસ કરતો નથી ને રખડે છે. પાછલો પાઠ પુછો તો ખબર પડશે." ગુરુજીએ પાછલા પાઠોમાંથી પૂછ્યું. તેનો પણ યોગ્ય ઉત્તર મળ્યો, આથી ફરિયાદ પક્ષ શરમાયો તો પણ એક વિદ્યાર્થીએ જરી વધુ હિમ્મત કરીને કહ્યું, "મહારાજ બધું ગોખણપટ્ટી છે. કશાનો એને અર્થ આવડતો નથી. હું ખોટું નથી કહેતો. આપને ખાત્રી કરવી હોય તો આગલા પાઠોમાંથી નહિ, હમણાં જ ચાલતા શાબર ભાષ્યના તર્કપાદમાંથી એકાદ અઘરી કંડિકા કાઢી અર્થ પુછો તો એનું બધું પોકળ વેરાઈ જશે. ગુરૂજીએ શાબર ભાષ્યના તર્કપાદના પાંચમા સૂત્ર **औत्पत्तिक** ની વ્યાખ્યા પુછી. ભગવાને એની સુસ્પષ્ટ વ્યાખ્યા વિસ્તારથી સમજાવી. એમાં શ્લોક વાર્તિકનો ભાવ પણ આણ્યો હતો. આ વ્યાખ્યાથી તો ગુરુજી ખુબ પ્રસન્ન થયા, કેમકે આ સૂત્ર હજીસુધી ગુરુજીએ શિખવાડયું નહતું. આથી બધા દ્વેષિલા સહાધ્યાયીઓના મુખ શ્યામ બની ગયા અને ફરીથી એ ચાડી ખાવાનું ભુલી ગયા.

એમની અસાધારણ ગ્રાહક શક્તિ ન ખમી શકવાથી બીજા વિદ્યાર્થીઓ તેજો દ્વેષી બનતા પણ એમને કોઈ દિવસ કોઈ તરફ કશો અભાવ થતો નહિ.

**શાસ્ત્રાર્થ**

ભગવાન કાશ્મીરમાં હતા એવામાં જ સોમનાથ ત્રિપાઠી નામના કાશીના એક સુપ્રસિદ્ધ વિદ્વાન પંડિત સમગ્ર ભારતમાં દિગ્વિજય કરી કાશ્મીરમાં આવી પહોંચ્યા હતા. ત્યાં આવીને પણ ત્યાંના વિદ્વાનોને એમણે શાસ્ત્રાર્થ માટે નિમંત્રણ આપ્યું હતું. શ્રી ચન્દ્રના ગુરુ પંડિત પુરુષોત્તમ કૌલ કાશ્મીરની તે વખતની વિદ્વન્મંડળીમાં અગ્રગણ્ય ગણાતા હતા. એટલે એમને માથે જ શાસ્ત્રાર્થની જવાબદારી આવી પડી હતી. પોતે વિદ્વાન હોવા છતાં ત્રિપાઠીજીની સર્વત્ર ફેલાઇ રહેલી કીર્તિથી એમની સાથે શાસ્ત્રાર્થ કરવા માટે એમને ચિંતા થવા માંડી.

ગુરુજી આવી મનોદશામાં વિદ્યાર્થીઓની વચ્ચે બેઠા હતા ત્યાં શ્રીચંદ્રમૌલી આવી પહોંચ્યા. અને ગુરુજીની ગમગીનીનું કારણ પુછ્યું. ગુરુજી કંઈ બોલ્યા નહિ પણ, અન્ય વિદ્યાર્થીઓએ સોમનાથ ત્રિપાઠીનું શાસ્ત્રાર્થ માટે આગમન અને કાશ્મીરના વિદ્વાનોએ એ બોજો ગુરુજી ઉપર નાંખ્યો છે એ હકીકત શ્રી ચન્દ્રજીને કહી ને ઉમેર્યું, "અને ગુરુજી તો ત્હમારૂં નામ શાસ્ત્રાર્થ માટે આપી આવ્યા છે."

ગુરુજીએ આ બાબતમાં પોતાની સંમતિ બતાવી. શ્રી ચન્દ્રમૌલિ ચુપ રહ્યા પણ બેઠેલા વિદ્યાર્થીઓમાંથી મુકુન્દ નામના એક વિદ્યાર્થીથી બોલ્યા વિના રહેવાયુ નહિ. એણે કહ્યું, "ગુરુજી આપ ચન્દ્રમૌલિને હદથી જ્યાદે મહત્વ આપી રહ્યા છો. ત્રિપાઠીજી સાથે શાસ્ત્રાર્થ કરવો એ જેવી તેવી બાબત નથી. ભલભલા વિદ્વાનોની પણ એમની સ્હામે બોલવાની છાતી ચાલતી નથી. આપ પણ એ માટે સચિંત બની રહ્યા છો ત્યાં આપ આપના એક સામાન્ય શિષ્યને તે માટે આગળ કરો છો એ ઠીક થતું નથી. આમ કરાવીને અત્રેના વિદ્વાનો આપની હાંસી જ કરાવવા માંગતા હોય એમ જણાય છે. શાસ્ત્રાર્થમાં અનુભવયુકત પાંડિત્યની જરૂર છે. બીન અનુભવી, શિખાઉ વિદ્યાર્થીથી એ કામ થઇ શકે જ નહિ એમ મ્હારો નમ્ર મત

છે. મ્હને તો ગુરુવર્ય! એવો ભય લાગે છે કે જો આપ આ પ્રમાણે કરશો તો કાશ્મીરની પુરાતન માનમર્યાદાનો લોપ થઇ જશે."

કૃષ્ણ નામનો બીજો વિદ્યાર્થી બોલ્યો, "તો એમ કરો કે પહેલાં ઘરમાંજ આપણે એની પરીક્ષા લઇએ એટલે તરતજ ખબર પડી જશે કે એ શાસ્ત્રાર્થ કરી શકશે કે નહિ."

ગુરુજી કે શ્રી ચન્દ્રમૌલિ એમાંથી એકકેય કંઇ બોલ્યા નહિ. મુકુન્દને એ યુકિત ગમી, વધારામાં એણે એક પરીક્ષાની રીત માટે સૂચના કરી કે "આપણે બધા જુદા જુદા પ્રશ્નો ચન્દ્રમૌલિને પૂછીએ. જો એ દરેક પ્રશ્નના સાચા ઉત્તર આપે તો સ્હમજી લેવું કે એ જરૂર શાસ્ત્રાર્થ કરી શકશે અને આપણા પક્ષનો વિજય થશે."

આ લંબાતી જતી વાટાઘાટને અટકાવવા શ્રી ચન્દ્રમૌલિ હસતા હસતા ગુરુજીને સંબોધીને બોલ્યા. "આપ આ બાબતને આટલી કઠીન કેમ ધારો છો? મ્હને સ્હમજાતું નથી કે એક નજીવી બાબતને આટલું બધું મહત્વ કેમ આપવામાં આવે છે? હું તો એમ માનું છું કે આપણામાંના દરેક જણ આ કાર્ય કરવા સમર્થ છે. આપની કૃપા ફકત જોઇએ. આપને જેના પર વિશ્વાસ હોય એનું નામ દઇ દ્યો; એમાં સંકોચ રાખવાની શી જરૂર છે?"

ગુરુજીએ સર્વ વિદ્યાર્થીઓને સંબોધીને કહ્યું,— "જુઓ મ્હને સહુથી વધારે વિશ્વાસ તો આ સંબંધમાં શ્રીચન્દ્ર ઉપર છે. હું તો એનેજ આ કામ સોંપવા માગુ છું પણ જ્યારે ત્હમારી બધાની એની પરીક્ષા લેવાની ઇચ્છા છે ત્યારે ત્હમે જે પ્રશ્નો એને પૂછવા માંગતા હો તે પુછીને ખાત્રી કરી લ્યો."

સહાધ્યાયીઓએ વારાફરતી વ્યાકરણના જુદા જુદા એવા અઘરા પ્રશ્નો પૂછ્યા કે સાધારણ વિદ્યાર્થીઓના તો હાંઝાજ ગગડી જાય. પણ મહારાજે શાન્તચિત્તે સ્પષ્ટતાથી સર્વના સાચા જવાબ દીધા. આથી ગુરુજીની માફક સહાધ્યાયીઓને શ્રીચન્દ્રજી ઉપર વિશ્વાસ

બેઠો. એટલુંજ નહિ પણ એક મહાન્ દિગ્વિજયીની સાથે પોતાનો સહાધ્યાયી શાસ્ત્રાર્થ કરશે એ વિચારથી એમને મગરૂરી થઈ અને ખૂબ આનન્દમાં આવી ગયા. આ પ્રસંગ ચાલતો હતો એટલામાં અન્ય વિદ્વાનો સહિત ત્રિપાઠીજીના મંડળને આવવાનો સમય થયો. શાસ્ત્રાર્થ માટે વિદ્યાલયનું સ્થળજ પસન્દ કરવામાં આવ્યું હતું. મહેમાનોના સત્કારની તૈયારીઓ થઇ ગઈ અને બધા આવી પહોંચ્યા. પુરુષોત્તમજીએ બહુ પ્રેમથી વિદ્વન્ મંડળીનો સત્કાર કર્યો. સર્વને યોગ્ય સ્થળે બેસાડયા અને ત્રિપાઠીજીએ અત્રે પધારી આશ્રમ પાવન કર્યો તે માટે એમનો ખરા અંતઃકરણથી આભાર માન્યો. સ્હામે ત્રિપાઠીજીએ પણ કૌલ મહાશયની નમ્રતા અને વિવેકની મુક્તકંઠે પ્રશંસા કરી. એમની સ્હામેના બીજા એક ગૃહસ્થે વિદ્યાલયના અધ્યાપકો, છાત્રો અને વિદ્યાલયની વ્યવસ્થાના ખૂબ વખાણ કર્યાં.

એક બાજુ સર્વ છાત્રો બેઠા હતા. બીજી બાજુ બધી વિદ્વન્-મંડળી બીરાજી હતી. વચમાં વિદ્યાલયના મુખ્ય અધ્યાપક અને કૌલ મહાશય બેઠા હતા.

આજના પ્રસંગે દિવાકરજી નામના એક પંડિતને મધ્યસ્થ નીમવામં આવ્યા હતા. પરસ્પર સત્કાર પ્રશંસાની વિધિ પુરી થયા પછી પંડિત દિવાકરજીએ ત્રિપાઠીજીને પૂર્વપક્ષ રજુ કરવા સાદર વિનંતિ કરી. ત્રિપાઠીજીએ વેદ વેદાંગાદિ સમસ્ત શાસ્ત્રોમાંથી આધાર લઇ લગભગ ત્રણ–ચાર ઘડી સુધી પરિષ્કારોની ઝડી વર્ષાવી. ન્યાયગર્ભિત શાસ્ત્રોનો નીચોડ એમના પૂર્વપક્ષમાં આવી જતો હતો. એમની યુકિતયુકત, ધારાવાહી ભાષામાં રજુ કરેલો પૂર્વપક્ષ સાંભળી દિવાકરજીતો દાંત નીચે આંગળા દાબી ત્રિપાઠીજીના પ્રતિભા સંપન્ન મુખારવિન્દ સ્હામું જોઈજ રહ્યા. અન્ય વિદ્વાનોનું તો માથુંજ ભમવા માંડ્યું. આચાર્ય કૌલને પણ ચિંતા થવા લાગી. એમના મુખપર ગ્લાની અને નિરાશાના ભાવો જોઇને છાત્રો અને વિદ્વાનો ખૂબ ગભરાયા. બધાએ એમ ધારેલું કે ત્રિપાઠી

જી બહુ બહુ તો વ્યાકરણની કંઈ આંટીઘુંટી રજુ કરશે પણ આતો સર્વ શાસ્ત્રોની મેળવણી હતી. એના ખંડન માટે તો સ્હામો પક્ષ બહુશ્રુત હોવો જોઇએ. અને જે જે ગ્રન્થોનો ત્રિપાઠીજીએ આધાર લીધો હતો તે ગ્રન્થો તો વિદ્યાલયમાં આચાર્ય કોને હજી શીખવ્યા પણ ન હતા આથી હવે શું થશે એમ સર્વને ચિંતા થવા લાગી.

પણ આ સર્વમાં ચન્દ્રમૌલિ નિશ્ચિંત હતા. એમણે પૂર્વપક્ષનું ખંડન કરવા ગુરુજીની રજા માગી. ગુરુજીએ આપી. ભગવાન જાણે રમત રમતા હોય તેમ હસતા હસતા ત્રિપાઠીજીના પ્રત્યેક મુદ્દાઓનું ખંડન કરવા લાગ્યા. એમની ખંડન પદ્ધતિ અને ભાવવાહી તેમજ શુદ્ધ ઉચ્ચાર વાળી ભાષાથી શ્રોતૃગણ મુગ્ધ થઇ ગયો. બધાના જીવમાં જીવ આવવા માંડયો. બહુજ થોડા સમયમાં ભગવાને ત્રિપાઠીજીના પ્રત્યેક મુદ્દાઓનું ખંડન કરી નાંખ્યું. શ્રીચન્દ્રમૌલિના આ પ્રમાણેના ઉત્તરને સર્વે વિદ્વાનોએ માન્ય રાખ્યો. (એ મંડળમાં ત્રિપાઠીજીના પક્ષના ગૃહસ્થ પણ હતા) પોતાની જીત થઇ છતાં ગમ્મત ખાતર શ્રીચન્દ્રમૌલિએ ત્રિપાઠીજીના પક્ષને કેવળ અસ્થાને [અનુપપન્ન] ઠરાવવા માંડયો. ત્રિપાઠીજી એનો વિરોધ કરવા ઉઠયા પણ પંડિત દિવાકરે એમનો બોલવાનો સમય પુરો થઇ ગયો છે અને બીજાના સમયમાં એ ન બોલી શકે એમ કહીને એમને બેસાડી દીધા. ભગવાને પોતાની વાણીનો પ્રવાહ અવિચ્છિન્નપણે ચાલુ રાખ્યો અને પૂર્વપક્ષને છિન્ન ભિન્ન કરી નાંખ્યો. શ્રોતાઓ એમની મધુર વાણી સાંભળવામાં એવા તલ્લીન બની ગયા હતા કે કોઇને પોતાની જાતનું પણ ભાન રહ્યું ન હતું. બધા એકી ટસે ભગવાનના ચમત્કારિક મુખારવિન્દ સ્હામે જોયા કરતા હતા અને એમના મુખમાંથી ઝરતા વાણી રૂપી અમૃતનું પાન કરતા હતા.

ભગવાન જ્યારે પોતાનો પક્ષ સબળ પણે સાબીત કરીને બેઠા ત્યારે બધા હોંશમાં આવ્યા. વિદ્વાનોએ "બહુ સારૂં કર્યું" એમ કહી મહારાજને અભિનન્દન આપ્યા અને એ મંડળમાં એક કમળાકાંત

નામે વ્યાકરણના પ્રખર પંડિત હતા અને સર્વમાં વયોવૃદ્ધ હતા એમણે તો કૌલજીને પાસે બોલાવીને કહ્યું કે આને ત્હમે સાધારણ બાળક સ્હમજશો નહિ. એતો ચૌદે વિદ્યાના ઉપદેષ્ટા ભગવાન શંકરનો અવતાર છે.

આ સમયે ભગવાનની ઉમ્મર ચૌદ વરસની હતી. આટલી ન્હાની વયમાં આવા મ્હોટા વિદ્વાનની સ્હામે ટક્કર ઝીલવી એ સાધારણ વાત ન ગણાય. કોઇ અવતારી વ્યકિત વિના એ કામ બની શકે નહિ. લોકમર્યાદાને અનુસરીને વિદ્યાલયમાં અભ્યાસ માટે આવવું એ એમને માટે તો નિમિત્તજ હતું. ખરી રીતે તો એ સાક્ષાત શંકરનો અવતાર અને જ્ઞાનની ખાણ હતા.

આટલુ છતાં એમની મહત્તા ત્રિપાઠીજીના મનમાં વસી નહિ. સારાયે આર્યાવર્તમાં મ્હોટા મ્હોટા વિદ્વાનોની સાથે શાસ્ત્રાર્થ કરી એમાં વિજય મેળવી આવનારને અહીં એક સાધારણ વિદ્યાર્થીને હાથે હાર ખાવી પડી એનો એમને સખત ડંખ લાગ્યો અને એથી એમણે ફરી વાર શાસ્ત્રાર્થ કરવાની માંગણી કરી. માનવ સ્વભાવને અનુસરીને શ્રીચન્દ્રજીને એમણે એક સાધારણ શિખાઉ બાળકજ માનેલા. પોતે બનારસમાં રહી વર્ષો સુધી અત્યંત પરિશ્રમ કરી સર્વ શાસ્ત્રોનુ ખંડન મંડનની દૃષ્ટિથી ખૂબ પરિશિલન કરેલું. આખાયે ભારતવર્ષમાં એ વખતે એમના જેટલા સંસ્કૃતમાં કોઇ વિદ્વાન મનાતા ન હતા. પોતાની કીર્તિનું પોતાને સારૂ ભાન હતું એટલે અભિમાનપ્રેરિત માનસે ભગવાન શ્રીચન્દ્રની અલૌકિક શકિતને, એમના મૂળ સ્વરૂપને પીછાન્યું નહિ.

ત્રિપાઠીજીના અતિ આગ્રહને લીધે ફરીથી શાસ્ત્રાર્થ કરવા બીજો એક દિવસ નક્કી કરવામાં આવ્યો. શાસ્ત્રાર્થની આગલી રાતે વિશ્વનાથની, પોતાને વિજય આપવા માટે, અતિ ભાવથી સ્તુતિ કરતા કરતા ત્રિપાઠીજી નિંદ્રાધીન થયા. રાતના

ત્રણ વાગે એમને એક સ્વપ્ન આવ્યું. પોતે કાશીવિશ્વનાથના મન્દિર માં ગયા અને આંખ બન્ધ કરી વિશ્વનાથની પ્રાર્થના કરવા માંડી. દૃષ્ટિ સમક્ષ એક ચમત્કાર જણાયો. કાશીવિશ્વનાથના સ્વરૂપમાં મૂર્તિને બદલે એમને શ્રીચન્દ્રમૌલિનું હસતું મુખારવિન્દ દેખાયું આથી ત્રિપાઠીજી ગભરાઈ ગયા. શરીરે પસીનો છુટવા માંડયો. ગભરાટમાંને ગભરાટમાં આંખો ઉઘડી ગઈ. આતો સ્વપ્ન છે. અમસ્તો ભય છે. જીંદગીમાં કોઇ દિવસ હાર ખાવી પડેલી નહિ અને કોઈ અચાનક પોતાને હરાવી ગયો એથી જે લાગણી થઈ તેનું સ્વપ્નમાં આ પ્રમાણે સ્વરૂપ દેખાયું; બીજુ કંઇ નથી એવો વિચાર કરી ત્રિપાઠીએ મનને મનાવ્યું–દૃઢ કર્યું અને આગલા દિવસની કાળીટીલી ભુસવા ઝટપટ પ્રાતર્વિધિ આટોપીને સભાસ્થાનમાં પહોંચ્યા.

બીજી તરફ શ્રીચન્દ્રમૌલિ પણ ગુરુની આજ્ઞાથી ત્યાં આવી પહોંચ્યા. એમનો કુમળો હસતો ચહેરો જોનાર ત્રિપાઠીજીને સ્વપ્નાના દર્શન વખતનું શંકરાવતારી મુખારવિન્દ યાદ આવ્યું અને પુનઃ કંપ અનુભવ્યો. ભય લાગ્યો પણ દેવ ભાવ પેદા થયો નહિ.

સમય થયે દિવાકરજીએ સભાનું કામ શરૂ કરવાનું જાહેર કર્યું. ત્રિપાઠીજી વાદીના આસન પર બીરાજ્યા અને ભગવાને પ્રતિવાદીનું સ્થાન લીધું. સભાના મધ્યસ્થ પંડિતે ઇશ્વર છે કે નહિ **ईश्वरोऽस्ति न वा** એ વિષય આજની ચર્ચા માટે રજુ કર્યો અને એમાંથી ગમે તે એક પક્ષ લઇ એ પક્ષને યોગ્ય ન્યાય આપવાની ત્રિપાઠીજીને વિનંતિ કરી. ત્રિપાઠીજીને લાગ્યું કે પરમેશ્વરના અસ્તિત્વ વાળો પક્ષ બહુ સહેલો છે. એને સિદ્ધ કરવાનું કામ બાળકની રમત જેવું છે. બન્ને પ્રતિવાદી એ વિષયને અડકે. મ્હારા જેવા જ્ઞાતાએ તો **नास्ति** પક્ષમાંજ મ્હારી પ્રતિભાનો સર્વને ભાસ કરાવવાની જરૂર છે. **असत्** ને પણ હું **सत्** ઠરાવી શકું એવો મ્હને વિશ્વાસ છે આથી એમણે **नास्ति**પક્ષ પસંદ કર્યો અને બોલવા માંડયું પણ

આ વખતે તે દિવસની માફક એમનો ભાષા પ્રવાહ સમધારામાં વહેતો ન હતો. વચમાં વચમાં એ અટકી જતા, જાણે અન્દરથી કોઇ એમને આ મિથ્યા ઘમંડ છોડી દેવા કહેતું ન હોય! "આટલો વિદ્વાન હોવા છતાં **असन्नेव स भवति.** પરમાત્માનું અસ્તિત્વ ન માનનારનું પોતાનુંજ અસ્તિત્વ નષ્ટ થાય છે. એટલું તું સમજતો નથી!" એમ જાણે કોઇ અન્દરથી ટકોર કરતુ ન હોય! આજતો જેમ તેમ કરીને ત્રિપાઠીજીએ પોતાનું બોલવું સમાપ્ત કર્યું. પછી મધ્યસ્થે શ્રી-ચન્દ્રજીને પ્રતિપક્ષ રજુ કરવા વિનંતિ કરી. સર્વ સદસ્યો ભગવા-નની મુખાકૃતિ તરફ જોઈ રહ્યા. ભગવાને સર્વ સ્હામે દૃષ્ટિ ફેંકી જરાક હસ્યા અને પછી સુધાવૃષ્ટિ કરવા માંડી. વિષય દર્શનશાસ્ત્રનો હતો અને દર્શનગ્રન્થની ભાષાને સમજાવતાં ભાષા બહુ કઠીન અને શુષ્ક બની જાય છે. છતાં બહુ રસમય શબ્દોમાં આખો વિષય સમજાવ્યો આથી શ્રોતૃવર્ગને બહુ આનન્દ આવતો હતો. હૃદયના ગંભીર અને સાત્વિક ભાવોથી ભરપૂર ભગ-વાનના શબ્દો શ્રોતાઓના દિલમાં સજ્જડ છપાઇ જતા હતા. ભગવાનની ભાષા પ્રાસાદિક અને મધુર હતી. એ રસ–જ્ઞાનથી છલકાતી વાણી સાંભળતા કવિઓનાં નેત્રો ક્ષણવાર બન્ધ થતાં અને ક્ષણવાર ખુલી જતાં. એ નેત્રના મિલન અને ઉન્મિલનની બન્ને સ્થિતિમાં એમને અદ્ભૂત રસાસ્વાદનો અનુભવ થતો. નેત્ર મિલન થતાં, વાચા-મૃતનું પાન કરવા જતાં, ભગવાનના દર્શનનો આનન્દ ચુકાતો અને ઉન્મિલનમાં ભગવદ્ દર્શનના આનન્દમાં વચનામૃત વીસરી જવાતા. ભગવાનના પ્રવચનની થોડી પળોએ શ્રોતાઓના દિલમાં આ પ્રમાણે તન્મનાટ મચાવી મુકયો.

આથી ઉલટું ત્રિપાઠીજીનું વકતૃત્વ નિરસ અને લાંબુ બન્યું હતું. ભગવાને અલ્પ સમયમાંજ એમના પૂર્વપક્ષનો અનુવાદ કરી નાંખ્યો અને એથીયે ઓછા સમયમાં શાસ્ત્રસંમત અને યુક્તિ યુકત એનો ઉત્તર આપી દીધો. ઉપસ્થિત વિદ્વાનોએ એનો

સહર્ષ સ્વીકાર કરી લીધો. આવા મહાન પૂર્વપક્ષનો આટલો જલ્દી અને સારગર્ભિત શબ્દોમાં ઉત્તર અપાયલો સાંભળી પંડિતગણ ચકિત થઈ ગયો. ત્રિપાઠીને તો પોતે અહીં શાસ્ત્રાર્થ માટે આવ્યા બદલ પસ્તાવોજ થવા માંડ્યો છતા હાર્યો જુગારી બમણું રમે તે નિયમ પ્રમાણે શ્રીચન્દ્રજી એ પોતાનું વકતવ્ય સમાપ્ત કર્યું કે તરતજ પોતે ઉત્તર આપવા ઉઠ્યા. પણ કોણ જાણે શું થયું કે બે ચાર શબ્દોથી વધારે એમનાથી બોલી શકાયું નહિ. એટલુંજ નહિ પણ પોતાના આસન પરથી ઉતરી ભગવાનના ચરણ પકડવા દોડયા. ૧

ભગવાન્ ત્રિપાઠીજીની આ મનોદશા સ્હમજી મર્યાદાનો ભંગ ન થવા દેવા સારૂ ગુરુજીની આજ્ઞા લઇ તરતજ સભાગૃહ છોડી ગયા અને ત્યાંથી જંગલમાંજ સીધા ચાલ્યા ગયા. *

---

૧ બન્ને શાસ્ત્રાર્થના વિષયો કઠણ હોવાથી અહી આપવામાં આવ્યા નથી. વાંચકને તે જોવાની ઇચ્છા હોય તો "શ્રીચન્દ્રચુડ" નામક ગ્રન્થમાં એનું વિસ્તારથી વર્ણન આપવામાં આવ્યું છે તે જોવા વિનંતિ છે.

* વાત એમ બની હતી કે સભા ભવનમાં ચારે તરફ દેવ દેવતાઓના ચિત્રો ટાંગેલા હતા. તેમાં ત્રિપાઠીજીની સ્હામે શ્રી શંકર ભગવાનનું ચિત્ર ટાંગેલું હતું. જ્યારે એ ભગવાનને ફરીથી ઉત્તર આપવા ઉઠ્યા ત્યારે એમની દૃષ્ટિ સહસા એ ચિત્ર ઉપર પડી. રાતના સ્વપ્નમાં વિશ્વનાથના સ્વરૂપમાં એમને શ્રી ચન્દ્રમૌલિનું દર્શન થયું હતું એ એમણે ગણકાર્યું ન હતું. બબ્બે વખત એમનાથી સખત હાર પામવા છતાં ત્રીજી વખત વાદ વિવાદ કરવાની ધૃષ્ટતા કરી તો પોતાની સ્હામે શ્રીશંકરના ચિત્રમાં રેખાએ રેખાએ શ્રીચન્દ્ર-મૌલિનું સ્વરૂપ દેખાયું. આ વખતે એમનું અજ્ઞાન હઠી ગયું. જ્ઞાનનું ઘમંડ ઓસરી ગયું અને આ અજ્ઞ સમ લાગનો બાળક તો સાક્ષાત

સભાભવન બન્ધ થયું એટલે ત્રિપાઠીજી પોતાને ઉતારે ન જતાં વનમાં ગયા. અને ત્યાં ભગવાનને શોધવા માંડયા પણ એમનો કેમે કર્યો પત્તો લાગ્યો નહિ, એટલે ત્રિપાઠીજીની વ્યાકુળતા વધવા માંડી. થાકીને એ એક વૃક્ષ નીચે બેઠા. મનમાંથી ભગવાનની મૂર્તિ ખસતીજ નહતી. એમનાજ ધ્યાનમાં એ રહ્યા અને '**हर हर महादेव कद्रुद्राय प्रचेतसे ॐ साम्बाय शिवाय नमः**' એ મંત્રથી જાપ કરતા રહ્યા. એવામાં એમના એક સાથી એમને શોધતા ત્યાં આવી પહોંચ્યા. એમને આ સ્થિતિમાં બેઠેલા જોઇ જરા વક્રોકિતમાં પૂછયું,–**क्व स श्रीचन्द्रमौलिः?** એ શ્રીચન્દ્રમૌલિ કયાં છે? **किमुपलब्ध स्त्वया?** તમને એ મળ્યા કે નહિ?. ત્રિપાઠીજી—**स तु सर्वत्रास्ति** એતો બધે છે. **ममात्मैव सः** મ્હારો આત્મા એજ છે. **माम् विहाय शक्नोति क्वचिद् गन्तुम्?** મ્હને છોડીને એ કયાં જઇ શકે એમ છે.

---

જ્ઞાનદાતા શંકર છે એમ સ્હમજવાથી પોતે બોલવાનું બન્ધ કરી પ્રાયશ્ચિત્તરૂપે એમના ચરણમાં મસ્તક મુકવા ઇચ્છા કરી અને એ માટે દોડયા પણ ત્યાં તો ભગવાન ત્યાંથી પલાયન કરી ગયા હતા. ત્રિપાઠીજી ત્યાંને ત્યાં બેસી ગયા અને આંખ બન્ધ કરી **असित गिरि समं स्यात्** એ શ્લોકથી સ્તુતિ કરી અને –

**देव देव विरूपाक्ष नीलकंठ नमोऽस्तुते ।**
**तत् क्षमस्व महादेव पाहि माम् करुणानिधे ॥**

એમ બોલી શંકરના ચિત્રની સ્હામે પડી સાષ્ટાંગ નમસ્કાર કર્યા. ત્રિપાઠીજીની આ પ્રકારની ચેષ્ટાથી સર્વ સભાજનોની દૃષ્ટિ એ શ્રીશંકરના ચિત્ર તરફ વળી અને જ્યારે એમણે પણ શ્રીશંકરના સ્વરૂપમાં શ્રીચંદ્રમૌલિની આકૃતિ જોઇ ત્યારે બધા આશ્ચર્ય ચકિત થઈ ગયા. ચન્દ્રમૌલિ ભગવાન શંકરનોજ અવતાર હોવાથી એના આ પ્રમાણે દર્શન થવા સાહજીક છે,” એમ કહી આચાર્ય કૌલજીએ સર્વના મનનું સમાધાન કર્યું.

આ પ્રમાણે એમની શ્રીચન્દ્રમાં અનન્ય શ્રદ્ધા વ્યાપી રહેલી જોઇ મિત્ર બીજું પુછતું બંધ કરી ઘેર આવવા વિનંતિ કરી પણ શ્રીચન્દ્ર મહારાજના સ્થૂલ તનુના દર્શન એજ સ્થાન પર પોતાને ન થાય ત્યાંસુધી પાછા ન ફરવાની પ્રતિજ્ઞા સાંભળી. આથી નિરાશ થઇ મિત્ર ચાલ્યો ગયો. ત્રિપાઠીજી પાછા નેત્ર બંધ કરી ભગવાનના જ ધ્યાનમાં મગ્ન થઈ ગયા. એમને એમ સંધ્યાકાળ પડી. મધરાત થઈ, સર્વસૃષ્ટિ નિઃશબ્દ બની રહી પણ ત્રિપાઠીજીનું ધ્યાન છુટયું નહિ. ભગવાન ધ્યાન માટે એક ગુફા તરફ જતા હતા. ત્રિપાઠીજીને જોઇ એમની પાસે આવ્યા. ધ્યાનમાં રમતા સ્વરૂપે પ્રત્યક્ષ દર્શન આપ્યા એટલે ત્રિપાઠીજીનું ધ્યાન છુટી ગયું. આંખો ખુલી ગઇ. તરત ચરણોમાં મસ્તક નમાવ્યું અને અત્યાર સુધી બતાવેલી ધૃષ્ટતા માટે ક્ષમા પ્રાર્થના કરી. ભગવાને આશ્વાસન આપ્યું. ત્રિપાઠીજીને એમના શિવસ્વરૂપના દર્શન કરવાની ઇચ્છા થઈ તેથી ભગવાને તે સ્વરૂપમાં એને દર્શન દીધાં. ત્રિપાઠીજી કૃતકૃત્ય થઇ ગયા અને સદાને માટે ભગવાનની સેવામાંજ રહેવા ઇચ્છા બતાવી. પણ ભગવાને એને કાશી પાછા જવાનુ કહ્યું અને અગાઉ ઉપર પોતે કાશી આવવાના છે ત્યાં સુધીમાં સાંસારિક કાર્યભાર સમેટી ઇચ્છા હોય તો તૈયાર થઈ રહેવા સૂચવ્યું. પણ ત્રિપાઠીજીને એ વાત અનુકૂળ આવી નહિ. હમણાંથી જ એ સાથે રહેવા ઇચ્છતા હતા.

ત્રિપાઠીજીના આ દુરાગ્રહને લીધે ભગવાન ત્યાંથી અદૃશ્ય થઇ ગયા એટલે ત્રિપાઠીજીને ન છુટકે ત્યાંથી કાશી જવું પડયું.

**એકાન્તવાસ અને મુનિ પ્રતીક્ષા**

આ પ્રસંગ પછી ભગવાને અભ્યાસ કરવો છોડી દીધો. કેમકે એ સર્વ શાસ્ત્રોનો અભ્યાસ કરી ચુકયા હતા અને હવે એમને આશ્રમ પરિવર્તન કરવાની તીવ્ર ઇચ્છા થઇ હતી. વળી પોતાને આંતરિક પ્રેરણા થઇ હતી કે હવે મ્હને અહીંજ મ્હારા દીક્ષાગુરુ મળવાના છે એથી પોતે દિવસ

રાત વનમાં ગુરુનીજ પ્રતીક્ષા કરવા માંડી. ફક્ત રાતના એક વખતે ગુરુને ઘેર ભોજન લેવા જતા. દિવસે જાય તો લોકો એમને જોઇ જાય અને દર્શન પૂજનની પડાપડી થાય તેમાં પોતાનું ધ્યેય ચુકાય. તેથી એમણે લોકો ન જુએ, જાણે એવોજ વખત પસંદ કર્યો હતો.

એ દરમ્યાન એટલે વિ. સં. ૧૫૭૫ ની સાલમાં મહામુનિ અવિનાશી અમરનાથની યાત્રાએ જવા કાશ્મીર ગયા હતા. અવિનાશી મુનિએ અટકથી કટક સુધી અને કન્યાકુમારીથી કાશ્મીર સુધી પગે ચાલીને મુસાફરી કરી હતી. મુસાફરી દરમ્યાન એમને દેશની ધાર્મિક અને રાજનૈતિક સ્થિતિનો ખૂબ સારો અનુભવ થયો હતો. ઠેરઠેર એ ધાર્મિક અને નૈતિક સંગઠન માટે ઉપદેશ આપતા હતા. બધે ફરી છેવટે કાશ્મીર આવ્યા હતા એટલે અનુભવથી ઠરેલો એમનો ઉપદેશ કાશ્મીરમાં બહુ મહત્વનો બન્યો હતો. જેમ જેમ જાણ થતી ગઇ તેમ તેમ અસંખ્ય લોકો એમના વચનામૃતનું પાન કરવા ઉભરાવા લાગ્યા.

ભગવાનને ગુરુજીએ મુનિના આગમન સબંધી અને એમના અલૌકિક ઉપદેશ સબંધી વાત કરી. બીજે દિવસે ભગવાન મુનિ પાસે ગયા. આ વખતે ઉપદેશનો સમય હતો. લોકોની ભીડ ઘણી હતી પણ શાન્તિ બહુ સારી સચવાઇ રહી હતી. મુનિએ ઉપદેશ આરંભ્યો.

"શ્રોતૃગણ! આપણો આર્યાવર્ત અન્ય સર્વ દેશોમાં પવિત્ર છે. સંસારભરમાં વિજ્ઞાનની જન્મદાત્રી આપણી ભારતભૂમિ છે. અત્રે પવિત્ર સરિતાને તટે સંસારભરનું મૂળ પુસ્તક વેદ બ્રહ્માની કૃપાથી ઋષિમુનિઓને મળ્યું. આ ભૂમિ માનવ સમાજની સંસ્કૃતિનું કેન્દ્ર છે. અત્રેના મહાપુરૂષોના આચરણને દુનિયાભરના લોકો આદર્શ માને છે. એ આદર્શમાં જરી પણ ખલેલ પડે, જનસમૂહ સન્માર્ગથી ચલિત થવા માંડે એ કુદરતી છે. આ પરિસ્થિતિ-

પર દેખરેખ રાખવા અને એને સુધારવા માટેજ ભગવાનને યુગે યુગે અવતાર લેવો પડે છે. પ્રકૃતિનો એ નિયમ છે કે સંસારની કોઇ પણ વસ્તુ એકજ રૂપમાં સ્થાઇ નથી રહેતી. આ નિયમાનુસાર આપણા દેશમાં પણ પૂર્વની સ્થિતિ આજે પલટાઇ ગઇ છે. આપણી રાજનૈતિક ઉન્નતિ થવાથી જરૂર છે. પણ એટલુંજ પૂરતું નથી. આપણી પૂર્વની આધ્યાત્મિક વિદ્યાનો ઉદ્ધાર થવાની એટલીજ આવશ્યકતા છે. મનુષ્યજીવનનું વાસ્તવિક લક્ષ્ય એ વિદ્યા દ્વારા પ્રાપ્ત કરી શકાય છે. એ માટે પૂરેપૂરો પ્રયત્ન કરવો જોઇએ. સદ્‌ભાગ્યે આપણા ઋષિ મુનિઓએ એ વિષે ઘણા વિચારો અને ઉહાપોહ કરી આપણે માટે માર્ગ સરળ કરી મુકયો છે જે માટે આપણે એમના ઋણી છીએ. દેશ અને કાળનું ધ્યાન રાખી ચતુર વૈદે તૈયાર કરેલી દવા જેમ માંદા માણસને અસર કર્યા વિના રહેતી નથી તેમ જો આ ઋષિમુનીઓનો તૈયાર કરી રાખેલો પ્રાચીન ધર્મમાર્ગ પણ જમાનાની નસ પારખી પ્રજાને બતાવવામાં આવે તો આજે ધર્મ પરથી જે લોકોની શ્રદ્ધા ઘટી ગઈ છે તે પાછી જાગ્રત કરી શકાય. વળી આટલું યાદ રાખવું જરૂરી છે કે આધ્યાત્મિક આનન્દ પ્રાપ્ત કરવા માટે પણ ભ.તિક ઉન્નતિના શિખર સુધી પહોંચવાની આવશ્યકતા છે. કોઇપણ રાષ્ટ્રના જીવન્ત રહેવામાં આવશ્યક પ્રાકૃતિક પદાર્થોના સંપાદનમાં જેટલી ત્રુટી આવે તેટલી સમાજની પડતી થવા માંડે, અને ધીમે ધીમે એ મહામારી વધતાં વધતાં રાષ્ટ્રની નસેનસમાં ફેલાઇ જાય અને રાષ્ટ્રના દરેક અંગોની ઉન્નતિ અટકી પડે. સંસારભરમાંથી એની પુરાતન સભ્યતાનો નાશ થાય.

મ્હને આ સ્થળ જોઇ ઘણો આનન્દ થાય છે. પ્રકૃતિએ અહીં પોતાનું સર્વ સૌન્દર્ય ઠાલવ્યું છે અને લોકો પણ સરળ અને સદ્‌ગુણી છે એટલે ત્હમને ખરા અધિકારી જાણી ત્હમારી આગળ હું મ્હારૂં હૃદય ઠાલવું છું. હું સારાયે ભારતમાં ફરી વળ્યો છું. દેશની સ્થિતિ ડામાડોળ થઇ રહી છે. હું ત્હમને કહું છું કે ત્હમે ત્હમારો

આંતર કલહ મીટાવી દઇ એક બનો. ત્હમારૂં સામાજીક, રાજનૈતિક સંગઠન સાધો અને શ્રૌત ધર્મ પર શ્રદ્ધા રાખો.

"હે પરમકૃપાળુ પરમાત્મા ! અમારી ત્હને એટલીજ પ્રાર્થના છે કે અમારો દેશ અને અમારા ધર્મનું રક્ષણ કરવા કોઇ મહાપુરુષને તું અમારા તરફ મોકલ."

મુનિના રાષ્ટ્ર ચિન્તનથી ભરપુર હૃદયના ધગધગતા ઉદ્દગાર સાંભળી સભાજનો જયજયકાર કરતા ઉઠી ઘેર ગયા અને શ્રીચન્દ્રજી ત્યાંથી ગુરૂને ઘેર ભોજન લઈ નિત્ય નિયમ પ્રમાણે જંગલમાં ચાલ્યા ગયા. મુનિજીના પ્રવચનની એમના મન પર ખુબ અસર થઈ હતી. બીજે દિવસે પ્રવચનની સમાપ્તિ પછી પોતે મુનિજી પાસે ગયા અને ચરણસ્પર્શ કરીને બેઠા. બીજા કેટલાક મહાત્મા ત્યાં બેઠા હતા. મુનિજીના એક શિષ્યે આવી મુનિજીની સેવા કરવા માંડી. કોઇ કંઇ બોલતું ન હતું. સર્વત્ર નિરવ શાન્તિ વ્યાપી રહી હતી. મુનિજીનુ મન અત્યારે ઇશ્વરચિન્તનમાં લાગી રહ્યું હતું. એવામાં આ શાન્તિનો ભંગ કરતો એક પ્રશ્ન પેલા શિષ્યે મુનિજીને પુછ્યો;—

"મહારાજ ! ચતુર્થાશ્રમીઓના ધર્મકાર્યમાં પ્રવૃત્તિનો બોધ કરો છો તે શી રીતે વ્યાજબી ગણાય ?"

"બેટા ચતુર્થાશ્રમી અને બ્રહ્મમાં ભેદ નથી. બ્રહ્મ જેમ નિર્લેપ રહી આંતર પ્રેરણાથી સર્વ કંઈ કરે છે તેમ આત્માની પ્રેરણાથી પ્રેરાયલાં કર્મ નિર્લેપવૃત્તિથી ચતુર્થાશ્રમી કરી શકે છે. વિરાટ્‌સેવા જનસેવા એ ચતુર્થાશ્રમીઓના મુખ્ય કર્તવ્યોમાંનું એક કર્તવ્ય છે. ચતુર્થાશ્રમીની પ્રવૃત્તિનો અર્થ એ નથી કે પોતાના સમષ્ટિગત જીવને એક સંકુચીત કુંડાળામાં સ્થિત કરી દે. પોતે સાંસારિક વાસનાઓ ઉપર વિજય મેળવ્યો છે એવી એમને ખાત્રી થાય કે તરત એમનું સર્વોત્તમ કર્તવ્ય તો એજ છે કે પોતે વિરાટ્‌ની સેવામાં લાગી જાય. સંસારના પ્રહરથી કોઈના પતનનું કારણ નથી. આસકિતથીજ

પતન થાય છે. માનવ સમાજનું વિકારી માનસજ વિરાટ્‌ના નિયમોમાં વિઘ્નરૂપ બને છે. એ માનસને પલટાવવામાં ચતુર્થાશ્રમીજ વધારે યોગ્ય વ્યક્તિ ગણી શકાય."

શિષ્ય—"ગુરુજી! એ વાત બરાબર છે પણ અમે બધા જંજાળ છોડીને અહીં આવ્યા તો પાછી એ હાથે કરીને શું કામ વ્હોરી લેવી? વળી સંસારના ભોગો અમે નથી ભોગવતા અને સંસારની મુશ્કેલીઓ અમારે લીધે ઉભી થઈ નથી તો પછી વિરાટ્‌ની સેવામાં અમારે લાગવાની શી જરૂર? રાષ્ટ્રના દુઃખનું નિવારણ કરવાની ફરજ સંસારીઓની છે."

ગુરુજી—"આવી રાગદ્વેષમય, સ્વાર્થી અને સંકુચીત ભાવના ચતુર્થાશ્રમીને ન શોભે. સંસારને સન્માર્ગે લઈ જવો એટલે વિરાટ્‌ને પ્રસન્ન કરવો. સંસારીઓએ પોતાના કર્મફળ ભોગવવાં જોઇએ અને એનો ઉપાય પણ પોતેજ યોજવો જોઇએ; એ વાત ઠીક છે. એ તો દરદી છે. માણસ પોતાની ભુલથી રોગનો ભોગ બને છે છતાં એનો ઉપાય એને સુઝતો નથી. એ ઉપાય તો કુશળ વૈદ્યના જ હાથમાં રહે છે. એજ પ્રમાણે પ્રકૃતિ નિયમ અને મનુષ્ય સ્વભાવ સહમજી સંસારીઓના દુઃખની નિવૃત્તિનો પથ્ય ઉપાય અનુભવી અને દૂરદર્શી ચતુર્થાશ્રમી જ બતાવી શકે છે. વળી વિરાટ્‌ની સેવાથી આપણને પોતાને પણ લાભ થાય છે. સમગ્ર વિશ્વમાં જે વિકાર પેદા થાય છે એની અસર ચતુર્થાશ્રમીઓને પણ થયા વિના રહેતી નથી, કારણકે ચતુર્થાશ્રમી એ વિરાટ્‌ની સીમાની બ્હાર નથી. વિરાટ્‌ની સંચાલન ક્રિયામાં જે વિઘ્નો આવ્યાં હોય તેને આપણે દૂર કરવા પ્રયત્ન કરવા જોઇએ. માત્ર એમાં રાગદ્વેષ પેદા ન થાય એટલી સાવચેતી રાખવી જોઇએ. આજકાલ ચતુર્થાશ્રમી માત્ર પોતાનું જ કલ્યાણ સાધી બેસી રહે છે તેથી જોઇએ એટલા સફળ થતા નથી. વ્યકિત સમષ્ટિનો અંશ છે માટે જેમ જેમ એ ઉન્નત થતી જાય તેમ તેમ તેણે સમષ્ટિને સાથે લઇને આગળ વધવું જોઇએ.

પૂર્વના ચતુર્થાશ્રમીઓ સામુદાયિક પ્રવૃત્તિને પોતાનું જીવન કાર્ય સમજતા હતા. તેથી સહજે સહજે એમની પોતાની પણ પ્રગતિ સધાઈ જતી હતી. શ્રૌત મહામુનિ નારદજીનું દૃષ્ટાંત આપણને એજ બાબતનું સમર્થન કરી બતાવે છે. સમષ્ટિના કોઇ પણ ભાગમાં કયાંક કંઇ ક્ષતિ વિકૃતિ માલમ પડતી તો કેટલીક વાર એમને સમાધિ છોડીને પણ ત્યાં દોડી પહોંચવું પડતું. આપણા આ પૂર્વ ગુરુઓનું અનુકરણ કરી **वसुधैव कुटुम्बकम्** નો આદર્શ આપણા જીવનમાં ઉતારવો જોઇએ."

ગુરુ શિષ્યનો આ પ્રમાણેનો સંવાદ પૂર્ણ થયા બાદ ભગવાન ત્યાંથી મુનિશ્રીને પ્રણામ કરીને ઉઠયા અને ગુરુજીને ઘેર ન જતાં સીધા જંગલમાં પોતાની ગુફામાંજ ગયા. આ ગુફામાં આજ એમની છેલ્લી રાત હતી.

બીજે દિવસે પ્રાતઃકાળે સ્નાન ધ્યાનથી પરવારી ફળફુલ લઇ શ્રીચન્દ્ર મહારાજ મુનિજીની પાસે ગયા. આગલા બે દિવસો કરતાં આજ મુનિશ્રી વધારે પ્રસન્ન હતા. એમણે હસતાં હસતાં પૂછ્યું,

"કેમ બેટા ! પ્રસન્ન છો ?"

શ્રી ચન્દ્રજી,—"આપની દયા છે."

મુનિજી—"આપ કાશ્મીરના રહેવાસી છો ?"

શ્રી ચન્દ્રજી—"નહીં જી. મ્હારૂં જન્મ સ્થળ તો લાહોરના નજદીક છે. અત્રેના સંસ્કૃત મહાવિદ્યાલયના એક છાત્ર તરીકે મ્હારી ઓળખાણ બસ થશે એમ મ્હને લાગે છે."

મુનિજી—"શું, શાસ્ત્રાધ્યયન પણ કર્યું છે ?"

શ્રી ચન્દ્રજી—"આપ જેવા મહાપુરુષોના આશીર્વાદ અને ગુરુકૃપાથી કંઇક કર્યું છે."

મુનિજી—"આપ કાલે રાતના પણ આવ્યા હતાને ?"

શ્રી ચન્દ્રજી—"જી, હા." થોડીવાર પછી પુનઃ બોલ્યા. "મુનિવર્ય ! આજ્ઞા હોય તો મ્હારે બે એક પ્રશ્નો પુછવા છે."

"ખુશીથી પુછો."

"વાસ્તવિક શાન્તિ મેળવવાનો ઉપાય શો છે? સર્વ સાધારણ લોકો પણ અજમાવી શકે એવો કોઈ સરળ ઉપાય બતાવવા કૃપા કરો."

"સત્ શાસ્ત્રોનો અભ્યાસ, સત્ પુરુષોનો સમાગમ અને યોગશાસ્ત્રના નિયમ પ્રમાણે સંયમ પૂર્વક યોગક્રિયાઓ દ્વારા ધીમે ધીમે આગળ વધતાં સમાધિ પર અધિકાર કરી લેવો. શાન્તિ પ્રાપ્ત કરવાના આ ત્રણ શાસ્ત્રવિહિત માર્ગ છે."

"મુનિરાજ! આપ જેવા મહાત્માઓ અને વિદ્વાનોની કૃપાથી મ્હેં સતશાસ્ત્રોનો યથાશકિત અભ્યાસ કર્યો છે. પ્રભુ કૃપાથી યોગશાસ્ત્રના નિયમાનુસાર ધીમે ધીમે સમાધિ પર પણ કંઇક અધિકાર મેળવ્યો છે અને યથાસમય દયાળુ મહાપુરુષોનો સમાગમ પણ કરૂં છું પણ મ્હને હજી વાસ્તવિક શાન્તિ પ્રાપ્ત થઇ નથી. કદાચ એમ બન્યું હશે કે કોઇ પૂર્ણ ગુરુ વિના હું એ ઉપાય બરાબર અજમાવી શકયો નહિ હોઉં. આપના દર્શનથી મ્હારામાં કંઇક શાન્તિ આવવા માંડી છે અને લાગે છે કે આ ભિક્ષુકને આપને દ્વારથી ખાલી હાથે જવું નહિ પડે."

મુનિશ્રી આ સાંભળતા સમાહિત થઈ ગયા. થોડીકવાર સુધીમાંથી કોઇ બોલ્યું નહિ. છેવટે મુનિજી ખડખડાટ હસી પડયા અને બોલ્યા.

"ધન્ય પ્રભો! ભક્તોને ઠગવાની આપે આ ઠીક રીત શોધી કાઢી છે આપ તો સાક્ષાત્ શિવ સ્વરુપ છો. આપ મ્હને શાન્તિનો ઉપાય પુછો છો? શાન્તિ તો આપના ચરણોની દાસી છે. આ ઠગબાજી બરાબર નથી. અત્યાર સુધી આપના સત્ય સ્વરૂપનો મ્હને ખ્યાલ નહિ હોવાથી મ્હેં આપના સાથે સામાન્ય મનુષ્યની માફક

વાત કરી છે. આપ દરેક બાબતથી પરિચીત છો છતાં મર્યાદા પાલન અર્થે મ્હને પૂછો છો એ આપની નમ્રતા પ્રશંસનીય અને અનુકરણીય છે. આપ આપની જે લક્ષ્યપૂર્તિ માટે અહીં આવ્યા છો તે તો તેને લગતી પ્રવૃત્તિ થશે ત્યારેજ સિદ્ધ થશે. આપને વિદિત છે કે જગતના માનસિક ભાવોમાં હમણાં વિકૃતિ આવી ગઈ છે. અને એનું પરિણામ સારૂ નહિ આવે. આપના દર્શનથી એ તરફની મ્હારી ચિંતા નષ્ટ થઇ છે. જે મહાકાર્યની સિદ્ધિ અર્થે સદીઓ થયાં ઉદાસીન મહાત્માઓ પરિશ્રમ લઇ રહ્યા છે અને જેને માટે અત્યંત પરિશ્રમ કરતો હું વૃદ્ધ થઇ ગયો છું તે કાર્યની પૂર્તિ આપને હાથે થશે એવું મ્હને લાગે છે."

**દીક્ષા**

આ પછી આષાડી પૂર્ણિમાને દિવસે ભગવાને મુનિજી પાસેથી શ્રૌત ચતુર્થાશ્રમની દીક્ષા લીધી. ગુરુમંત્ર આપ્યા પછી મુનિજી જે શબ્દ બોલ્યા તે અત્યંત મહત્વના છે.

મુનિજી— "અત્યારે જે આ દીક્ષાવિધિની ક્રિયા આપણે કરીએ છીએ તે વિધિ આપનોજ રચેલો છે. મ્હારે જે કહેવાનું છે તે બધું આપ જાણો છો છતાં ગુરુ-શિષ્યના લૌકિક સંબંધને લઇને મ્હારે જે કહેવાનું છે તે કહું છું. શ્રૌત ચતુર્થાશ્રમના પુનરુદ્ધાર માટે ચતુર્થાશ્રમીઓ સદીઓ થયાં પ્રયત્ન કરી રહ્યા છે. અત્યારે એ આશ્રમલતા સુકાઇ જવા લાગી છે. જો એને સંભાળવામાં નહિ આવે તો એનો જલ્દી નાશ થશે. શ્રૌત ચતુર્થાશ્રમીઓ અને વૈદિક સિદ્ધાન્તો પર જે ચારે તરફથી પ્રહારો થઈ રહ્યા છે તેને રોકવાનું કામ મ્હને આવશ્યક જણાય છે. આ માટે પ્રથમ શૈવ-વૈષ્ણવોના અન્દર અન્દરના મતભેદો દૂર કરવાની જરૂર છે. ભારતમાં કેટલાક પ્રાન્તોમાં કેટલાક તાંત્રિકો વૈદિક ધર્મને બહાને જનતાને અનાચાર તરફ દોરી રહ્યા છે. આથી વૈદિક સિદ્ધાન્તોનું નામ બદનામ થવા બેઠું છે.

આ બન્નેના ઉપાય યોજવાની સહુથી પ્રથમ જરૂર છે. આપણે આપણી આંતરિક સુધારણા નહિ કરીએ ત્યાં સુધી આપણું છિન્ન વિછિન્ન થઇ ગયેલું ધાર્મિક બલ પરરાજ્ય અને પરધર્મીઓના હુમલામાંથી પોતાનું રક્ષણ કરી શકશે નહિ. આ માટે પંચદેવોપાસનાનો સામ્યવાદનો પ્રચાર કરવાની જરૂર છે. શિવ, વિષ્ણુ, ગણપતિ, શક્તિ, અને સૂર્ય એ પાંચે દેવોના સત્ય સ્વરૂપનો પ્રચાર કરવાથી શૈવ-વૈષ્ણવોના અંદર અંદરના ઝગડા તો શમશે. અને તાંત્રિકોથી પ્રસરેલી અનીતિ ઘટશે. આટલું થશે એટલે વેદધર્મીઓનું સારૂં સંગઠન જામશે અને એક વખત આપણે કુસંપ ત્યાગી સંગઠિત બન્યા કે કોઇ પણ રાજ્યની કે કોઇ પણ ધર્મની મજાલ નથી કે આપણો વિધ્વંસ કરી શકે.

આ રીતે ધાર્મિક સંગઠન થાય એટલે રાજકીય સંગઠનને પણ કંઇક બળ મળશે અને એ બળ વધારવા ધર્મ પ્રચાર ઉપરાંત નૈતિક ક્ષેત્રમાં જે કાંઇ આવશ્યક ક્રિયા હોય તે કરવી. દેશની આ અધોગતિને ટાળવા મ્હારૂં મન એટલું બધું ચિંતિત રહે છે કે ન પુછો વાત. આપ જેવા શિષ્યની પ્રાપ્તિ મ્હને ન થઇ હોત તો અને મ્હારૂં અધુરૂં કાર્ય પૂર્ણ થશે એવો મ્હને વિશ્વાસ ન બેઠો હોત તો પરલોકમાં પણ મ્હારા આત્માને શાન્તિ મળવી મુશ્કેલ હતી."

આટલું બોલ્યા પછી મુનિજીએ દીક્ષાની અધુરી વિધિ પૂર્ણ કરી. આજ અવીનાશી મુનિના આનન્દનો પાર ન હતો. જાણે વિશ્વામિત્રને ભગવાન ન મળ્યા હોય!

મુનિજીના ઉપદેશની ભગવાનને બહુ ઉંડી અસર થઈ. દીક્ષા લીધા બાદ કેટલાક દિવસ એ એમની પાસે રહ્યા. અને જે કાંઈ જરૂરનું હતું તે સમજી લીધું. પછી કાર્યક્રમ નકકી કરી ગુરુ આજ્ઞાનુસાર ત્યાંથી ભારતભ્રમણ માટે પ્રયાણ આદર્યું.

આ સમયે મુનિજીની પાસે બીજા જે શિષ્યો અને સહયાત્રીઓ હતા તેમને ટુંક વખતના સમાગમમાંજ ભગવાન સાથે સ્નેહ જામી

ગયો હતો તેથી એમનાથી છુટા પડતાં એમમે ઘણું લાગી આવ્યું.

પ્રયાણમાં ભગવાનનો એક બાલ મિત્ર કમલદાસ નામે એમની સાથે ગયો હતો. ભગવાન જ્યારે અભ્યાસ કરવા પચ્ચોથી કાશ્મીર આવ્યા ત્યારે એ પણ પાછળ પાછળ આવ્યો હતો અને પછી જ્યારે એ યાત્રાએ જવા નીકળ્યા ત્યારે એના બહુ આગ્રહને લીધે ભગવાને એને ચતુર્થાશ્રમની દીક્ષા આપી સાથે લીધો હતો.

**ભારત ભ્રમણ**

લગભગ ૧૧ વર્ષ પહોંચે એવો કાર્યક્રમ એમણે તૈયાર કર્યો હતો. નેપાલ ભુતાન તીબેટ વગેરે પર્વતના પ્રદેશમાં ફરવામાં એમને ૫ વર્ષ લાગ્યાં. છઠ્ઠા વર્ષમાં ગંગોત્રી યમુનોત્રી કેદાર અને બદરીનારાયણ થઇને એ હરદ્વાર આવ્યા. અને ત્યાંથી દિલ્હી થઇને મથુરા આવ્યા. (સં ૧૫૮૧). ત્યાં કાર્તિક સુદ બીજને દિવસે એમણે યમુના-સ્નાન કર્યું અને ત્યાંથી ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રના ક્રીડાસ્થળ ગોકુળ, વૃન્દાવન, ગોવર્ધન પર્વત, વરસાના વગેરેની યાત્રા કરી. અહી ભગવાન કૃષ્ણચંન્દ્રના પ્રેમમાં મસ્ત બની બે એક મહીના એમણે કાઢી નાખ્યા. છ સાત વર્ષની એમની મુસાફરીમાં યાત્રા લાભ લેવા ઉપરાંત દેશની સ્થિતિનો અભ્યાસ પણ એ કરતા જતા હતા.

ફરતાં માઘ સંક્રાન્તિને દિવસે તમ નામના ગામમાં પોતે જઈ પહોંચ્યા અને ગામથી થોડે દૂર આવેલા કૃષ્ણ મન્દિરમાં એમણે પોતાનું આસન જમાવ્યું. મન્દિરમાં કૃષ્ણમૂર્તિનાં દર્શન કરી ગીતાધ્યયનનો આરમ્ભ કર્યો એટલામાં ગામમાંથી ગાયો ચરાવવા નીકળેલા કેટલાક છોકરાઓમાંથી એક છોકરો મન્દિરમાં દર્શન કરવા આવ્યો. એણે કૃષ્ણ ભગવાનનાં દર્શન કરી મહાત્માજીને પણ નમસ્કાર કર્યા. બાલક બહુ ભાવિક જણાતો હતો. દર્શન કરી તરત પાછો ન ફરતાં મહાત્મા પાસે ચુપચાપ બેસી ગીતા શ્રવણ કરવા લાગ્યો. આ ન્હાના બાળકની આટલી શ્રદ્ધા જોઈ મહાત્માજીને આનન્દ થયો અને એનું નામ ઉમ્મર જાત વગેરે પુછ્યું.

બાળક હાથ જોડી નમ્રતાથી બોલ્યો. "મહારાજ! મ્હારૂ નામ ધનરાય છે પણ મ્હારા ઘરના માણસો મ્હને ધન્નો કહીને બોલાવે છે. જાતે જાટ છું. વિ. સં. ૧૫૭૧ના મહા સુદ પાંચમને દિવસે મ્હારો જન્મ થયો છે એમ મ્હારા ઘરના લોકો કહે છે. એ તિથિ ગણતાં મ્હારી ઉમ્મર કેટલી થઇ હશે એ આપ પોતે ગણી કાઢો. મ્હને ગણતાં આવડતું નથી."

શ્રીચંદ્રજી:—"એ રીતે ગણતાં અત્યારે ત્હારી ઉમ્મર દસ વર્ષની ગણાય."

ધનરાય:—"મહારાજ હમણાં આપ વાંચતા હતા એ પુસ્તક કયું હતું?"

શ્રીચંદ્રજી:—"તું જાટ જાતિમાં ઉત્પન્ન થયો છે. જાટ લોકો યાદવોના વંશજો છે. તું યાદવ હોવા છતાં આ પુસ્તકનું નામ ત્હને ખબર નથી? ત્હારાજ કુળમાં થઇ ગયેલા જગત્પ્રસિદ્ધ ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રના ઉપદેશનું આ પુસ્તક છે. એને ગીતા કહે છે."

ધનરાય:—'મહારાજ! આપ કોણ છો? આપનું નામ શું ?

આ પ્રશ્ન સાંભળી મહારાજને ખૂબ હસવું આવ્યું. એ વખતે મહારાજની પાસે બેઠેલા કમલદાસ મુનિએ બાલકને સંતોષ આપવો ઉચીત ધાર્યો. એમણે ગુરુજીનું ખરૂં નામ ન આપતાં ત્રિલોચન નામ પેલા બાલકને કહ્યું. ત્રિલોચન અને ચન્દ્રમૌલિ એ બન્ને શંકર ભગવાનનાજ નામો હોવાથી પર્યાય શબ્દો છે.

આ પછી ભગવાન તરતજ ત્યાંથી ચાલ્યા ગયા પણ થોડી વારના સમાગમની ધન્નાના કુમળા મનપર ખૂબ અસર થઇ. એને વિચાર આવ્યો કે મહાત્માજીએ કહ્યું કે તું યાદવ કુળનો છું. એ અસત્ય તો બોલે નહિ. ત્યારે હું શું ભગવાન શ્રીકૃષ્ણના વંશનો? તો બીજા કરતાં મ્હને તો એમના જલ્દી દર્શન થાય. બસ હવે તો ગમે તેમ કરીને મ્હારે એમના દર્શન કરવાંજ. જ્યાં સુધી કૃષ્ણ ભગવાન પોતે પધારી મ્હને જમવા ન ઉઠાડે ત્યાં સુધી હું અન્નપાણીનો ત્યાગ કરી અહીંજ બેસી રહીશ. ધન્નામાં ખૂબ આગ્રહ ભરાયો અને હૃદય

દર્શનાતૂર બન્યું. મીઠા સ્વરથી એ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યો—

અબ દીજે દર્શ ગિરિધારી
અબ દીજે... ... ... ... ...

દીન દયાળુ, દામોદર ગોવિન્દ, સકલ ભક્ત હિતકારી,
ગોકુલ તારી સકલ ગોપિકા તારી કુબ્જા નારી.
દુષ્ટ સભામેં પકડ દ્રૌપદી નગ્ન કરે અત્યાચારી,
દીન અનાથ પાંડવ પત્ની રોરો કહે બેચારી.
અબ મેરા નહિ કોઇ રક્ષક—ભ્રાત પિતા મહતારી,
તત્ક્ષણ અનન્ત વસન પ્રભુ દીને—ઉસકી પૈજ સવારી.
જન ધન્નેકો દર્શ દિખાવો પકડી ઓટ તુમારી,
અબ દીજે દર્શ ગિરિધારી... ... ...

ધન્નાની સાથે ગાયો ચરાવવા નીકળેલા બીજા છોકરાઓ સમય થયે સહુ સહુને ઘેર ગાયો લઇને વિદાય થઇ ગયા હતા. પણ ધન્ના મન્દિરમાંથી ઉઠયો ન હતો. ધન્નાની માને ફીકર થઇ. તપાસ કરી. મન્દિરમાં ભોજન લઇને ગઇ. ધન્નાને ખાવા માટે ખૂબ આગ્રહ કર્યો પણ ભગવાન કૃષ્ણના સાક્ષાત્ દર્શન વિના કોળીઓ પણ નહિ ભરે. દેહ છુટે તો ભલે પણ ભગવાનના દર્શન કરવાં જ છે એવો આગ્રહ માતાને જણાવ્યો. ઘડીવાર ભુખ્યો ન રહી શકતો બાળક આજે આ શી જીદ લઇને બેઠો છે. હશે કંઇ ધૂન ભરાઇ હશે. થોડીવાર પછી ખાશે એમ ધારી ધન્નાની ભોળી અને સરળ માતા ભાણું ત્યાં જ મુકીને ગઇ.

ધન્નાજીને ભુખ તો ખૂબ લાગી હતી પણ ભગવાનની આજ્ઞા વિના કણ પણ શી રીતે લેવાય? આખરે ધન્નો કંટાળ્યો અને મહાત્મા ત્રિલોચનની સળગતી ધુણીમાંથી થોડો દેવતા લઇ ચિતા સળગાવી પણ ઓચિંતો ત્યાં સખત પવન વાવો શરૂ થયો અને આગ બુઝાઇ ગઇ. આથી ચીડાઇ ધન્નો કટાર પેટમાં ખોસવા લાગ્યો પણ ત્યાં તરતજ ભગવાન કૃષ્ણચન્દ્ર પ્રગટ થયા. અને ધન્નાનો હાથ

પકડી લીધો. ભગવાનને બાળકે ઓળખ્યા. સાષ્ટાંગ પ્રણામ કર્યા. ભગવાને ધન્નાને ભોજન કરવા કહ્યું. ધન્નાએ ભગવાનને ધરી પછી પોતે પ્રસાદ લીધો.

તેમ ગામથી નીકળી ચન્દ્રમૌલિ આગ્રા તરફ ગયા. ત્યાંથી અયોધ્યા પહોંચ્યા. ભગવાન શ્રી રામચન્દ્રના જન્મસ્થળના દર્શન કરવામાં એમને ઘણોજ આનન્દ થયો. ત્યાંથી પ્રયાગ થઇ સં. ૧૫૮૨ માં શિવરાત્રીને દિવસે કાશી પહોંચ્યા. જ્યારે કાશી વિશ્વનાથના મન્દિરમાં પોતે દર્શન કરવા દાખલ થયા ત્યારે ભગવાનને ભોગ આવ્યો હતો. મન્દિરના નિયમ પ્રમાણે અન્દર પુજારી એકલો પેઠો. મહારાજને અન્દર જવા દીધા નહિ. એટલે મહારાજ બહાર એક ઉચ્ચ આસન પર બેસી **ॐ सोऽहम्** નો જાપ કરવા લાગ્યા. પુજારીએ થોડી વાર પછી જોયું તો ભગવાન કાશીવિશ્વનાથની પાસેથી પેલી ભોગ સામગ્રી ગુમ થયેલી જણાઈ. પુજારીએ વિસ્મિત થઈ બીજી સામગ્રી આણી તેની પણ એજ દશા જોઇ. એટલે સર્વને લાગ્યું કે પેલા મહાત્માને અન્દર દર્શન કરવા જતાં રોકવાનું આ પરિણામ જણાય છે. તરત બધા શ્રી ચન્દ્રમહારાજને શોધતાં શોધતાં એમની પાસે આવી પહોંચ્યા અને જુએ છે તો બન્ને વખતની પ્રસાદીના થાળ એમની સ્હામે પડયા હતા. પુજારી આ જોઇ પસ્તાયો અને મહાત્માની ક્ષમા માંગી.

ભગવાન ત્યાંથી તરતજ ચાલ્યા ગયા. પણ એમના આ ચમત્કારની વાત સર્વત્ર ફેલાઈ ગઇ. ફેલાતી ફેલાતી સોમનાથ ત્રિપાઠીને કાને ગઇ. વર્ણન ઉપરથી એમને લાગ્યું કે એ શ્રી ચન્દ્રમૌલિજ હોવા જોઇએ. તરતજ એ ઘરમાંથી નીકળી પડયા અને જ્યાં શ્રી ચન્દ્રમૌલિએ આસન જમાવ્યું હતું એ સ્થળ શોધી કાઢયું. ભગવાનને દૂરથી દેખતાંજ દોડતા જઇ એમના ચરણ પકડયા. ભગવાને પણ પોતાના શ્રદ્ધાળુ ભક્તને ઉઠાડીને ગળે વળગાડયા.

ત્રિપાઠીજી દ્વારા સારાયે બનારસની વિદ્વન્ મંડળીમાં મહારાજના પધાર્યાની જાગૃ થઇ ગઇ. સર્વે એમના દર્શને આવવા લાગ્યા. આ

વખતે મહારાજ મ્હોટે ભાગે મૌન સેવતા હતા. પણ જરૂર પડે બોલતા ત્યારે વિલાસી જીવન છોડી ત્યાગ વૃત્તિવાળું જીવન આવશ્યક છે એમ જણાવતા. એમની ઉપદેશની પરિપાટી હંમેશાં આધ્યાત્મિક જ રહેતી. વિષય ભક્તિનો હોય પણ સામાજીક અને નૈતિક બાબતની એમાં સારી ગુંથણી થતી. રાષ્ટ્રના પતનથી જ ધર્મનું પતન થયું છે માટે રાષ્ટ્રના પતનના કારણો શોધી શોધીને એનું જડમૂળ કાઢી નાખવાથી ધર્મની જ સેવા થશે. એ માટે સંયમી બનો. પરસ્પર ભ્રાતૃસ્નેહ વધારો અને કાયરતાનો ત્યાગ કરો. જાતિની સેવામાં પ્રાણ પણ આપવા પડે તો ખુશીથી આપી દો, એમ કહેતા.

એમની આ પ્રમાણેની ધર્મ, નીતિ અને વ્યવહારિક ઉપદેશની લોકોના દિલપર ખૂબ ઉંડી અસર થતી.

થોડા વખત પછી ભગવાન કાશીમાંથી નીકળ્યા અને ગયા, પટના, રાજગૃહઆદી મગધ પ્રાન્તોમાં ફરતા ફરતા વૈદ્યનાથ થઈ નવદ્વિપ ચાલ્યા ગયા. ત્યાંથી પછી જગન્નાથજી ગયા.

ભગવાને કાશી છોડ્યું ત્યારે ત્રિપાઠીજી એમની સાથે ગયા હતા. કેમકે કાશ્મીરમાં ત્રિપાઠીજીએ ભગવાનની અલૌકિક શકિતનો અનુભવ કરી એમની સાથે જ રહેવાની ઇચ્છા દર્શાવી હતી ત્યારે ભગવાને એમને કહ્યું હતું કે હમણાં નહિ, હું કાશી આવીશ ત્યારે વાત. એ વચન યાદ દેવડાવી અનુજ્ઞા માંગી ત્રિપાઠીજી સાથે ગયા.

જગન્નાથપુરી પહોંચ્યા પછી ત્રિપાઠીજીની તીવ્ર ઇચ્છાને લીધે સં. ૧૫૮૪ ના ચૈત્ર સુદ પાંચમને દિવસે ભગવાને ત્રિપાઠીજીને ઉદાસીન ચતુર્થાશ્રમની દીક્ષા આપી અને એમનું નામ સોમદેવ રાખ્યું..

ભગવાન જ્યાં સુધી પુરીમાં રહ્યા ત્યાં સુધી જનતાને પોતાના ઉપદેશથી પરિતૃપ્ત કરતા હતા. આ સ્થળે ચૈતન્ય પ્રભુ સાથે ભગવાનને મુલાકાત થયેલી.

પુરી છોડયા પછી ભગવાનની ઇચ્છા ત્યાંથી આગળ વધવાની હતી પણ એટલામાં એમના માતુશ્રી સુલક્ષણાદેવીએ એમને યાદ કર્યા. ભગવાને કાશ્મીર જતી વખતે માતાને વચન આપ્યું હતું કે, "હું ત્હમને કદિ ભુલીશ નહિ. જ્યારે યાદ કરશો ત્યારે ગમે ત્યાં હઇશ પણ ત્હમારી સેવામાં તરત જ હાજર થઇશ." આ વચન યાદ લાવી ભગવાન માતા પાસે જવા નીકળ્યા. *

પુરીથી જનકપુર, હરિહર ક્ષેત્ર, ગોરખપુર, અને નૈમિષારણ્ય થઇને ભગવાન જાલંદર આવી પહોંચ્યા. આ વખતે પંજાબ પર દોલતખા લોદીની સત્તા હતી. નવાબ પાસે તે વખતે પણ સુખદયાળુ નોકરીમાં હતા. એમને ભગવાનના અદ્ભુત ચરિત્રનો જાત અનુભવ હતો. એ વાત નવાબ સાથે પણ વારંવાર કરતા. આથી ભગવાનના જાલંધરમાં પધાર્યાના સમાચાર સાંભળી સુખદયાળુ જાલંધર જઇ એમને સુલતાનપૂર લઇ ગયા. ત્યાં ભગવાન થોડો વખત રોકાયા. તે દરમ્યાન નવાબ રોજ એમના દર્શનાર્થે આવતા. ભગવાનના અમૂલ્ય ઉપદેશ અને એમના સત્સંગથી ભગવાન ઉપર નવાબની શ્રદ્ધા વધવા માંડી અને એ ભગવાનના અનન્ય ભકત થયા. એક વખત ઉપદેશ પ્રસંગે ભગવાને એક કંજુસ માણસનું દૃષ્ટાંત આપ્યું:—

એક અતિ કૃપણ માણસ હતો એણે આખી જીંદગી ધન સંગ્રહ કરવામાંજ વ્યતીત કરી હતી. પેટે પુરૂં ખાધું પણ ન હતું. દુનિઆમાં

---

* પાછલથી ઉદાસીન સંપ્રદાયના ચાર દલ પડી ગયા છે. (૧) બાલહાસ (૨) પુષ્પદેવ (૩) ગોવિન્દદેવ (૪) અને અલમસ્ત. તેમાંથી બાલહાસ દલના મંગુદાસ નામના ઉદાસીએ પુરીમાં જ્યાં ભગવાન રહેતા હતા ત્યાં એક મઠ બંધાવ્યો છે તે હાલમાં છે, અને એને મંગુમઠ કહે છે.

એવું કોઈ પાપ નહિ હોય જે એણે ધનસંચય કરવા માટે નહિ આચર્યું હોય. આમ કરતાં કરતાં એ વૃદ્ધ થવા આવ્યો. હવે એને મરણની બ્હીક લાગવા માંડી. આ બધું એકઠું કરેલું ધન એમને એમ મુકીને ચાલ્યા જવું પડશે એની એને ચિંતા થઇ. દેવતાઓને લાંચ રૂશ્વત આપવાથી જો મૃત્યુ અટકાવી શકાતું હોય તો અટકાવવાની ઇચ્છા થઇ પણ તેમાં કંઈ દહાડો વળે એમ લાગ્યું નહિ. ત્યારે આખરે થાકીને એણે લક્ષ્મી દેવીનીજ આર્ત હૃદયથી પ્રાર્થના કરી, "હે વિશ્વવિજયિનિ દેવિ લક્ષ્મી! આપના પર મ્હારી અચળ ભક્તિ છે તે આપ સારી પેઠે જાણોછો. બાળપણથી આજ સુધી હું આપનું રક્ષણ કરતો આવ્યો છું. આપનીજ પુજામાં મ્હારા આત્મત્યાગની અવધિ આવી રહી છે. કલ્યાણિ! હવે હું મૃત્યુના અસહ્ય પ્રહારને લીધે હમેશાંને માટે આપની સેવાથી વિમુખ થાઉછું. આવે વખતે આપજ મ્હારાં ખરાં રક્ષક છો." આટલું કહી એ ઉંચે સ્વરે રડવા લાગ્યો. લક્ષ્મીદેવીએ એને ધિકકાર્યો," "મૂર્ખ ત્હેં મ્હારી ખરી પૂજા નથી કરી. જો ખરીજ પૂજા કરી હોતતો હું ત્હને સહાય કરત. ત્હેંતો મ્હને પૃથ્વીના પડનીચે દાટી મેલી અને મ્હારો ખરો ઉપગ્રોગ કર્યો નહિ. દીન દુઃખીઓની સેવામાં મ્હારો ઉપયોગ કરનાર પર હું પ્રસન્ન રહું છું."

લક્ષ્મીદેવી હજુ પોતાનું કથન પુરૂ કરી પણ નહોતાં રહ્યાં ત્યાંતો યમદુત આવ્યા અને પેલા કૃપણને પકડીને ધર્મરાજા પાસે લઇ ગયા."

આ કથાનો નવાબના મન પર વિલક્ષણ પ્રભાવ પડયો. તે દિવસથી એ પોતાની સંપત્તિ દીનદુઃખીઓમાં ખર્ચવા લાગ્યો. ભગવાનના પવિત્ર ઉપદેશોની અસરથી વિલાસી જીવન ત્યાગી ઇશ્વર ચિંતનમાં સમય વ્યતીત કરવા લાગ્યો.

ભગવાન સુલતાનપુરથી કરતારપુર ગયા. ત્યાં નગરની બ્હાર આસન લગાવ્યું. માતાને ખબર પડી એટલે ન્હાના પુત્ર લક્ષ્મી-

**કરતાર પૂરમાં માત પિતાનાં દર્શન અને ધર્મચન્દ્રને દીક્ષા**

ચન્દ્રને લઇને એ ત્યાં ગયાં. શ્રીચન્દ્રજીએ ઉઠીને માતાને નમસ્કાર કર્યા. પછી કુશળ સમાચાર પુછ્યા બાદ માતાએ કેટલાક ધર્મશાસ્ત્ર સંબંધી પ્રશ્નો પૂછ્યા. ભગવાને એના જવાબમાં જેમ કપિલમુનિએ દેવહૂતિને જ્ઞાન આપ્યું હતું તેમ સર્વ શાસ્ત્રોનું રહસ્ય સમજાવી દીધું. માતાના અનુરોધથી ભગવાનને થોડા મહિના કરતારપુર રોકાવું પડયું. આ દરમ્યાન ભગવાનના લઘુબન્ધુ લક્ષ્મીચન્દ્રનું મૃત્યુ થયું. એમને એક પુત્ર હતો તેનું નામ ધર્મચન્દ્ર હતું. લક્ષ્મીચન્દ્રના પરલોક ગમન પછી શ્રાવણ માસની અમાવાસ્યાને દિવસ વેદીકુલકેતુ શ્રીધર્મચંન્દ્રજીને શ્રીચન્દ્રજીએ ઋષિદીક્ષા આપી.* એજ વર્ષમાં ભગવાનને પોતાના પિતાની સાથે મુલાકાત થઇ હતી.+

---

* મુનિદીક્ષા અને ઋષિ દીક્ષામાં ભેદ છે. મુનિને કષાયામ્બર ધારણ કરી ગૃહત્યાગ કરવાનો હોય છે. ઋષિ પ્રથમ ત્રણમાંથી ગમે તે આશ્રમમાં રહી શકે છે પણ એને અધિકારી જાણી મુનિની માફક સપ્રણવ દ્વયક્ષર મંત્રનો ઉપદેશ આપવામાં આવે છે. મહારાજા પૃથુ સનત્ કુમારના ઋષિ કોટિના શિષ્ય હતા.

+ શ્રી નાનકરાયજી માટે કહે છે કે દેશાન્તરોમાં ભ્રમણ કર્યા બાદ સં. ૧૫૭૨ માં એ પખ્ખો ગામમાં પાછા ફર્યા હતા અને ગામની બ્હાર આસન લગાવ્યું હતું. સમાચાર મળ્યા એટલે સર્વે સગાં સમ્બન્ધી એમને મળવા આવવા લાગ્યા. એમાં એમના સસરા મૂલચંદ અને સાસુ ચન્દ્રાવતી પણ હતાં. એમણે નાનકજીને ખૂબ ઠપકો આપ્યો. નાનકજીએ શાન્તિથી સાંભળ્યા કર્યું. આ વખતે અજીત નામનો એક રંધાવા જાતિનો જાટ ત્યાં બેઠો હતો. એને આ કઠોર વાક્યોથી બહુ દુઃખ થયું. એણે બીજા જાટો સાથે મળી એક ક્ષત્રીય અમલદારની સહાયથી કરતારપુર નામનું ગામ વસાવ્યું અને શ્રી નાનકજીને ત્યાં બીરાજવા વિનંતિ કરી. શ્રીનાનકદેવ ત્યાં ગયા. એમના પરિવારને પણ ત્યાં બોલાવી લીધો. ગામના લોકોએ એમના ભરણપોષણનો ભાર ઉપાડી લીધો. કુટુમ્બ ગામમાં રહેતું હતું અને શ્રી નાનકજી ગામ બ્હાર પર્ણકુટિમાં રહેતા. લક્ષ્મીચંદ્ર રોજ એમને આવશ્યક સામગ્રી ત્યાં પહોંચાડી આવતા. કરતારપૂરમાં રહેવા માંડયા પછી પણ એ આવારનવાર તીર્થ યાત્રા માટે નીકળતા. એમની છેલ્લી તીર્થ યાત્રા સં. ૧૫૮૪ માં થઇ હતી. ત્યારપછી ૧૨ વર્ષ સુધી કરતારપૂરમાંજ રહી ઇશ્વર ચિન્તન કર્યું હતું.

**પેશાવર અને કાબુલમાં ભગવાનની અધ્યાત્મ વિદ્યાનો અદ્દભૂત ચમત્કાર**

પિતા પાસે કેટલોક વખત રહ્યા પછી ભગવાન ફરીથી કાશ્મીર ગયા ત્યારે કમલદાસને પિતાની સેવામાં અને બાલક ધર્મચન્દ્રના રક્ષણ માટે મુકી ગયા હતા. એ વખતે સાત વર્ષ એમણે કાશ્મીરમાં ગાળ્યાં. દરમ્યાન વેદ ચતુષ્ટય ઉપર ભાષ્ય રચ્યું હતુ. એમાં એમને એમના શિષ્ય સોમદેવે મદદ કરી હતી. આ હકીકત સોમદેવ રચિત "શ્રીચન્દ્રચુડ ચરિત્ર"માંથી મળી આવે છે. વળી વેદ ભાષ્યનાં કેટલાંક જીર્ણ પાનાં મળી આવ્યાં છે. કદાચ એ ગ્રન્થ એમનો રચેલો હશે પણ આરમ્ભ અને અન્તનો ભાગ મળતો નહિ હોવાથી નિશ્ચય થતો નથી. તપાસ ચાલુ છે.

પ્રથમ ત્યાગ વખતે શ્રીચન્દ્રજીની ઉમ્મર ત્રણ વર્ષની હતી. સં ૧૫૫૪ થી ૧૫૮૬ સુધીમાં પિતાપુત્રનો મેળાપજ થયો ન હતો, ૩૨ વર્ષે એ પહેલીજવાર અહીં મળ્યા.

શ્રીનાનકજીનો શ્રીચન્દ્રજીમાં પહેલેથીજ પુત્રભાવ ન હતો. એ એમને શ્રી શંકરના અવતાર તરીકે ગણતા હતા અને હવે તો બન્ને ચતુર્થાશ્રમી થવાથી એ સંબંધ રહ્યોજ નહિ.

શ્રીચન્દ્રજીનો ત્યાગ ઉંચા પ્રકારનો હતો. તેથી લોકોની શ્રદ્ધા શ્રીચન્દ્રજી તરફ વધારે હતી. **सर्वतो जयमन्विच्छेत् पुत्रादेकात् पराजयम्** એ ઉક્ત્યાનુસાર નાનકદેવજી પુત્રની મહત્તાથી અતિ આનન્દિત થયા હતા.

કમલદાસને પિતાની સેવામાં અને બાલક ધર્મચંદ્રના રક્ષણ માટે મુકી ગયા હતા. એ વખતે સાત વર્ષ એમણે કાશ્મીરમાં ગાળ્યાં. દરમ્યાન વેદ ચતુષ્ટય ઉપર ભાષ્ય રચ્યું હતું. એમાં એમને એમના શિષ્ય સોમદેવે મદદ કરી હતી. આ હકીકત સોમદેવ રચિત "શ્રી ચંદ્રચુડ ચરિત" માંથી મળી આવે છે. વળી વેદભાષ્યનાં કેટલાંક જીર્ણ પાનાં મળી આવ્યાં છે. એનું નામ ચન્દ્રભાષ્ય છે. કદાચ એ ગ્રન્થ એમનો રચેલો હશે પણ આરંભ અને અંતનો ભાગ મળતો નહી હોવાથી નિશ્ચય થતો નથી તપાસ ચાલુ છે.

**પેશાવર અને કાબુલમાં ભગવાનની આધ્યાત્મ વિદ્યાનો અદ્ભૂત ચમત્કાર.**

સં. ૧૯૯૫ માં કાશ્મીરથી ભગવાન પેશાવર ગયા. ત્યાં કાબુલમાં એમના ઉપદેશથી જનતામાં ધાર્મિક ભાવોનો સારો પ્રચાર થયો. ત્યાંજ એક સોદાગર ભકત ઘણું ધન એમને ચરણે ધરી ગયો હતો. એ સોદાગર પરદેશથી માલ ભરીને સ્વદેશ આવતો હતો. રસ્તામાં સમુદ્રમાં ભયંકર તોફાન થવાથી વહાણ ડુબવા લાગ્યું. ભકતે અનન્ય મનથી ભગવાનનુ ધ્યાન કર્યું આથી જહાજ ડુબતું બચ્યું અને લાખો રૂપિયાની અને જાનોની ખુવારી થતી અટકી. ભગવાન શ્રીચન્દ્રને ભેટ ધરવા માટે એમની તપાસ કરતો કરતો પેશાવર સુધી આવી પહોંચ્યો. સોદાગરની ભેટમાંથી ભગવાને ત્યાં એક ધર્મશાળા બંધાવી એ આજે પણ પેશાવરમાં વિદ્યમાન છે. પેશાવરની હિન્દુજનતા એ સ્થળમાં એકઠી થઈ ધર્મચર્ચા કે હરિકીર્તન કરે છે. આ ધર્મશાળામાં પાંચ ઘીના દિવા અહર્નીશ બળે છે. આ જગા વેદી ક્ષત્રીયોના કબજામાં છે.

ભગવાન પેશાવરથી કાબુલ ગયા અને ત્યાં જઈ ધુણો લગાવી. પાછળથી એ જગાએ એમના સ્મારકમાં ધર્મશાળા બાંધવામાં આવી છે. એમાં ભગવાનની ધૂણી મૃગચર્મ, ટોપી અને એક ખાટલો રાખવામાં આવ્યો છે. ત્યાંના શ્રદ્ધાળુ હિન્દુઓ એની રોજ પૂજા કરે છે. બીજી એક તૃણ કુટીર પણ ત્યાં છે. એમ કહે છે કે ત્યાં બેસીને ભગવાન રોજ ઉપદેશ કરતા હતા.

ભગવાનના ખાટ સમ્બન્ધી એક ચમત્કાર જણાતો ત્યાં માનવામાં આવે છે. એ ખાટ પર કોઈ મનુષ્ય સુઈ શકતુ નથી. કદાચ કોઇ પ્રમાદથી સુવા જાય તો તરત ખાટ ઉછળે છે અને સુનાર નીચે ગબડી પડે છે.

ઉદાસીન બાબા પ્રિયતમદાસ અને શ્યામદાસે પાછળથી એ સ્થાનમાં સારો સુધારો વધારો કરાવ્યો છે. આજકાલ એ સ્થાનમાં સ્વામી શંકરાનન્દજી નિવાસ કરે છે.

ભગવાને કાબુલમાં અધ્યાત્મ ઉપદેશામૃતની જે વૃષ્ટિ કરી હતી તેથી ત્યાંના મુસલમાનોના મનોભાવો પણ બદલાવા માંડયા હતા. એમના ઉપદેશમાં મ્હોટે ભાગે રામ-કૃષ્ણ ચરિતામૃતનો સમાવેશ થતો. પરિણામે ત્યાંના મુસલમાનો હિન્દુઓ તરફ ભાઈચારાથી વર્તતા થયા અને રામકૃષ્ણમાં માનવા લાગ્યા.

એમાંથી વજીરખાં નામનો એક મુસલમાન શ્રેષ્ઠ રામભકત બન્યો. એમને રામ-કૃષ્ણની ભકિતનો રંગ એટલો બધો લાગ્યો કે દિનભર ગલીએ ગલીએ હાથમાં કરતાલો લઇ ભકિતના પદો ગાતાં ફરવા માંડયું.

એમના ભજનોનો અર્થ ત્યાંના એમના જાતિ ભાઇઓ સ્હમજતા નહિ એટલે એમના ભાવ ભર્યા સુરીલા ભજનો કયાં સુધી તો મુસ્લીમ જનતા મુગ્ધ ભાવે સાંભળ્યા કરતી પણ જ્યારે એક મૌલવીએ સમજાવ્યું કે એતો હિન્દુધર્મના ભજનો ગાય છે ત્યારે લોકો એમને કાફર માની મારવા ઉઠયા. ભજન ભકિતના નાદમાં એ જ્યાં જાય ત્યાં એમને માર પડવા માંડયો પણ એથી એમની લગની ઓછી થઇ નહિ. ઉલટું એક દિવસે નિમાજના સમયે મસ્જીદ આગળ એમણે ભજનો લલકારવા માંડયાં. એમની કરતાળોનો અવાજ સાંભળી મસ્જીદમાંના મુસલમાનો એટલા બધા ઉશ્કેરાઈ ગયા કે એમને જાનથી ઠાર કરવાનો આજે તો નિશ્ચયજ કર્યો. વજીરખાંને શરીરની પુરી શુદ્ધિ પણ ન હતી. જીવન માટેનો મોહ એમનામાં રહ્યો ન હતો છતાં એક પ્રેમીએ એને ત્યાંથી ખસેડી ભગવાન શ્રીચન્દ્રજીની કુટીરમાં આણ્યો. લોકોએ ત્યાં પણ એનો પીછો લીધો. અને જોવા એને પકડવા કુટીની અન્દર દાખલ થાય છે કે તરત એમના પગ જમીન સાથે ચોંટી ગયા. આ ચમત્કારથી એ લોકો ડરી ગયા અને ભગવાન શ્રીચન્દ્રજીની ક્ષમા માગી. પણ એમણે કહ્યું કે માફી વજીરખાંની માગો. લોકોએ એમની માફી માંગી એટલે એ કરતાળ બજાવતા હરે રામ! હરે કૃષ્ણ! બોલતા એમની પાસે

આવ્યા. સ્હામે એ ઘોડો પણ હરે રામ હરે કૃષ્ણ બોલવા લાગ્યા. અને પછી મુક્ત થઇ ત્યાંથી ચાલ્યા ગયા.*

કાબુલથી ભગવાન કંદહાર ગયા. એ વખતે કંદહારમાં હિન્દુજનતાને બહુ દુઃખ હતું. કોઈપણ હિન્દુ દેવાલયમાં શાન્તિથી

**કન્દહારમાં શંખનાદ.** ધાર્મિક ક્રિયા કરી શકતો નહિ કે મ્હોટેથી શંખ વગેરે વગાડી શકતો નહિ.

ભગવાન જ્યારે કંદહાર પધાર્યા ત્યારે ત્યાં લક્ષ્મણદત્તનો નામનો એક બ્રાહ્મણ રહેતો હતો. એણે પોતાના ઘરમાંજ શ્રીકૃષ્ણનું મન્દિર બન્ધાવ્યું હતું. એ મન્દિરમાં શંખ પધરાવતો પણ વગાડતો નહિ.

એક દિવસે એની ગેર હાજરીમા એના બાળક પુત્ર રામરતને રમતમાં મન્દિરમાંથી શંખ લઇને વગાડવા માંડયો. બે ત્રણ વખત વગાડવા જતાં વાગ્યો નહિ. ત્યારે ત્રીજીવાર બહુ જોરથી ફુંક મારી એટલે એકદમ મ્હોટો નાદ થઇ ગયો.

લક્ષ્મણદત્તની પડોશમાંજ એક મૌલવીનું મકાન હતું. એણે આ નાદ સાંભળ્યો અને બહુ ગુસ્સામાં આવી જઈ લક્ષ્મણદત્તના બારણાં ઠોકવા લાગ્યો. એજ વખતે લક્ષ્મણદત્ત પણ બહારથી આવી પહોંચ્યો. એણે મૌલવીને ગુસ્સે થવાનું કારણ પુછ્યું અને રામરતનને હાંકમારી બારણું ઉઘાડાવ્યું. અજ્ઞાન બાળકની આટલી ભૂલ માફ કરવી જોઇએ એમ ઘણુંયે એણે મૌલવીને સમજાવ્યું પણ મૌલવી એકનો બે થયો નહિ. કેટલાક મુસલમાનો ભેગા થયા. બાલક રામરતનને મુસ્લીમ ધર્મના નિયમાનુસાર શિક્ષા કરાવવા ત્યાંના બાદશાહ કામરાનના દરબારમાં એને લઈ ગયા. લક્ષ્મણદત્તનું કંઇ ચાલ્યું નહિ. પોતાના એક

---

*એમ મનાય છે કે એ પર્ણકુટિનો આજ પણ એવો ચમત્કાર છે. એની શરણે આવનાર પર પ્રહાર કરવા ઇચ્છનારના પગ ત્યાં જકડાઈ જાય છે અને આંખે દેખાતુ નથી. પહેલાં એ કુટી ઘાસની હતી. હવે કોઇએ પતરાં જડયાં છે. એ કુટીને નજરે જોનાર એક કાબુલ વાસી સજ્જને અમને આ હકીકત પુરી પાડી છે.

ના એક બાલક પુત્રની હવે શી દશા થશે એ ચિંતામાં એ ગભરાઇ ગયો અને ભગવાન શ્રીચન્દ્રની પાસે દોડી આવ્યો. ભગવાને એને આશ્વાસન આપ્યું અને અગ્નિકુંડમાંથી થોડીક ભસ્મ આપી દરબારમાં જઇ ભગવાનનુ નામ દઇ બાલકને લલાટે લગાવી આવવાની સૂચના કરી.

આ તરફ મૌલવીઓ અને મૌલાનાઓ રામરતનને શિક્ષા કરવા માટે જુદા જુદા નિર્ણયો આપવા લાગ્યા હતા. કેટલાકે કહ્યું કે એની આંખો ફોડી નાંખવી જોઇએ. કેટલાક એના હાથ પગ કાપી નાંખી એને જીવતો બેકાર છોડી દેવો એમ કહેવા લાગ્યા. કેટલાકે એને તલવારને ઝટકે ઉરાડી મેલવાનો અભિપ્રાય આપ્યો. કેટલાકે એ એટલી સહેલાઇથી મરે તે પણ ન સહી શકવાથી એને મેદાનમાં ઉભો રાખી ચારે તરફથી એના ઉપર પથ્થરનો મારો ચલાવી સંગસાર નામની શિક્ષા કરવાનુ કહેવા લાગ્યા. આમાંથી કેટલાકને એમ લાગ્યું કે એ મુસલમાન થાય તો જીવતો મુકીએ અને એ માટે એને સમજાવવા પણ માંડયો. કામરાને એની ન્હાની ઉમ્મર જોઇ અને એની અજ્ઞાન અવસ્થા જોઇ એ ક્ષમા કરવા યોગ્ય છે એમ જણાવ્યું. પણ મૌલવીઓએ માન્યુ નહિ. જો એને જીવતો રાખવો હોય તો મુસલમાન તો બનાવવોજ જોઇએ એમ સર્વે એ એક મતે પોતાનો નિર્ણય આપ્યો. કામરાનને એ વાત રૂચી. એણે બાળકને મુસલમાન બનવા સમજાવ્યો પણ બાળક માનતો નહતો. એવામાં લક્ષ્મણદત્ત દરબારમાં આવી પહોંચ્યો અને બાલકને સમજાવવાને બહાને બાદશાહની રજા માંગી એને દૂર લઇ ગયો અને એને લલાટે ભસ્મ લગાવી. આ ભસ્મ લેપનથી રામરતનમાં અલૌકિક બળ આવ્યું હોય એમ લાગ્યું.

રામરતન જ્યારે પાછો દરબારમાં આવ્યો ત્યારે ફરીથી કામરાને એને મુસલમાન થવા સમજાવ્યો પણ એણે નજ માન્યું ત્યારે મૌલવીઓ અને કામરાન એને દેહાંન્ત દંડની શિક્ષા કરવાના ઠરાવ પર આવ્યા. અને જેવા એ નિર્ણય એને સંભળાવવા જાય છે તેવીજ, કોણ જાણે

શું થયું એમની, જીભજ જાણે તાળવે ચ્હોંટી ગઈ હોય એમ એક અક્ષર પણ કોઇથી બોલી શકાયો નહી. એક ડગલું આગળ ભરી શકયા નહિ કે હાથ સરખો પણ ઉંચો કરી શકયા નહી. પાષાણવત્ જેમના તેમ સ્થિર થઈ ગયા. આથી સર્વ કોઈ ગભરાયા. પળ વારમાં સારાયે નગરમાં વાત ફેલાઈ ગઇ અને સર્વત્ર હાહાકાર મચી રહ્યા. કામરાનના એક મિત્ર ગુલ અકબરને જયારે આ વાતની જાણ થઈ ત્યારે એને લાગ્યું કે નગરની બહાર પડાવ નાંખીને જે મહાત્માઓ પડયા છે તેમનો કંઈ આ ચમત્કાર લાગે છે. તરત એ દરબારમાં ગયો અને મહાત્માની માફી માંગવાની એ લોકો પાસે પ્રતિજ્ઞા લેવડાવી ત્યારે એ બધા બન્ધન મુકત થયા.

લક્ષ્મણ કામરાનની રજા લઈ પુત્ર રામરતન સાથે મહારાજ પાસે ગયો અને પાછળથી કેટલાક પ્રતિષ્ઠિત હિન્દુઓને સાથે લઇ કામરાન પોતે પણ ભગવાનની પાસે આવ્યો અને જે કાંઈ બન્યું તે માટે ભગવાનની ક્ષમા માંગી. ભગવાને કહ્યું, “કામરાન! તમે બાદશાહ છો, તમારી રૈયત તમારૂં ફરજંદ છે. તમારે બધા તરફ સમદષ્ટિથી વર્તવું જોઇએ. આવી રીતે અન્યાય કરવો ઉચીત નથી. જે રાજા પક્ષપાતી બને છે તેનું રાજ્ય પ્રજામાં અસંતોષ વધવાથી બહુ દિવસ ટકતું નથી.”

કામરાન બે હાથ જોડી બોલ્યો, “મહારાજ! ભવિષ્યમાં હું કદી પણ આવો અન્યાય થવા નહિ દઉં.”

“તો રાજ્યમાં હંમેશાં શાન્તિ રહેશે.”

એક વખત જંગલમાં એક પર્વતના શિખર ઉપર સમતલ સ્થળમાં શ્રીચન્દ્રમહારાજ સમાધિમાં બેઠા હતા. પાસે એમના શિષ્ય સોમદેવજી હતા. એ વખતે શિકાર ખેલતો ખેલતો કામરાન ત્યાં આવી પહોંચ્યો અને એજ જગ્યાએ એક નિર્દોષ હરણને એણે વીંધી નાંખ્યું. સોમદેવજીનું દયાર્દ્ર હૃદય આથી વ્યાકુળ થઈ ગયું. એમણે બાદશાહને કહ્યું કે, અહીં ભગવાન બીરાજે છે માટે આ

સ્થાનને આવી રીતે જીવહત્યા કરીને અપવિત્ર બનાવવું એ ઠીક નથી."

કામરાનને આ વાત રૂચી નહિ. થોડાજ વખતમાં રામરતનના પ્રસંગમાં અનુભવેલા ભગવાનના ચમત્કારો એના મગજ માંથી સરી ગયા હતા એટલે આ વખતે એમણે સોમદેવજીને જવાબ દીધો—"જો ત્હમારા ગુરુજી મ્હારૂ આ મારી નાખેલુ મૃગ જીવતું કરી આપે તો હું એમને સાચા ગણું."

સોમદેવજી કામરાનને મહારાજ પાસે લઇ ગયા. મહારાજે એને જીવદયા સંબંધી ઘણું સમજાવ્યો—"કામરાન! આ જંગલમાં જેટલાં પ્રાણિ છે એ સર્વ પરમાત્માને પોતાના પુત્રા જેટલાજ પ્રિય છે. એમનો નિરર્થક નાશ કરવાથી પરમાત્મા નારાજ થાય છે. જે હત્યાથી સમગ્ર સમાજને કંઇક લાભ થાય તે હત્યામાં પાપ નથી પણ જે માત્ર વ્યકિતની—પોતાની ઇચ્છાપૂર્તિ માટે,—શોખ ખાતર કરવામાં આવે તે હત્યા પાપમૂલક છે એટલુંજ નહિ પણ એનું પરિણામ દુઃખદાયક આવે છે. આથી આવાં નિરપરાધી પ્રાણીઓને મારી જગન્નિયંતાની ઇચ્છા વિરૂદ્ધ વર્તવું એ ત્હમારે માટે શ્રેયસ્કર નથી."

ભગવાનના આ ઉપદેશનો કામરાન પર બહુ પ્રભાવ પડયો અને અત્યાર લગી પોતે જે પાપો કર્યાં તેના પ્રાયશ્ચિત માટે પૂછવા ઇચ્છા થઇ. પણ ભગવાને એના ભવિષ્યમાં જે બનવાનું છે તે એને જણાવી દીધું કે, "મૃગની આંખો કાઢનારની પોતાની આંખો પણ કોઈ કાઢશેજ એજ એનું ફળ અવશ્યં ભાવિ છે." કામરાન આ સાંભળી ખૂબ ગભરાઈ ગયો. ઉપરોકત વાકય બોલતી વખતે ભગવાન તો સમાધિમાં ગર્ક થઈ ગયા હતા. કામરાન પર થતી એ ભવિષ્ય વાણિની અસર તરફ એમનું બીલકુલ ધ્યાન નહતું.

કામરાનને અત્યારે પોતાની પડી હતી. "હાય! હાય! મ્હારી આંખો આમજ મ્હારા જીવતાં જાગતાં કોઈ દુસ્મન કાઢી લેશે?"

આ ભયે એને વ્યાકુળ બનાવ્યો. એ ભગવાનના ચરણમાં પડયો. વારંવાર ક્ષમા પ્રાર્થના કરવા લાગ્યો. ૧૫ કલાક ભુખ તરસ ભુલીને એ એમજ પડી રહ્યો. આખરે સમાધિ ઉતરતાં સોમદેવે કામરાનની સ્થિતિ ભગવાન આગળ નિવેદન કરી પણ, નિયતિનો નિયમ અટલ છે. જે બનવાનું છે તે બન્યા વિના રહેતુંજ નથી," એવો ખુલાસો ભગવાને કર્યો એટલે તો કામરાન ખૂબ કલ્પાંત કરવા લાગ્યો અને ભાવિ આફતમાંથી ઉગરવા ઉપાય સૂચવવા વિનવવા મંડયો.

ભગવાન કહે, "કામરાન એક વાત છે જ્યાંસુધી તું શાસકના મદથી કોઇને પણ સતાવાશ નહિ અથવા કોઇ નિર્દોષ પ્રાણિઓને મારીશ નહિ ત્યાં સુધી ત્હને કંઇ નહિ થાય. પણ જો એમાં જરા સરખો પણ પ્રમાદ થયો તો થઇ રહ્યું."

કામરાનને આથી સંતોષ થયો અને મરેલા મૃગને સજીવન કરવા માટે ભગવાનને વિનંતિ કરી.

કામરાનની પ્રાર્થનાથી ભગવાને પોતાની અમૃતમયી દૃષ્ટિ એ મૃગ પર કરી અને તરતજ એ મૃગ સજીવન થયો અને કુદતો કુદતો જંગલમાં દોડી ગયો. કામરાન પણ ભગવાનને પ્રણામ કરી પોતાને સ્થાને ગયો.

વિ. સં. ૧૫૯૭ (1597) માં ઉપલો પ્રસંગ બન્યો હતો. આ પ્રસંગ પછી કેટલો વખત સુધી તો કામરાન સખણો રહ્યો. પણ ધીમે ધીમે મૂળ સ્વભાવ પર આવવા માડયું. પુનઃ નિર્દોષ જીવોની કત્લ ચાલી. અને ભગવાને જે એનુ ભવિષ્ય ભાખ્યું હતું તે ભોગવવાના દિવસો આવી પહોંચ્યા.

વિ. સં. ૧૬૧૧ માં હુમાયુએ કાબુલ પર આક્રમણ કર્યું. લડાઇમાં કામરાન પકડાયો અને કેદમાં એની આંખો કાઢી લેવામાં

આવી. મ્હોટા ભાઇએ ન્હાના ભાઈની આંખો કઢાવી. કામરાનને એનાં કૃત્યનું ફળ મળ્યું.

આ વખતે પુનઃ કામરાનને ભગવાનનો ઉપદેશ યાદ આવ્યો અને પસ્તાવા લાગ્યો પણ નિરુપાય હતો.

ભગવાન ત્યાં કેટલાક દિવસ રોકાઇ શિવણુસાન ગયા અને ત્યાંથી બલુચિસ્તાન થઇને પેશાવર પહોંચ્યા.

**પિતાજીનું દેવલોકગમન**

આ તરફ ભગવાનના પિતા નાનકદેવજી સં. ૧૫૯૬ ના આસો વદ ૧૦ ને દિવસે દેવલોક સીધાવ્યા. આથી કમલદાસ અને ધર્મચંન્દ્રને ખૂબ લાગી આવ્યું. લક્ષ્મીચંદ્રજી આ અગાઉ પરલોક ગમન કરી ગયા હતા. પુત્ર અને પતિ બન્નેના વિયોગને લીધે સુલક્ષણાદેવીની સ્થિતિ અસહ્ય થઇ પડી. એમને ભગવાનના દર્શનની ઇચ્છા થઇ આવી. ધર્મચન્દ્રજી પણ ભગવાનના દર્શનની ઇચ્છાથી જ આકુળવ્યાકુળ થઈ ગયા હતા. ભગવાનના મુકામ વિષે નિત્ય તપાસ કરતાં એક ભકત તરફથી સમાચાર મળ્યા કે તેઓશ્રી હાલમાં પેશાવર બીરાજે છે. એટલે કલમદાસને લઇને એ દેહરાબાબાનાનક * થઇને પેશાવર જવા નીકળ્યા. ત્યાં જઇ ભગવાનનાં ચરણોનાં દર્શન કર્યાં. કિશોર ધર્મચન્દ્રનુ હૃદય ભરાઈ આવ્યું. પિતાજીના પરલોકગમન સંબંધી એ એક પણ શબ્દ ઉચ્ચારી શકયા નહિ. કમલદાસે તમામ બીના કહી અને માતાજીને દર્શનની તીવ્ર ઇચ્છા છે એ પણ જણાવ્યું.

---

* લક્ષ્મીચન્દ્રે પખ્ખો ગામમાં થોડીક જમીન ખરીદી નાનકપૂર નામનુ ગ્રામ વસાવ્યું. આ દિવસોમાં ધર્મચન્દ્રજીની સાથે માતાજી એ ગામમાં રહેતાં હતાં. કરતારપૂરની માફક નાનકપૂરમાં પણ શ્રીનાનકજીના સ્મારકમાં દેહરૂ બનાવવામાં આવ્યું તેથી એ દેહરાબાબાનાનક નામથી પ્રસિદ્ધ થયું.

પછી ધર્મચંદ્રજી પણ બોલ્યા. "ભગવાન્ મ્હારી આશા ફળીભૂત કરો. પ્રેમ વિહ્વલા માતાને દર્શન આપી કૃતાર્થ કરો, કાંતો આપ મ્હને આપની સેવામાં રાખી લ્યો, અથવા જાતે પધારી દાદીમાની સેવામાં મ્હને નિયુકત કરો. એ સિવાય શાન્તિનો બીજો કોઈ માર્ગ નથી. આપ મ્હારી પ્રાર્થના પર કૃપા કરીને ધ્યાન આપો."

માતાજીના તીવ્ર આકર્ષણ અને ધર્મચન્દ્રજીની આતુરતાને વશ થઈ થોડાક દિવસ પેશાવરમાં રોકાઈ ત્યાંની પ્રેમી જનતાને જેમ તેમ સમજાવી ભગવાન માતાજી પાસે આવવા નીકળ્યા. ગુજરાત શીયાળકોટ થઈને દેહરાબાબાનાનક જઈ પહોંચ્યા ત્યાં સીસમના ઝાડ નીચે એમણે આસન જમાવ્યું. માતાજીને સમાચાર મળતાંજ એ ત્યાં આવી પહોંચ્યાં અને પુત્રનું દર્શન થતાં પતિવિયોગના દુઃખનો ભાર ઓછો થયો.

જેમ જેમ જાણ થઇ તેમ તેમ ગ્રામજનતા પણ આવવા લાગી અને ભગવાનના ઉપદેશામૃતનું પાન કરી પ્રસન્ન રહેવાલાગી. અહીં આવી નગરકોટના પર્વતીય પ્રાન્તોમાં ધર્મપ્રચાર કરવા ભગવાને કમલદાસને મોકલ્યા. ભગવાને પોતાનું આસન ખસેડી બીજા વૃક્ષ નીચે જમાવ્યું. આ વૃક્ષ પણ સીસમનું હતું. આ બન્ને સ્થળ દેહરાબાબાનાનકની પાસે હાલ પણ છે. અને તે પ્રસીદ્ધ છે.

થોડો વખત ત્યાં રહ્યા પછી ત્યાંથી ૧૯ ગાઉ દૂર બારઠ નામના ગામમાં જઇને કેટલાક દિવસ નિવાસ કર્યો. નાનકચક ગામમાં 'બટ સાહેબ' નામે ભગવાનની એક જગ્યા છે. પહેલાં ત્યાં સીસમ, બિલી, પીપળો, વડ, અને આમલી એ પાંચ જાતના વૃક્ષો હતા. આ બધા સ્થાનો હાલ પણ ગુરૂદાસપૂર જીલ્લામાં વિદ્યમાન છે. અહીં રહીને એમણે ઘણા મહત્વપૂર્ણ કામો કર્યાં છે.

વિ. ૧૬૦૦ માં ભગવાન હરિદ્વારની યાત્રાએ જવા નીકળ્યા.

**હરિદ્વારની યાત્રા**

રસ્તામાં ગામો અને શહેરોમાં રોકાતા જતા હતા. જાલન્દરથી બે ગાઉ ઉપર આવેલા દોલતપુર ગામમાં ભગવાન કેટલાક દિવસ રોકાયા હતા. ત્યાં એક સુકાઇ ગયેલા સીસમના ઝાડ નીચે એમનું આસન હતું. આશ્ચર્ય થયું કે એમના વસવાટને લીધે એ સુકું ઝાડ લીલું થઇ ગયું.

ધીમે ધીમે ભગવાન હરિદ્વાર પહોંચ્યા. ત્યાં એ મ્હોટે ભાગે કનખલમાં રહેતા હતા. ઉદાસીનોના આદિ આચાર્ય શ્રી સનત્ કુમાર પણ કનખલમાંજ રહેતા તેથી એને પોતે એક પવિત્ર ઐતિહાસીક સ્થાન માનતા અને ત્યાંજ રહેતા. જે જગ્યાએ પોતે રહેતા તે સ્થળ પર હાલ એક મન્દિર બંધાવેલું છે.

અહીંથી સોમદેવ વીરદાસ વગેરેને લઇને ભગવાનની ઇચ્છા ઉત્તર કાશી તરફ જવાની હતી. એટલામાં રામચન્દ્ર નામના એક સિન્ધી ભકત ભગવાનના દર્શનાર્થે આવ્યા. ભગવાને એમને સિન્ધની સ્થિતિ સંબંધી પુછ્યું. એ માટે કેવળ હતાશ બની ગયેલા રામચન્દ્રે આથી પ્રોત્સાહિત બની મનનો વરાળ કાઢવા માંડી.

**સિન્ધની દુર્દશા સાંભળી નગરઠઠ્ઠા જવું**

ભગવાન! સિન્ધની હાલત સંબંધી આપને શું કહેવું? નાહકનો આપના સમાહિત ચિત્તમાં વિક્ષેપ થવાનો ભય રહે છે. પણ આપની આજ્ઞા છે, તો કહું છું, કદાચ આપને હાથેજ એનો ઉદ્ધાર થવા સરજાયો હોય! આપતો સર્વજ્ઞ છો પણ જ્યારે આજ્ઞા છે તો ટૂકમાં પહેલેથીજ એનો ઇતિહાસ આપને જણાવી દઉં એટલે હાલની પરિસ્થિતિનો આપને બરાબર ખ્યાલ આવે.

લંકામાં બાવા આદમનાં પગલાં છે. અરબવાસીઓ એ સ્થળને પવિત્ર માને છે. તેથી લાંબા વખતથી યાત્રા નિમિત્તે એ લોકોની

ત્યાં અવર જવર થતી હતી. સિન્ધ લંકા જતાં વચમાં આવતુ હોવાથી યાત્રાળુઓ ત્યાં રોકાઇને જતા. ઇસ્લામ ધર્મ પહેલાં અરબસ્તાનમાં ફેલાયો હતો. પણ ઇસ્લામીઓએ જ્યારે સિન્ધ અને મકરાન જીત્યાં ત્યારે ત્યાં પણ ઇસ્લામ ધર્મ દાખલ કરવાનો એમણે નિશ્ચય કર્યો. વિ. સં. ૭૬૯ માં આખો સિન્ધ પ્રદેશ મુસ્લીમોના તાબામાં આવ્યો એટલે એમણે બહુ હલકા ઉપાયો યોજીને પણ તમામ હિન્દુઓને મુસલમાન બનાવવા માંડયા. બળાત્કારને લીધે લાખોની સંખ્યામાં હિન્દુઓ મુસલમાન બન્યા. લગભગ ૮૦૦ વર્ષ સુધી લાગટ સિન્ધપર મુસ્લીમોની સત્તા રહી. આ સમય દરમ્યાન કોઇ પણ રાજકીય કે ધાર્મિક નેતાએ સિન્ધ તરફ નજર સરખી નાંખી નહિ તો પછી ધર્મપ્રચારની તો વાતજ શી કરવી? ફકત તાંત્રિકો એ તરફ આવતા. એમના ઇષ્ટદેવી હિંગળાજ માતાનું સ્થાન ત્યાં આવ્યું એટલે યાત્રા નિમિત્તે આવતા. પણ એમના આચાર વિચાર હલકા હોવાથી એમના આવવાથી હિન્દુઓને કશોજ લાભ થયો નહિ. ઉલ્ટુ એમનો સહવાસ વધવાથી કચ્છ અને સિન્ધમાં દુરાચારે ઘર ઘાલ્યું. લોકો મદ્ય માંસાદિનું સેવન કરતા થયા અને રહ્યા સહ્યા હિન્દુઓમાં પણ સનાતન ધર્મના સંસ્કારો લુપ્તપ્રાય થવા માંડયા.

પ્રભો! મુસ્લીમોએ તલવારથી સિન્ધ દેશ જીત્યો. તરવારથી ત્યાંની હિન્દુજનતાને જેર કરી અને તરવારથી હિન્દુઓને ધર્મભ્રષ્ટ કર્યા "કાંતો જાન દો કે ધર્મ છોડો." આજ ધમકીમાં દિન રાત હિન્દુઓ સોસાવા માંડયા. ઘણા એવા હતા કે જેમણે પ્રાણ આપ્યા પણ ધર્મ ન છોડયો. પણ—પણ પ્રભો! ત્યાં બીજો ઉપાય એમણે અજમાવ્યો. તરવારથી જે ન આવ્યા તેમાંના કેટલાક ભોળા હિન્દુઓને ચમત્કાર બતાવી ચળાવ્યા. કેટલાક કરામતખોરોએ અપુત્રવાન ભાર્યાઓને પુત્રપ્રાપ્તિનાં સાધન બતાવ્યા. ભોળી ભાર્યાઓ અને એમના પતિઓ લોભાઇને એમની જાળમાં ફસાવા લાગ્યા. અને આવા કરામતખોરોને પીર માનવા લાગ્યા. આ રીતે

પીરપુજા ત્યાંના હિન્દુઓમાં દાખલ થઇ ગઇ છે. પીરોની આ પ્રમાણેની કપટલીલાથી ઘણા ભોળા હિન્દુઓ બહુ સહેલાઇથી મુસલમાન બની ગયા છે. પ્રભો ! સિન્ધની દુર્દશાનું તો હું શું શું વર્ણન કરૂં ? કહેતાં મ્હારી જીભ ઉપડતી નથી. મન કહ્યું કરતું નથી. હવે તો કોઇ મહાપુરુષ દયા કરે અને સિન્ધની આ કંગાલ દશા પર ધ્યાન આપે તો કંઇક આરો છે.

આટલું કહેતા કહેતાંમાં તો રામચંન્દ્ર ભગવાનના ચરણોમાં મસ્તક મુકી રડી પડયો.

રામચંન્દ્રની હકીકત સાંભળી ભગવાનના દયાળુ હૃદયમાં કરૂણાનો સ્રોત વહેવા માંડયો. થોડીવાર કંઇ બોલ્યા નહિ પછી વિચાર કરી શિષ્યોને કહ્યું. “આપણે હવે ઉત્તરકાશી જવાનો વિચાર માંડી વાળી સિન્ધુ તરફ જઇએ.” પછી રામચંન્દ્રને આશ્વાસન આંપતાં કહ્યું,—“ભક્તરાજ! ચિન્તા ના કરો. પ્રભુ આપણી અવશ્ય રક્ષા કરશે. હિન્દુજાતિ કદિ નાશ પામનાર નથી. એતો નાશ કરનાર જાતેજ નાશ પામશે.” આ પ્રમાણે આશ્વાસન આપી એજ દિવસે ભગવાન શિષ્યો સહ સિન્ધ જવા નીકળ્યા.

હરિદ્વારથી બહિણ્ડા અને મુલતાન થઇ નગરઠઠ્ઠા પહોંચ્યા અને ત્યાં એક સઘન જંગલમાં આસન લગાવ્યું. એ દિવસોમાં નગરઠઠ્ઠા મુસલમાનોનું કેન્દ્રસ્થળ બની ગયું હતું. તાંત્રીકો પણ નગરઠઠ્ઠા થઇનેજ હિંગળાજ જતા હતા. આથી, મુસલમાનોનું માન મર્દન કરવા અને શાક્તોને સત્ પંથે ચઢાવવા ભગવાને ત્યાં નિવાસ કર્યો.

બહારના શત્રુઓ કરતાં ઘરના શત્રુઓનો ભય વધારે રહે છે. એ કારણને લીધે ભગવાને પહેલાં તાંત્રીકો તરફ ધ્યાન આપ્યું. હિંગળાજ દેવીની પુજા પધ્ધતિ તાંત્રિકોના હાથમાં હતી. જે હાલ પણ ચાલુ છે. એ સ્થાન તાંત્રિકોની સત્તામાં હતું છતાં ત્યાં માત્ર તાંત્રિકોજ જતા હતા એમ ન હતું. શ્રૌતસ્માર્ત ધર્માવલંબીઓ પણ

જતા. આ લોકો તાંત્રિકોની જાળમાં ફસાઇ ન જાય એ માટે ભગવાનના શિષ્યો બધે ફરતા રહેતા અને યાત્રાળુઓને સત્યવસ્તુ સમજાવતા હતા.

**ભક્તગિરિને દેવીનાં દર્શન.**

મગધપ્રાંન્તમાંથી મહાત્મા ભક્તગિરિ પોતાના ૩૬૦ શિષ્યો સહિત પોતાના પૂર્વજોની પ્રથા પ્રમાણે હિંગળાજની યાત્રા માટે નીકળ્યા. રસ્તામાં પંજાબમાં એમણે ભગવાન શ્રીચન્દ્રજીના યશોગાન ત્યાંના સાધુ મહાત્માઓને મોઢે સાંભળ્યા. એથી એમને પહેલા એમનાં દર્શન કરવાની ઇચ્છા થઈ. આ વાત એમની સાથે આવેલા તાંત્રિક મતાનુયાયી રામગિરિને બીલકુલ પસન્દ પડીનહિ. ભગવાનની દિવ્યશક્તિઓની પ્રશંસા અને ચર્ચા એને અસહ્ય થઈ પડી અને એ છંછેડાઈ ઉઠયો. “શ્રીચન્દ્રને લોકો દિવ્યશક્તિઓનો ભંડાર માને છે એ ભૂલ છે. ભલા ભોળા ભક્તોએ ઉડાવેલી ગપ સિવાય એમાં બીજું કંઇ નથી. કલિયુગમાં કેવળ શક્તિપુજાજ પુરુષાર્થ ચતુષ્ટય આપનારી છે. તમામ શક્તિઓની માતા તાંત્રિક પ્રક્રિયાજ છે. કલિયુગમાં લોકો યોગાભ્યાસ કરવામા સમર્થ રહેશે નહિ એમ ધારીનેજ શ્રી શંકરે તાંત્રિક મતની રચના કરી છે. આપ લોક અત્યારથીજ ઉતાવળા કેમ થાઓ છો? એકવાર હિંગળાજ દેવીના મન્દિરમાં તો પહોંચો પછી જો જો ત્યાં કેવા અલૌકિક ચમત્કારો જણાય છે તે! વળી ત્યાં મ્હોટા મ્હોટા શાક્ત શિરોમણિ કૌલો (તાંત્રિકોના ગુરુ) ના દર્શનનો લાભ પણ મળશે.”

આ પ્રમાણે રામગિરિનુ ભાષણ ચાલતું હતું ત્યાં સોમનાથ ફરતા ફરતા આવી પહોંચ્યા. ભક્તગિરિએ કેટલીક વાતો કર્યાં બાદ ભગવાનના દર્શનની ઇચ્છા બતાવી તેથી સોમદેવ એમને પોતાની સાથે લઇ ગયા. જ્યારથી ભગવાન સંબંધી વાતો એમના સાંભળ-માં આવી હતી ત્યારથીજ એમની શ્રદ્ધા ભગવાનમાં ચ્હોંટી હતી પણ પ્રત્યક્ષ દર્શન કર્યાં પછીથી તો એ શ્રદ્ધાની માત્રા ઘણી વધી ગઇ.

ભગવાને કુશળ સમાચાર પુછી વાત ચલાવી, "કેમ મહાત્મા! ક્યાંથી પધારો છો?"

ભક્તગિરિએ હાથ જોડીને જવાબ આપ્યો,–"મહારાજ મગધ દેશમાંથી આવ્યો છું."

શ્રીચન્દ્રજી "કઈ તરફ જવું ધાર્યું છે?"

ભ. "હિંગળાજ માતાના દર્શન કરવા જવાની ઇચ્છાં છે?"

શ્રીચન્દ્રજી. "દેવીના દર્શન અહીંજ થાય તો?"

ભ. "તો તો આપની મહદ્કૃપા. હું આજીવન આપનો આભારી રહીશ."

શ્રી. ચં.–"અહીંજ દેવીના દર્શન થાય તો પછી હિંગળાજ જવાનું માંડી વાળશોને?"

ભ.—"જી. જરૂર. **अक्के चेन्मधु विन्देत् किमर्थं पर्वतं व्रजेत** (ઘરને ખુણેજ જો મધ મળે તો પછી પર્વતપર જવાની શી જરૂર?) જો મને અહીંજ શ્રી ભગવતીનાં દર્શન થાય તો પછી ત્યાં જવાની કશીજ જરૂર નથી."

શ્રી. ચં. "ભલે. આજ તો અહીંજ રોકાશોને?"

ભ. "જેવી ભગવાનની આજ્ઞા."

તે રાત્રે ભક્તગિરિ પોતાને ઉતારે ન જતાં ભગવાનની સાંનિધ્યમાંજ રહ્યા. પ્રાતઃકાળ થતાંજ દેવીએ દર્શન આપ્યું અને કહ્યું, "ભક્તગિરિ તું જો ત્હારૂં કલ્યાણ ચાહતો હોય તો શ્રીચન્દ્રજીનો સેવક બન. એ સાક્ષાત ભવાનીપતિ શંકર છે. ત્યાગી મુનીઓનો ઉચ્ચ આદર્શ સ્થાપિત કરવાને માટે ભગવાન શંકર આ શ્રીચન્દ્રરૂપે અવતીર્ણ થયા છે. દયાળુ શંકરે દંભીઓની કપટજાળમાંથી દયા કરીને ત્હને ઉગારી લીધો છે એથી હવે તું એમનાજ ચરણોનો સેવક બન." આટલું કહી દેવી અંતર્ધાન થઇ ગયા. દેવીના ઉપદેશથી ભક્તગિરિનો અજ્ઞાનાંધકાર દૂર થઈ ગયો. પોતાને થયેલાં દેવીનાં દર્શન

અને ઉપદેશની તમામ વાત એમણે ભગવાનને કરી અને ચતુર્થાશ્રમનું રહસ્ય સ્હમજાવવા વિનંતી કરી.

ભગવાને કહ્યું,–"વેદમાં પ્રવૃત્તિધર્મ અને નિવૃત્તિધર્મ–બન્નેનો ઉપદેશ આપ્યો છે. પ્રવૃત્તિ ધર્મથી સ્વર્ગની અને નિવૃત્તિ ધર્મથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. ગૃહસ્થાશ્રમ એ પ્રવૃત્તિ ધર્મનું ક્ષેત્ર છે, અને ઔદાસીન્યાશ્રમ એ નિવૃત્તિ ધર્મનું ક્ષેત્ર છે. બ્રહ્મચર્યાશ્રમમાં

**મોક્ષાશ્રમનું રહસ્ય**

પ્રવૃત્તિધર્મનું શિક્ષણ મળે છે, અને વાનપ્રસ્થાશ્રમમાં નિવૃત્તિ ધર્મની તૈયારી થાય છે. બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય વાનપ્રસ્થ અને ઔદાસીન્ય આ ચારે આશ્રમ શાસ્ત્રસંમત છે. શ્રી સનત્‌કુમારજીની કૃપાથી ઔદાસીન્ય આશ્રમનો વિકાસ એમના સમયમાં થયો. એને બ્રહ્મસંસ્થા પણ કહે છે. આશ્રમ ચતુષ્ટય પ્રતિપાદક "**त्रयो धर्मस्कन्धाः**" એ વાક્યથી મોક્ષાશ્રમનું નામ બ્રહ્મસંસ્થા તેમજ મોક્ષાશ્રમી બ્રહ્મસંસ્થ ગણાય છે. "ઉદાસીન" શબ્દનો પણ એજ અર્થ છે. **उत+आसीन** એ બે શબ્દો એમાં રહેલા છે. ઉત્ એટલે બ્રહ્મ આસીન એટલે સંસ્થ અર્થાત્ રહેલા. જે બ્રહ્મમાંજ રહે. બ્રહ્મમય બનીને રહે તે ઉદાસીન કહેવાય; વળી ઋગ્વેદમાં મોક્ષાશ્રમી માટે 'મુનિ' શબ્દનો પ્રયોગ કરેલો છે. 'મુનિ'નો અર્થ 'જ્ઞાનવાન' થાય છે. અહીં જ્ઞાની એટલે જેમને બ્રહ્મસાક્ષાત્‌કાર થયો છે તે એમ ગણવાનું છે. આ રીતે ઉદાસીન, બ્રહ્મસંસ્થ અને મુનિ એ ત્રણ મોક્ષાશ્રમીના વાચક છે. વિકાસની દૃષ્ટિથી આ મોક્ષાશ્રમ પ્રથમ આશ્રમ હતો પણ પછી સનત્‌કુમારના ભૃગુ આદિ ભાઈઓ દ્વારા ગૃહસ્થાશ્રમનો વિકાસ થવાથી બીજા પણ બે આશ્રમ હસ્તિમાં આવ્યા અને મોક્ષાશ્રમનું સ્થાન ચોથું ગણાયું. વ્યવહાર નીપુણતાનો અભ્યાસ પૂર્ણ કર્યા પછી માણસ પ્રવૃત્તિમાં ભાગ લે છે. પ્રવૃત્તિમાં ઉપરતિ આવવા માંડતા નિવૃત્ત બનવા માંડે છે. અને તેમાંથી ધીમે ધીમે બ્રહ્મસંસ્થ બને છે.

આદિ શ્રૌતમુનિઓમાં જગત કલ્યાણકારી પંચદેવોપાસનાનો ભાવ જણાય છે. પાછળથી આપણા દુર્દૈવને લીધે અનન્ય ભાવનો

વિપરીત અર્થ કરી પાંચમાંથી એક એક દેવનેજ મહત્વ આપનાર સમ્પ્રદાયો અસ્તિત્વમાં આવવા લાગ્યા. ઉપાસ્યભેદને લીધે એમાં શૈવ અને વૈષ્ણવોના બે મ્હોટા પંથ પડયા. જુદા જુદા ઉપાસ્યદેવોને મહત્વ આપનાર મોક્ષાશ્રમી સ્માર્ત કહેવાયા. કારણ કે ભિન્ન ભિન્ન ઉપાસ્ય દેવતાનું પોષણ સ્મૃતિના પ્રમાણોને આધારે કરવામાં આવ્યું છે; અને પાંચ દેવોને સમભાવે પૂજનાર મોક્ષાશ્રમી શ્રૌત ગણાયા. શ્રૌત અને સ્માર્ત બે મુખ્ય ભેદ મોક્ષાશ્રમીઓમાં પડયા. આ ભેદ દેવોની ઉપાસના પરત્વેજ હતો. મોક્ષાશ્રમના મૌલીક સિદ્ધાન્ત ત્યાગ વગેરેમાં તો બન્ને પક્ષ એકમત ધરાવતા હતા.

સમય પલટાયો. આરંભમાં શ્રૌતશાખાનોજ સર્વત્ર પ્રચાર હતો. એમાંથી આગળ જણાવ્યું તેમ સ્માર્ત શાખા અસ્તિત્વમાં આવી. એ જેમ વધતી ગઈ તેમ શ્રૌત શાખાનું બલ ઘટવા માંડયું. ધીમે ધીમે સ્માર્ત શાખાને પણ ધક્કો પહોંચવા માંડયો. કેટલાકોએ પાર્વતી શિવ સંવાદાત્મક ગ્રન્થોનો આધાર લઇને શિવ આજ્ઞાને નામે તાંત્રિક મતનો પ્રચાર કરા માંડયો. આ આધુનિક શાખા જબરજસ્ત પ્રચારને લીધે શૈવ ચતુર્થાશ્રમીઓનો સ્માર્ત ચતુર્થાશ્રમ ક્ષીણ થવા માંડયો.

ગુરુદેવ અવિનાશી મુનિની દયાથી હમણાં હમણાં શ્રૌત શાખાનો ઉદ્ધાર થવા માંડયો છે. આશા છે કે હવે દેવોપાસના પ્રયુક્ત ભેદ ભાવના સત્વર દૂર થશે અને સ્માર્ત મોક્ષાશ્રમીઓ પણ શ્રૌત માર્ગ પર આવવા માંડશે. સંભવ છે કે શ્રૌત મુનિઓના સદુપદેશરૂપી સુદર્શન ચક્રથી તાંત્રિકમતરૂપી રાહુનો અંત આવશે.''

આટલું કહ્યા પછી ભગવાને ભક્તગિરિને ચતુર્થાશ્રમીઓના કુટીચકાદિ ભેદ અને એમના દૈનિક આચાર વગેરે વિસ્તારથી સમજાવ્યા. ભગવાને કહ્યું, "મહાત્મન્ પાંચે દેવ માયા શબલ બ્રહ્મની મૂર્તિ છે. પાંચેના પૂજનમાં એકનુંજ પૂજન રહેલું છે. અનન્ય ભાવનો એવો અર્થ નથી થતો કે એક વૈષ્ણવ શિવની પૂજા ન કરી

શકે. પોતાની પ્રકૃતિ પ્રમાણે જે દેવની પૂજા કરવા માંડી હોય તેની કરે જવા છતાં બીજા દેવની ઉપેક્ષા કરવી એ ઠીક નથી. ઇષ્ટિદેવની મૂર્તિમાં અન્ય દેવનો ભાવ ન લાવતાં પોતાના જ ઉપાસ્ય ઇષ્ટદેવની ભાવના દઢ રાખવી જોઇએ પ્રભુભકત ભાવનાના રાજ્યમાં ઉન્નત બનીને સંસારની સમસ્ત વસ્તુઓમાં પોતાના ઇષ્ટના જ દર્શન કરે છે. ભાવનાના ઉત્કર્ષથી વિશ્વભરમાં પ્રભુદર્શન થવાં એનું નામ જ અનન્ય ભાવ છે. વ્યર્થ ભેદભાવને અરસપરસના કલહનું નિમિત્ત બનાવવું એ ખરી ભકિત નથી, ખરો અનન્ય ભાવ નથી." આટલું કહી ભગવાન ચુપ રહ્યા.

**ભકતગિરિનો ચતુર્થાશ્રમ દીક્ષા**

ભગવાનના ઉકત સદુપદેશથી ભકતગિરિના અંતઃકરણમાં વિચિત્ર પરિવર્તન થઈ ગયું. ભગવાનના ઉપદેશથી એમના નિર્મળ મન ઉપર ઉંડી છાપ પડી. એમણે રામગિરિને પોતાની મંડળીમાંથી કાઢી મુકયો અને પોતાને ચતુર્થાશ્રમની દીક્ષા આપવા માટે ભગવાનને વિનંતિ કરી. ભગવાને એ દીક્ષા આપી અને એનું નામ ભકતગિરિને બદલે ભકતભગવાન રાખ્યું.

દીક્ષા વખતે ભગવાને પોતાના શિષ્યોને જે અમૂલ્ય ઉપદેશ આપ્યો હતો તે અત્યંત મહત્વનો છે.

**આદર્શ ઉપદેશ**

પ્રિય શિષ્યગણ ! આ એજ સિન્ધુ નદી છે કે જેના તટ પર ઉદાસીન વિશ્વામિત્ર મુનિએ યજ્ઞ કર્યો હતો. આ જ નદિના સમુદ્ર સંગમ પર પવિત્ર તીર્થ નારાયણ સરોવર છે. એ સ્થાન પર નારદ મુનિએ દક્ષના દસ હજાર પુત્રોને ગુરૂમંત્ર આપી સંસારમાં ઉદાસીન ધર્મનો પ્રચાર કર્યો હતો. વેદાદિ સતશાસ્ત્રોના અભ્યાસથી જણાય છે કે સિન્ધુ દેશ આપણા પૂવજોની આદિ ભૂમિ છે. તો પછી અહીંથી જ હિન્દુ જાતિ નાબુદ થાય તે કેટલા ખેદનો વિષય ગણાય ? ઉદાસીન,

સુવેગ, મહેષ, અને હારીત વગેરે મુનિઓનો ધર્મ અને જાતિસેવાનો આદર્શ ત્હમારી સમક્ષ છે. ધર્મ અને જાતિસેવા બજાવવા માટે જ આપ લોક સાંસારિક વિષયોપભોગને જલાંજલિ આપી સાધુ થઈ ગયા છો. હવે વખત આવી લાગ્યો છે. આપ બધા હવે ધર્મના રક્ષણ માટે કાર્યક્ષેત્રમાં ઝંપલાવો. ગાર્હસ્થ્ય જીવન વ્યતીત કરવામાં કંઈ પાપ લાગતું નથી પણ એમાં કુટુમ્બ સેવા પાછળ જ બધો સમય વહી જવાથી લોકસેવા થઇ શકતી નથી. સાધુ મહાત્માઓને ઘરને લગતી ચિંતા હોતી નથી તેથી દેશ અને ધર્મના રક્ષણ માટેના પોતાના ધ્યેયને પામવું એમને સરળ થઇ પડે છે. ધર્મપ્રેમી મુનિવૃન્દ! ધર્મ–સેવાના મેદાનમાં ઉતરી આવો અને સદુપદેશ મન્દાકિનીના પવિત્ર પ્રવાહથી જનતાના હૃદયપટલને ક્ષાલિત કરી દો. આપના જેવી ત્યાગી અને ધર્મસેવક વ્યકિતઓને ઉત્પન્ન કરો. વીરોની વીરતાગ્નિને પ્રજ્વલિત કરી દો. દેશમાં સંગઠનનો શંખનાદ સર્વત્ર સંભળાવી દો. મૃતપ્રાય હિન્દુજાતિમાં ઉદ્યોગ–મહામંત્રના ઉપદેશથી નવજીવન ભરીદો. ધર્મના અલૌકિક મહત્વને સમજાવીને પ્રત્યેક હિન્દુને દૃઢપ્રતિજ્ઞ રહેવાના અને સ્વદેશના ઉદ્ધાર અને રક્ષણ માટે પ્રાણાર્પણ વૃત્તિથી કાર્ય કરવાનો પાઠ પઢાવો. હિન્દુઓ નિર્ભય બનીને ધર્મરક્ષાને માટે હસતા હસતાં મૃત્યુને ભેટવા તૈયાર થશે તો તેનું સુફળ અવશ્ય આવશે. તિતિક્ષાજ ઉન્નતિનું દ્વાર છે. અરબોએ પોતાના ઇસ્લામધર્મના પ્રચાર માટે કેટકેટલું કષ્ટ ઉઠાવ્યુ છે? વિદેશીઓ કેટલે દૂરથી આવી અહીં પોતાના ધર્મનો પ્રચાર કરેછે જ્યારે આપણે આપણાજ દેશમાં આપણાજ જાતિભાઇઓમાં પ્રચાર કરી આપણો ધર્મ સંભાળી શકતા નથી એ આપણે માટે કેટલું શરમાવા જેવું ગણાય? આપણાજ સહધર્મીઓ પીરોના ષડ્યંત્રના શિકાર બની વિધર્મી થતા જાય છે અને પછી એજ આપણું ગળું દબાવવા તૈયાર થાય છે. શું આપ આપણા અમૂલ્ય, હિન્દુજાતિરૂપી ભવનને યવનોના કપટાગ્નિથી બડબડાટ બળતું જોવા છતાં શાન્તિથી બેસી રહેશો? હજારો

હિન્દુઓને બળાત્કારથી ધર્મભ્રષ્ટ કરવામાં આવ્યા છે. બાકીના પીરોના કપટના ભોગ બની રહ્યા છે. એમાં જાણે બાકી હોય તેમ તાંત્રિકોએ અનાચારની અવધિ કરવા માંડી છે. પરમ શ્રદ્ધાસ્પદ હિન્દુ ધર્મ મનઘડંત પ્રથાઓના સંમીશ્રણથી કલંકિત અને હાસ્યાસ્પદ બની રહ્યો છે. આપણા સહયોગી સ્માર્તમુનિઓના શિવ-વિષ્ણુનો વાદ-વિવાદ પણ હિન્દુ ધર્મના હિતને નુકશાન પહોંચાડી રહ્યો છે. ધર્મવીરો! ધર્મક્ષેત્રમાં આગળ ડગ ભરો. ઉત્સાહીને પ્રભુ સ્વયં સહાય કરે છે. ઈશ્વર પર વિશ્વાસ રાખીને કાર્યનો આરંભ કરો. મ્હને સંપૂર્ણ શ્રદ્ધા છે કે એ દયામયની દયાથી હિન્દુ જાતિના દુઃખોનો જલ્દી અંત આવશે."

ભગવાનનો આ પ્રમાણેનો શુદ્ધ હૃદયનો, અનુભવયુક્ત પ્રાણવાન ઉપદેશ શબ્દાવલિમાં ઉતરેલો સાંભળી એમના શિષ્યોનું જીવન પલટાઇ ગયું. ધર્મના પ્રચાર માટે એ બધા ત્યાંથી ચાલી નીકળ્યા.

ભક્તગિરિએ ઉદાસીન દીક્ષા લીધી તેથી મગધ પ્રાન્તમાં ઉદાસીન મતનું બળ વધ્યું. ભક્તગિરિના તાબાના ત્રણસો સાડે મઠો ઉદાસીન બની ગયા. ઇશ્વરની દયાથી અવિનાશી મુનિનો સત્ય સંકલ્પ ફળ્યો અને ફાલ્યો.

સિન્ધ, પંજાબ, કાસ્મીર, અફઘાનિસ્થાન અને સીમા પ્રાન્ત એ પાંચ સ્થળોએ ધર્મનો પ્રચાર કરવાનું ભગવાને પોતે માથે લીધું. કાસ્મીરમાં શ્રીનગર, સિન્ધમાં ઠઠ્ઠા, પંજાબમાં બારઠ, સીમા પ્રાન્તમાં પેશાવર અને અફઘાનીસ્થાનમાં કાબુલ ધર્મ પ્રચારનાં કેન્દ્રો બનાવવામાં આવ્યા. પરમાત્માની દયાથી એ સમયમાં બીજા પણ કેટલાક મહાત્માઓ થઇ ગયા કે જેમણે યથાશકિત હિન્દુ જાતિના ઉદ્ધાર માટે પ્રયત્ન કર્યો હતો. એ મહાત્માઓના ઉપકાર માટે હિન્દુઓ એમના સદાકાળ ઋણી રહેશે.

અન્ય મહાપુરુષોએ ભારતના બીજાબધા પ્રાન્તોમાં કામ કર્યું હતું. સરહદ, સિન્ધ, કાશ્મીર, વગેરે સ્થળોએ તો ભગવાન શ્રી ચન્દ્રજી જ પહોંચ્યા હતા. અન્ય પ્રાન્તોની અપેક્ષાએ સરહદાદિ દેશોમાં વિધર્મિઓનું જોર વધારે ફેલાયું હતું. એવી જગ્યાએ કામ કરવું એ ન્હાના છોકરાની રમત નહોતી. આ યવન પ્રધાન પ્રાન્તોમાં ભગવાને જે પ્રચાર કાર્ય કર્યું તે હિન્દુ જાતિના ઇતિહાસમાં ચીર-સ્મરણીય રહેશે. મોગલશાસન સમયના વિક્રમની ૧૬ મી શતાબ્દિના મહાપુરુષોમાં ભગવાન શ્રીચન્દ્રજીનું સ્થાન બહુ ઉંચું છે.

ભગવાનની શિષ્યમંડળીએ બિહાર, સંયુકતપ્રાન્ત, મધ્યપ્રાન્ત અને મહારાષ્ટ્રમાં ખૂબ પ્રચાર કર્યો. કેટલાક ઉડીસા, બંગાળ અને આસામમાં પણ જઈ પહોંચ્યા. જો કે ભારતના પ્રત્યેક પ્રાન્તમાં ઉદાસીન મુનિઓએ ધર્મ પ્રચારનું કાર્ય કર્યું હતું. ઠેર ઠેર ઉદાસીન મઠોની સ્થાપના પણ કરી હતી પણ યવનોએ જ્યાં અડડો જમાવ્યો હતો ત્યાં તો એમણે ખાસ ધ્યાન આપ્યું હતું. એમણે સ્વધર્મની રક્ષા માટે યવનોની તીણી તલ્વારની પણ દરકાર કરી નહોતી. સરહદ, સિન્ધ વગેરે પ્રાન્તોમાં યવનોનું જોર પુષ્કળ હતું એ જાણવા છતાં શિરને સાટે સેવાકાર્ય એમણે ઉપાડી લીધું હતું.

આ પ્રાન્તોમાં એમણે હિન્દુઓને ભ્રષ્ટ થતા તો અટકાવ્યા એટલુંજ નહિ પણ અનેક ચમત્કારો બતાવી તથા એમની દિવ્ય-શક્તિઓના પ્રભાવથી વિધર્મીઓના પત્થર દિલોને પણ પીંગળાવી નાંખ્યા હતા. અને એથી જ સરહદ વગેરે યવનપ્રાયઃ પ્રાંતોમાં હિન્દુજાતિ હજીસુધી હયાતી ભોગવી શકી છે.

પરમાત્માની દયાથી ભારતના ભિન્ન ભિન્ન પ્રાન્તોમાં વખતો વખત સાધુ મહાત્માઓએ હિન્દુજાતિના ઉદ્ધારનું અને ધર્મ પ્રચારનું કાર્ય કર્યું છે. બિહારમાં બૌદ્ધ ભિક્ષુ, સંયુક્ત પ્રાન્તોમાં વૈરાગી અને દક્ષિણમાં દશનામી વર્ગે ધર્મ સેવા કરી. એ બાબતમાં પંજાબ

પણ કોઇથી પછાત નથી રહ્યું એનું એ ગૌરવ લઇ શકે છે. મોગલ શાસન કાળમાં સ્વાર્થત્યાગી, સાહસી, ધર્મસેવક ઉદાસીન શ્રૌતમુનિ-રત્ન પંજાબ પયોનિધિમાંથી આવિર્ભૂત થયા. સરહદપ્રાન્ત અને પંજાબાદિ દેશોમાં યવન રાજકાલમાં હિન્દુ ધર્મને બચાવી લેવાનું માન એમને ઘટે છે.

ઠઠ્ઠા, બારઠ અને શ્રીનગરમાં ભગવાનનો મ્હોટે ભાગે નિવાસ રહેતો હતો. ઠઠ્ઠામાં હતા એવામાં જ એમણે દ્વારકાંની યાત્રાએ જવાનો વિચાર કર્યો અને નીકળ્યા. રસ્તામાં કચ્છમાં થોડો વખત રોકાઈ તાંત્રિકોની અસરમાંથી હિન્દુઓને સત્ પંથે ચઢાવવા એમણે ખૂબ પ્રયત્ન કર્યો. સિન્ધ અને કચ્છમાંથી તો ઇશ્વરકૃપાથી અનાચારીઓની જાળ ઓસરવા લાગી.

દ્વારકાથી સુદામાપુરી (હાલનું પોરબંદર) થઈ ભગવાન થોડો વખત ગુજરાતમાં પધાર્યાં અને ત્યાં પણ સદુપદેશની ધારા વહેવડાવી.

**દ્વારકાં થઇને ઉદયપુર**

ત્યાંથી ભગવાન આબુ ગયા. એ સ્થળે એમના ગુરુ અવિનાશી મુનિએ ગુફાનિવાસી યોગિરાજ વેદમુનિ પાસેથી દીક્ષા લીધી હતી એટલે ભગવાનને મન એ સ્થળ ઘણું પવિત્ર હતું. આબુથી ભગવાન ઉદયપુર એકલિંગજીની યાત્રાએ ગયા.

સિન્ધમાં રહીને એમણે જે કાર્ય કર્યું તેના સમાચાર અન્ય પ્રાન્તોમાં પણ પહોંચ્યા હતા. મહારાણા પ્રતાપના મંત્રી ભામાશાને કાને ભગવાનની કીર્તિ સાંભળવામાં આવી હતી અને રાણાને પણ એ સંબંધમાં એણે કહ્યું હતું. ભગવાન ઉદયપુરમાં પધાર્યાં છે એવી ખબર રાણાને પડી કે તરત ભામાશાને લઇ પોતે ભગવાનની સેવામાં ઉપસ્થિત થયા. ભગવાનના દર્શનથી બન્નેને ખૂબ આનન્દ થયો. ભગવાને કુશળક્ષેમ પુછ્યા બાદ મૂળ બાબત પકડી, "રાણાજી! તમે સુર્યવંશી છો. શ્રીરામના વંશના છો. એ રામે એકલાએ પોતાનાજ

બાહુબળ પર વિશ્વાસ રાખી ત્રણે લોકને ભયભીત કરનાર મહા બળ-વાન રાવણને જીત્યો હતો. ઉત્સાહી પુરૂષ અસંભવ જેવી જણાતી બાબતને પણ સંભવીત બનાવી દે છે એ વાત રામની કથા પુરવાર કરે છે. મનુષ્યનું તો શું કહેવું જંગલી પશુ અથવા જડ પદાર્થ પણ ઉત્સાહી મનુષ્યને સહાય કરે છે એ પણ રામ ચરિત્ર ઉપરથી આપણે સમજી શકીએ છીએ.

વીરવર બપ્પા આપનાજ વંશમાં થઇ ગયા. એમની શુરવીર-તાની અસર તમામ મુસ્લીમ જનતા પર પડી હતી. ગઝની સુધી એમની વિજય પતાકા ઉડી રહી હતી. વળી મેવાડભૂમિના અધીશ્વર તો સ્વયં એકલિંગજી છે તો પછી ચિન્તા શી છે? આપ તો કેવળ એમના મંત્રી છો. આપ આપના ધર્મનું પાલન કરો. પોત-પોતાનું જે કર્તવ્ય હોય તે કરવાથી જ સફળતા મળે છે. મોગલો સંખ્યામાં વધારે છે તેથી ગભરાવાનું કંઇ કારણ નથી. રજપુત સિંહો પર એ લોકો કદિ વિજય મેળવી શકશે નહિ.

કર્મદેવીની વાત તમારાથી કયાં અજાણી છે? એ વીરતાની સાક્ષાત પ્રતિમા હતી. દષદ્વતી (ઘાઘર નદી) નદીના તીર પર જ્યારે મહાન્ સંગ્રામ થયો ત્યારે એના પ્રતિ રાવળ સમરસિંહ વીરગતિને પામ્યા હતા. એને મારી કુતબુદ્દિન ચીતોડ પર ચઢી આવ્યો ત્યારે એણે પોતાનું પાણી બતાવી આપ્યું હતું. એની શુરવીરતાનું દશ્ય કુતબુદ્દિન જીવતાં સુધી ભુલ્યો ન હતો.

મહારાણા લક્ષ્મણસિંહનો વિચાર કરો. એમણે પોતાના ૧૧ છોકરાઓ સહિત પોતાની જાતને પણ સ્વતંત્રતા ખાતર માતૃભૂમિની વેદી પર હોમી.

તેર હજાર રાજપુત રમણીઓ સહિત પોતાના સુન્દર શરીરને ભભકતા અગ્નિમાં એક તણખલાની માફક ફેંકીને જે રમણીરત્ને

હિન્દુધર્મની પવિત્રતાનો ડંકો સમસ્ત જગતમા વગડાવ્યો હતો એ પ્રાતઃસ્મરણીય દેવી પદ્મિની આપનીજ પ્રપિતામહી હતી.

આપના દાદા કોણ હતા? સંગ્રામસિંહ કેવા અનુપમ વીર પુરૂષ હતા? એમણે ફક્ત ચીતોડની સ્વતંત્રતાતો જાળવી એટલુંજ નહી પણ દીલ્હીની ગાદી મુસલમાનોના હાથમાંથી લેવામાં પણ એમણે અદ્વિતીય સાહસ વાપર્યું હતું."

શ્રીચન્દ્રજી મહારાજના આવા ઉત્સાહ વર્ધક શબ્દો સાંભળીને પ્રતાપના હૃદયમાં ઉત્સાહ અને વીરતાની ઉર્મિઓ ઉછળવા લાગી. તરતજ એમણે ભગવાનની આગળ સહર્ષ પ્રતિજ્ઞા લેતાં કહ્યુંકે,

"હું બપ્પારાવળના પવિત્ર વંશની પ્રતિષ્ઠા જાળવી રાખીશ અને મ્હારૂં સમગ્ર જીવન દેશ અને ધર્મનું રક્ષણ કરવામાંજ ગાળીશ."

રાણાની પ્રતિજ્ઞાથી મુનિને આનન્દ થયો. જતી વખતે ચરણસ્પર્શ કરી રાણાએ મુનિને વિનતિ કરી "પ્રભો મ્હારૂં સ્મરણ રાખવા કૃપા કરશો.' મુનિએ કહ્યું, "રાણા કેવળ તમ્હારૂંજ નહિ પણ મ્હને તો આ સૂર્યવંશનું હમેશાંજ ધ્યાન રહેછે. કેમકે આ શરીર પણ એજ વંશલતાનું એક પુષ્પ છે."

ભગવાન સૂર્યવંશી છે જાણી રાણાને એમના સંબંધી જાણવાનું ખૂબ કુતુહલ પેદા થયું. ભગવાને શ્રીરામના પુત્ર લવ અને કુશથી ઇતિહાસ શરૂ કર્યો. "રાણા! લવના વંશધર લાહોરમાં અને કુશના કસુરમાં નિવાસ કરતા હતા. બન્ને નગર પંજાબમાં છે. આપના પુર્વજ જે કનકસેન નામે હતા તે પહેલાં લાહોરમાંજ રહેતા હતા. પછી કેટલાક કારણસર ગુજરાતમાં વલ્લભીનગરમાં જઈ વસ્યા. લવ અને કુશના વંશજોમાં પાછળથી ઝગડા થયા. લવના વંશજોએ કુશના વંશજોને પંજાબમાંથી હાંકી કાઢ્યા. એ લોકો કાશી જઇને વેદ ભણવા લાગ્યા. તરવારમાં પ્રવીણ

**પરિચય વંશ અને ભવિષ્યવાણી**

આ ક્ષત્રીય બાળકો વેદ જ્ઞાનમાં પણ નિપુણ થયા. ચારે તરફ એમની કીર્તિ ફેલાઈ. લવ વંશના રાજા મૂલકરાજ આ સાંભળીને કાશી ગયા. ત્યાં જઈ એમનું વેદજ્ઞાન સાંભળી પોતાનું રાજ્ય એમને અર્પણ કરી દીધું એટલે એ લોકો ફરીથી પંજાબમાં આવીને રહેવા લાગ્યા. વેદ ભણવાને લીધે કુશ વંશધરોનું નામ વેદી પડયું. આ વેદી વંશમાં આ શરીરનો જન્મ થયો છે.

વત્સ ! ગભરાશો નહિ. હવે યવન સામ્રાજ્યનો અંત સમીપ આવ્યો છે. ચન્દ્રવંશની શાખામાં જે યાદવ જાતિ છે તેમાં ધનરાયે જાગ્રતિ લાવવા માંડી છે. થોડાક સમયમાં કોઇ મહાપુરુષના આધિપત્ય નીચે યાદવસંઘ સ્થપાશે અને દિલ્હીનરેશ સાથે યુદ્ધ કરશે. એ સમયે આપનો એક વંશજ પણ પુર્ણ પરાક્રમી થશે. આપના પુર્વજ હમીરસિંહના કાકા અજયસિંહના પુત્ર સુજનસિંહ પોતાની ભાગ્યપરીક્ષા કરી લેવા માટે મહારાષ્ટ્રમાં ચાલી ગયા હતા. એમનો વંશવિસ્તાર ત્યાંજ થયો. એમની નવમી, દસમી પઢેડીમાં એક પ્રતાપી બાળક થશે. મ્હારી પ્રેરણાથી એક સાધુ એનો સહાયક બનશે. કાશ્મીરમાં એ મહાપુરુષ મ્હારા શિષ્યોને મળશે. આ રીતે ચન્દ્ર તેમજ સૂર્યવંશના તેજથી એકવાર યવન સામ્રાજ્ય નષ્ટભ્રષ્ટ થઈ જશે. પંજાબમાં એક વૈરાગી સાધુ દ્વારા મુગલ સામ્રાજ્યની સત્તા દુર્બળ બનશે. છેલ્લે મ્હારા એક અનુયાયી સાધુના વચનથી ઉત્પન્ન થયેલો એક હિન્દુ બાળક પંજાબ પર રાજ્ય કરશે.''

મુનિનો વંશ તેમજ ભવિષ્યવાણી સાંભળી રાણાને અને તેના મંત્રીને આનન્દ થયો અને પ્રણામ કરી, આજ્ઞા લઈ તેઓ ગયા.

ભગવાન એકલિંગથી જોધપુર બીકાનેર વગેરે રાજસ્થાનના પ્રસિદ્ધ નગરોમાં ફરતા ફરતા પંજાબ થઇને કાશ્મીર આવ્યા. શ્રીનગરમાં

**શ્રીગુરૂ અલિમત્ત મુનિ**

હરિદત્ત નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તેની પત્નીનું નામ પ્રભાવતી હતું. તેમને એક કમલાસન નામે પુત્ર હતો. એનામાં બાલ સહજ ચાપલ્ય ઓછું હોઈ ગંભીરતા વિશેષ હતી. ઇશ્વરભકિત તરફ એનું બચપણથી વલણ હતું તેથી એ સતસંગમાં વિશેષ ફર્યા કરતો હતો.

ભગવાન બીજે દિવસે પુનઃ કાશ્મીર પધાર્યા તેથી ત્યાંની દર્શનાતુર જનતા ખૂબ પ્રસન્ન થઇ અને નિત્ય દર્શન માટે તેમજ ઉપદેશ સાંભળવા આવવા લાગી. આ બધી મંડળીમાં કમલાસન પણ આવતો હતો. લોહચુમ્બક જેમ લોઢાને આકર્ષે તેમ ભગવાનના ઉપદેશે તેને આકર્ષ્યો. એને ઘેર જવાનું મન થયું નહિ. દિન રાત ભગવાનની ધુણી પાસે એ બેસી રહેતો. ભગવાનના ચરણોમાંજ જીવન સમર્પિત કરવાની એની ઇચ્છા થઈ તેથી ચતુર્થાશ્રમની દીક્ષા આપવા માટે એણે ભગવાનને વિનંતિ કરી. ભગવાને યોગ્ય અધિકારી જાણી એને દીક્ષા આપી. (સં ૧૬૩૧)

કમલાસન ભગવાનની દિવ્ય શકિતઓમાં એવો મસ્ત બની જતો હતો કે કેટલીકવાર ખાતું પીતું પણ ભુલી જતો. દીવ્ય શકિતઓના પ્રભાવથી અને અખંડ બ્રહ્મચર્યની સહાયતાથી ભગવાનનું શરીર હમેશાં બાલક જેવું લાગતું હતું. કમલાસન જેમ ન્હાના બાળકને ઉંચકી લે તેમ ભગવાનને કાંધ પર ઉંચકી આમ તેમ ફરતો. ભગવાનની ગોદડી એ પોતાના ખભાપર રાખતો. ઉપરાંત પોતાનો ધાબળો પણ હોય. આથી એમને કોઇ "ગોદડીઆ બાવા" કહેતું. કોઈ "કમ્બલિયા" કહેતું. એ ભગવદ્ ધ્યાન મધુપાનમાં ભ્રમરની માફક મત્ત રહેતા હતા. તેથી એમને "અલિમત્ત" પણ કહેતા. એમની સેવા ભક્તિથી પ્રસન્ન થઇ ભગવાને એમને વરદાન આપ્યું હતુ કે "તું શ્રૌતમુનિઓનો નેતા થઇશ. સર્વત્ર ત્હને વિજય મળશે. ત્હેને બ્રહ્મનિષ્ઠા પ્રાપ્ત થશે. ત્હારી શિષ્ય પરમ્પરામાં બ્રહ્મનિષ્ઠ ઈશ્વર ભકત સિદ્ધમહાત્મા અને લોકોત્તર વિદ્વાનો ઉત્પન્ન થશે. સમસ્ત સિદ્ધિઓ ત્હારી ચરણ સેવીકા બનશે."

કમલાસનને એક બીજા નાના ભાઇ હતા. એમનું નામ બાલકૃષ્ણ હતું. એ પણ મ્હોટાભાઇ કમલાસનની માફક ખૂબ વિચારક અને ભગવદ્ભકત હતા. ભગવાને જે વિદ્યાલયમાં અધ્યયન કર્યું હતુ તેજ વિદ્યાલયમાં બાલકૃષ્ણ પણ અધ્યયન કરતા હતા.

**શ્રીગુરૂ બાલહાસમુનિ**

એમને ભગવાન શ્રીચન્દ્રજી ઉપર પ્રીતિ હતી. અને એમની શકિત માટે

સારૂં માન હતું. વખતો વખત એ ભગવાનના શ્રીનગર નિવાસ દરમ્યાન એમની પાસે જા–આવ કરતા હતા.

એક દિવસે અન્ય વિદ્યાર્થીઓ સાથે બાલકૃષ્ણ બગીચામાં બેઠા હતા. પરસ્પર વાતચીત કરતાં શાસ્ત્રીય વિષય પર ચર્ચા ચાલી. એક વિદ્યાર્થીએ દર્શનશાસ્ત્રમાંનો એક પ્રશ્ન કર્યો. પ્રશ્ન ઘણો કઠીન હતો. સાધારણ વિદ્યાર્થીથી એનો ઉત્તર આપી શકાય એમ ન હતું. પણ શ્રીબાલકૃષ્ણ કુશાગ્રબુદ્ધિવાળા હતા. એમને ઉત્તર સુઝી આવ્યો. એ સાંભળીને બધા વિદ્યાર્થીઓ ચકિત થઇ ગયા. વિદ્યાર્થીઓના વેરાયા પછી એ પ્રશ્ન પર પોતે વિચાર કરવા લાગ્યા. એમનો એ સ્વભાવ જ પડી ગયો હતો કે કઠીનમાં કઠીન પ્રશ્નોનું સમાધાન એ એમની સહજ શકિતથી કરી દેતા અને પછી એમને એ સંબંધી સંખ્યાબંધ વિચારો આવતા. પૂર્વપક્ષીઓનું સમાધાન તો એ જલ્દીથી કરી નાખતા પણ પોતાને તેથી સંતોષ થતો નહિ તેથી કલાકો સુધી એ એ ઉપર વિચાર કરતા બેસતા. એક પૂર્વપક્ષ પર અનેક સમાધાન સંભળાવવાની એમની શકિતથી એમણે ગુરુજીની સારી પ્રીતિ સંપાદન કરી હતી.

એક વખત નદી પર સ્નાન કરવા ગયા. સ્નાન કરી ભીને ધોતીયેજ એ આખો દિવસ નદી પર જ ચિંતનમાં લાગી ગયા. જ્યારે કોઇ એકાદ પ્રશ્નપર વિચારે ચઢી જતા ત્યારે સ્થળ સમયનો એમને કશો ખ્યાલ રહેતો નહિ. છેક સન્ધ્યાકાળે બીજા વિદ્યાર્થીઓ સન્ધ્યા વન્દનાદિ માટે આવ્યા ત્યારે એમને ખબર પડી અને એમને જાગ્રત કર્યા.

એક દિવસે એક મકાનના છેક ઉપલા માળ પર બેઠા બેઠા એ કંઈ વિચારે ચઢી ગયા હતા. બહુ સમય સુધી બેસી રહ્યા. બાદ એજ વિષયની ધૂનમાં મકાનના ધાબા ઉપર ચઢી ગયા. વિચારમાંને વિચારમાં ફરતા ફરતા દુર્દૈવથી મકાનની ધાર પર આવી

ગયા અને ત્યાંથી પગ લપસી જવાથી છેક નીચે પડી ગયા. મકાન ઘણું ઉંચું હોવાથી પડતાંની સાથે પ્રાણ ઉડી ગયા. પાઠશાળામાં ખબર પડી. બધા વિદ્યાર્થીઓ ત્યાં દોડી આવ્યા અને બાલકૃષ્ણની સ્થિતિની ખબર કરવા કેટલાક ભ. શ્રી ચન્દ્રજી પાસે ગયા. શ્રી ચન્દ્રજીએ એ વાત માની નહિ. કહ્યું કે, "મર્યો બર્યો નથી એ તો ત્હમને બનાવે છે." શિષ્યો ભ. શ્રીચન્દ્રજીની ખાત્રી કરવા શબને એમની પાસે ઉપાડી લાવ્યા. ભગવાને કહ્યું, "શું ખોટા ગભરાઓ છો? બાલકૃષ્ણ તો ત્હમારી વાતો સાંભળી તે હસે છે! જુઓ તો ખરા!" આ વખતે વિદ્યાર્થીઓની સાથે પાઠશાળાના અધ્યાપક પણ ત્યાં હાજર હતા. એ બધાએ બાલના મોઢા તરફ નજર કરી તો ખરે એ હસતો જ દેખાયો! આજથી એનું નામ બાલકૃષ્ણને બદલે બાલહાસ પડયું.

બાલહાસના પુનર્જીવનથી એની માતા પ્રભાવતી અધ્યાપકો અને સહપાઠીઓ ખૂબ ખુશી થયા.

માતાજીને જ્યારે બાલહાસના પડી ગયાના સમાચાર પહોંચાડવામાં આવ્યા હતા ત્યારે તરતજ એમણે બાધા રાખી હતી કે જો આમાંથી મ્હારો પુત્ર જીવતો ઉઠશે તો હું એને મુનિને અર્પણ કરી દઈશ. બાલહાસની પોતાની ઈચ્છા તો હતી જ તેથી આ સમયે માતાએ રાજી ખુશીથી એને મુનિને અર્પણ કરી દીધો. પછી એણે દીક્ષા માટે વિનંતી કરતાં ભગવાને એને ચતુર્થાશ્રમની દીક્ષા પણ આપી.

ઉદાસીન મંજરીમાં ગોવિન્દદેવ અને પુષ્પદેવની હકીકત આ પ્રમાણે આપી છે.

ક્ષત્રીયકુલતિલક જયદેવ નામે એક ગૃહસ્થ શ્રીનગરમાં નિવાસ કરતા હતા. એ ઘણા નામાંકિત અને ધનવાન

**શ્રી ગુરૂ ગોવિન્દ દેવ અને શ્રી પુષ્પદેવજી**

હતા. સુભદ્રા નામે એમને એક સ્નેહાળ પત્ની હતી. સંસારનું બધી રીતે સુખ છતાં સંતાન ન હોવાને લીધે દંપતીને જીવનમાં ઘણો અસંતોષ રહેતો હતો. પુત્ર-કામનાથી દંપતી એક દિવસ ભગવાનની પાસે આવ્યા અને પ્રાર્થના કરી. ભગવાને એમની મનોકામના પૂર્ણ થવાનું વરદાન આપ્યું. આ સમયે સુભદ્રાએ મનમાં સંકલ્પ કર્યો હતો કે જો મુનીની કૃપાથી બે પુત્ર થશે તો મ્હોટા પુત્રને મુનિની સેવામાં જ અર્પણ કરી દઇશ. આ સમયે જયદેવ પણ એજ વિચાર કરતો હતો કે જો મુનિકૃપાથી બે પુત્ર થશે તો ન્હાના પુત્રને હું ભગવાનના ચરણમાં અર્પીશ. બન્નેને એકબીજાના સંકલ્પોની ખબર નહોતી.

સમય થયે સુભદ્રાને બે પુત્રની પ્રાપ્તિ થઈ એટલે હવે બન્નેના સંકલ્પોનો ભેદ ખુલી ગયો. સુભદ્રા કહે, "પ્રથમ પુત્ર ભગવાનનો છે. મ્હેં પ્રતિજ્ઞા કરી છે." જયદેવ કહે, "અરે! દૈવની ઘટના અજબ લાગે છે! મહામુશીબતે પુત્રના દર્શન થયા. થયા ત્યારે બે પુત્રો. પણ આપણો એકકેય નહિ. ત્હમે પ્રથમ પુત્રને અર્પણ કરવાની પ્રતિજ્ઞા કરી ચુકયાં છો! મ્હેં ન્હાનો પુત્ર ભગવાનને ચરણે ધરવાનો સંકલ્પ કર્યો છે. ચાલો ઇશ્વરેચ્છા! કલ્યાણિ આપણા ભાગ્યમાં પુત્ર સુખ લખ્યું જ નહિ હોય. નહિ તો આમ પરસ્પર વિરુદ્ધ સંકલ્પો શી રીતે કરાય? દૈવની ગતિ ન્યારી છે. હવે એ માટે શોક કરવો નકામો છે. જો કે આપણા માનસિક સંકલ્પો કોઈ જાણતું નથી છતાં પરમાત્મા સર્વવિત્ છે. ક્ષત્રિયો સત્ય સંકલ્પ અને સત્ય વચની હોવા જોઇએ. વચન ખાતર વ્હાલા બેટા-ઓને ત્યાગતાં ક્ષત્રીઓને કંઇ દુઃખ થવું ન જોઇએ.

ભગવાનની સેવામાં જવાથી કદાચ એમનું પૌરુષત્વ જુદી રીતે જ ખીલવાનું નિર્માણ થયું હશે. આપણે એમનું લાલન-પાલન કરીશું એજ આપણું મ્હોટું સૌભાગ્ય! એટલું પણ કયાં હતું?"

આ રીતે સુભદ્રાના મનનું સમાધાન કર્યું. દંપતી બન્ને પુત્રોનું ઘણી સારી રીતે લાલન-પાલન કરવા લાગ્યા. શૈશવાવસ્થા પસાર કર્યા પછી દૃઢપ્રતિજ્ઞ માતાપિતાએ પોતાની ઉદારતાનો પૂર્ણ પરિચય કરાવ્યો. બન્ને બાળકોને ભગવાનની આગળ લાવી પોતાની ઉલટ સુલટ કરેલા સંકલ્પોની વાત કહી એમને અર્પણ કરી દીધા. માતા પિતાની ઉદારતાનું આ એક જ્વલંત દૃષ્ટાંત છે. દૃઢ પ્રતિજ્ઞાનો એક ઉચ્ચ આદર્શ છે.

બાળકોનાં નામ ગોવિન્દ સાહેબ તથા ફુલ સાહેબ હતા. ભગવાનની પાસે રહ્યા પછી એમને ગોવિન્દદેવ તથા પુષ્પદેવથી બધા ઓળખવા લાગ્યા. આગળ જતાં એમણે યવનોના અત્યાચારમાંથી હિન્દુ ધર્મને પોતાના અલૌકિક તપોબળથી બચાવી લીધો હતો.

અભિમત્તમુનિ અને બાલ્રહાસમુનિ એ બે ભાઇઓ તેમજ ગોવિન્દદેવ અને પુષ્પદેવ આ બે ભાઇઓ આ ચારે ભગવાનના પરમ શિષ્યો બન્યા.

ભગવાનને તપોમય જીવન ઘણું ગમતું તેથી જ્યાં એ આસન લગાવતા ત્યાં પહેલ્રો ધુણો જગાવતા. કેટલીક વાર તો પંચાગ્નિ તપ પણ કરતા હતા. ચાર દિશામાં ચાર ધુણા કરે અને વચમાં ઉપરથી સૂર્યનો તાપ પડે એટલે સૂર્ય પંચમાગ્નિ ગણાય. એ ચારે ધુણાની વચમાં પંચાગ્નિ તપનાર તપસ્વી બેસે. ભગવાન જ્યારે પંચાગ્નિ તપ કરવા બેસતા ત્યારે એમના ચારે દિશાના ચાર ધુણા આ ચાર શિષ્યો સંભાળતા. એક એકના આસનો એકેક ધુણા પાસે રહેતા અને વચમાં ભગવાન પોતે બીરાજતા. ભગવાનના ચાર અગ્નિકુંડની પાસે બેસવાથી ચારનો શિષ્ય સંઘ આગળજતાં "ચાર ધુણા" થી ઓળખાયો.

ગોવિન્દદેવ અને પુષ્પદેવની શિષ્ય પરંપરામાં મ્હોટા મ્હોટા મહાત્મા પુરુષો થઈ ગયા છે. ગોવિન્દદેવ પછી પાંચમા રામદેવ કરીને મહાત્મા થયા. એમનો જન્મ વિલાસપુર રાજ્યમાં થયો હતો. એ જાતે રાજપુત હતા. ગૃહસ્થાશ્રમનું નામ રામસિંહ હતું. સાધુ બન્યા પછી પણ ક્ષાત્ર સ્વભાવાનુસાર પોતે અશ્વારોહણ કરતા. સ્વારી જ્યારે બ્હાર નીકળે ત્યારે એમની ડાબી બાજુ એક નિશાન રાખી એમનો શિષ્ય ચાલે. એમનામાં યોગશક્તિનું પ્રાબલ્ય હતું. કહે છે કે વગર વગાડે એમની આગળ વાજીંત્રો વાગતા. એક વખતે કોઇએ એમનુ નગારૂં લઇ લેવાની ધૃષ્ટતા કરી. તરતજ એ માણસ આંધળો બની ગયો. એમણે રામદેવની ક્ષમા માંગી એટલે એને રામદેવે દેખતો કર્યો. એના આવા કૃત્યથી શ્રીરામદેવના એક શિષ્ય મલ્લદેવ તેનું શિર કાપવા તૈયાર થઈ ગયો પણ રામદેવે તેને તેમ કરતો અટકાવ્યો. ત્યારે પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવા એની માથાની પાઘડી કાપી-નાંખી. એ પ્રસંગના સ્મરણ ચિન્હ રૂપે આજે પણ એમના અનુયાયી ગાદીધરો અધી પાઘડી પહેરે છે.

**મહાત્મા રામદેવજી**

મહાત્મા રામદેવના રાજસી ઠાઠથી ગુસ્સે થઇને કોઇએ એમના ગુરૂ નન્દલાલજી આગળ એ વિષે ફરિયાદ કરી. એ બાબતના ખબર શ્રીરામજીને પણ પડી એટલે એ જાતે ગુરૂજીની પાસે આવી પહોંચ્યા અને પોતાની સઘળી રાજસ સામગ્રી ગુરૂજીની આગળ મુકી દીધી.

મહાત્મા નન્દલાલજીને ત્યાં રોજનું એક અન્નક્ષેત્ર ચાલતું હતું એનાથી હજારો અનાથોની ઉદર પૂર્તિ થતી હતી. રામદેવે પોતાનો તમામ ઠાઠ શ્રીગુરૂચરણે ધરી દીધો તેથી ગુરૂજી ખૂબ પ્રસન્ન થયા અને સદાવ્રતના રસોડાનો તવો એને સોંપી આશીર્વાદ આપ્યો કે "બચ્ચા જાઓ આજથી અનાથોને માટે અન્નદાન કરતા રહો. ત્હમારા અન્નક્ષેત્રમાં કદિ ત્રુટી આવશે નહિ" થોડી વાર અટકીને પાછા બોલ્યા, "પરોપકારી મુનિ માટે રાજસ વૈભવનો નિષેધ નથી."

રામદેવ ગુરૂની પ્રસન્નતા મેળવીને પંજાબના માલવા, દોઆબ અને ખાસ કરીને માઝા પ્રાન્તમાં ધર્મ પ્રચાર કરવા લાગ્યા. ત્યાં સર્વત્ર એમનું અન્નક્ષેત્ર ચાલુ હતુ. એથી એ હજારો ગરીબોના નિત્ય આશીષ મેળવતા હતા. "મીંહાદેવ" કરીને એમનું એક બીજું નામ પ્રસિદ્ધ હતું. એના જુદાં જુદાં ત્રણ કારણો આપવામાં આવે છે. (૧) પંજાબી ભાષામાં મીંહ એટલે વરસાદ એવો અર્થ થાય છે. શ્રીરામદેવની યૌગિક શક્તિથી ખેંચાઈ દુકાળથી પીડા પામતા ખેડુતો એમની પાસે વરસાદ માટે પ્રાર્થના કરતા અને એમના વચનથી વરસાદ પડતો આથી ભોળા પંજાબી ખેડુતો એમને "મીંહા કહીને બોલાવતા. (૨) કાશ્મીર અને સીમલા પ્રદેશમાં તેમજ કચ્છ ભુજ બાજુ મીહાં નામે એક પ્રસિદ્ધ રાજપૂત જાતિ વસે છે. મહાત્મા રામદેવજી એ જાતના હોવાથી એ મીંહા કહેવાતા હતા. (૩) રામદેવજી એક અપૂર્વ વક્તા હતા. સદુપદેશની ઝડી નિરન્તર વરસાવતા હોવાથી એ મીહાદેવ કહેવાયા. આવા ત્રણ કારણો એમના મીંહાદેવ ઉપનામ માટે મળી આવે છે.

**મહાત્મા પ્રિયતમદાસજી અને સંતોષદાસજી**

એમની શિષ્ય પરમ્પરામાં પ્રાતઃસ્મરણીય ઉદાસીન સંપ્રદાયના કર્ણધાર સમા મહાત્મા પ્રિયતમદાસજી થઇ ગયા. એમના પરિશ્રમને લીધેજ સમસ્ત ઉદાસીનોનું સંગઠન થયું અને 'ઉદાસીન પંચાયતની અખાડા' નામની એક સંસ્થા સ્થપાઈ. શ્રી નિર્વાણ પ્રિયતમદાસજીના આ પવિત્ર જાતિસંગઠનના કાર્યમાં શ્રી નિર્વાણ સન્તોષદાસજીએ પૂર્ણ સહકાર આપ્યો આ બન્ને મહાપુરૂષોને ઉદાસીન સંપ્રદાયના આધાર સ્તંભ સમજવા જોઇએ.

ભગવાન આટલા દિવસ સિન્ધથી બહાર રહ્યા એટલે ત્યાંના પીરોને પાછી પોતાની જાળ ફેલાવાની સુતક સાંપડી. મુસલમાનોમાં

એવી માન્યતા ચાલતી હતી કે ૭૦ પીરો થશે ત્યારે સિન્ધની યાત્રાનું મહાત્મ્ય મક્કાના જેટલું પવિત્ર મનાશે. ૬૯ પીર અત્યાર સુધીમાં થઈ ગયા હતા. એક પીર ખુટતા હતા.

**ભગવાનની કૃપાથી સિન્ધમાંથી અત્યાચારોનો અંત**

વિ ૧૬૧૪ માં મીરઝાં ઇસાતરખાંનો છોકરો મીરઝાં બાકી ઠઠ્ઠાનો શાસક થયો. એ બહુ દુરાચારી હતો; એનો સ્વભાવ ઘણો કઠોર હતો. ઇસ્લામ ધર્મનો એ બહુપક્ષપાતી હતો. શાસન એના હાથમાં આવતાંજ હિન્દુઓને એણે હેરાન કરવા માંડયા. એણે પોતાની કન્યાનું સગપણ દિલ્હીના સમ્રાટ અકબર સાથે કર્યું હતું. અને આ લોકોના કહેવાથી અકબર પણ અત્રે પીરોના દર્શન કરવા આવ્યો હતો. મૂળતો મીરજાં હતો એવો, તેમાં વળી સમ્રાટ સાથે સમ્બન્ધ જોડાયો એટલે એના અભિમાનનો પાર ન રહ્યો. હિન્દુઓને ખૂબ હેરાન કરવા માંડયા. કોઇ હિન્દુથી ન દેવપૂજા થાય કપાળમાં તિલક ન કરાય, મુખેથી રામનામ ન ઉચ્ચારાય તો પછી શંખાદિ તો વગાડાયજ શી રીતે?

સિન્ધની પાછી થયેલી દુર્દશા ભગવાનને ધ્યાનમાં સ્હમજાઇ એટલે તરતજ એ કાશ્મીરથી નીકળી નગરઠઠ્ઠા આવ્યા અને પહેલાંની જગ્યાએજ આસન સ્થાપ્યું. ઠઠ્ઠાના હિન્દુઓને ભગવાનના આગમનની ખબર પડી એટલે એમણે કંઇક છુટકારાનો દમ લીધો. લોકો ભગવાન પાસે આવ્યા અને પોતાની દુઃખદ સ્થિતિનું બયાન ભગવાન આગળ કર્યું. ભગવાને સર્વને ધૈર્ય આપતાં કહ્યું, "ભકતો! ધર્મના નિયમોનું પાલન કરવામાં ઊણપ આવવા ન દો. એમ કરવામાં ત્હમારે પ્રાણ જવાની વખત આવે તો પણ ધર્મમાં અડગ રહો. પ્રાણની અપેક્ષાએ ધર્મ વધારે કિંમતી ચીજ છે. ધર્મ ખોઇને પ્રાણોનું રક્ષણ કરશો તો ત્હમારૂ જીવ્યું વૃથા છે. આ જીવન તો નાશ પામવાનું જ છે. તો ધર્મને ખાતર પ્રાણ અર્પણ કરવામાં શો વાંધો છે? ધર્મ માટે મૃત્યુ તો એક રૂપાન્તર છે. રોગથી પથા-

રીમાં પડી પડીને તો કાયર પુરૂષો દેહ છોડે. ધર્મવીર તો ધર્મની રક્ષા માટે પોતાનું સર્વસ્વ લુટાવી દે છે; માટે જાઓ અને પોત-પોતાના દેવસ્થાનોમાં પુજા અર્ચા કરવી શરૂ કરો."

ભગવાનના આ પ્રમાણેના ઓજસ્વી ભાષણથી લોકોમાં ઉત્સાહ આવ્યો. મૃત્યુના ભયથા વર્ષો થયાં હિન્દુઆએ દેવોને દેવાલયમાં અપુજ્ય પડી રહેવા દીધા હતા. કોઈ પુજા કરવા જઇ શકતું નહિ, પણ ભગવાનના ઉપદેશથી ઘણે વખતે મન્દિરોના દ્વાર ઉઘડયાં, દેવપુજન થવા માંડયું. ચારે તરફથી શંખ ધ્વનિ ઉઠવા લાગ્યો.

આ સાંભળીનેં નગરના મુસલમાનો બળી ઉઠયા મીરજાંના દરબારમાં ફરિયાદ ગઇ. દરબારના કર્મચારીઓ પણ હિન્દુઓના પ્રત્યેક ધાર્મિક કાર્યોને ધિકકારતા હતા. રાજાએ નગરના મુખ્ય મુખ્ય હિન્દુઓને દરબારમાં બોલાવી મંગાવ્યા અને પુનઃ શરૂ કરેલી મૂર્તિપૂજા તથા શંખધ્વનિ વગેરેનું કારણ પુછયું. હિન્દુઓએ કહ્યું હમણાં અમારા ધર્મગુરૂ અહીં આવ્યા છે. એમણે અમને સવિધિ દેવપુજા શરૂ કરવાની આજ્ઞા કરી છે. અમારા ધર્મ પ્રમાણે અમારે ગુરૂની આજ્ઞા માનવી પડે છે.

મીરજાં—"એક ફકીરના કહેવા પરથી તમે જાન દેવા તૈયાર થઈ ગયા છો. એ ફકીરતો પાગલ છે. ભલે જાઓ" મીરઝાં આ વખત તરત હિન્દુઓને કશી શિક્ષા કરી શકયો નહિ. ભગવાનની દિવ્ય શકિતનો એ પ્રભાવ હતો. દરબારમાં થયેલી ચર્ચા ભગવાનને કાને ગઈ. ભગવાને કહ્યું, "ઠીક પાગલ કોણ છે તે હમણાજ જણાશે." ભગવાનના મુખમાંથી આ શબ્દ નીકળતાંના સાથે પલણે મીરજાં પાગલ થઈ ગયો. એણે પાગલપણામાં પોતાનીજ કટારીથી પોતાના જીવનનો અંત આણ્યો. (વિ. ૧૬૪૨.)

આ રીતે ઠઠ્ઠાની ગરીબ પ્રજા એના પાપી શાસક ના અત્યાચારમાંથી મુકત થઈ. ભગવાનના સદુપદેશથી પીરોનો પ્રભાવ પણ

ઓછો થવા માંડયો. હિન્દુલોકો પુનઃ વ્યવસ્થિત થયા. ભગવાનદ્વારા ચલાવવામાં આવેલા ધર્મોપદેશના કાર્યક્રમથી સિન્ધના હિન્દુઓનો ધર્મ સુરક્ષિત રહ્યો આજ પણ ઉદાસીન મહાત્મા સિન્ધમાં ધર્મોપદેશ કરે છે.

આ બાજુ મહારાણા પ્રતાપની સ્થિતિ અવલોકવા જેવી છે.

**ભગવાનના દર્શનાર્થે મહારાણા પ્રતાપનું સિન્ધ તરફ પ્રયાણ**

એ પોતેજ દૃઢપ્રતિજ્ઞ હતા તેમાં મહારાજે જે દિવસે એને ઉપદેશ આપ્યો તે દિવસથી એનો ઉત્સાહ અનેકગણો વધી ગયો.

જયપુર નરેશ માનસિંહની અદૂરદર્શિતાને લીધે સં. ૧૬૩૨ માં હલ્દીઘાટનું ભયંકર યુદ્ધ થયું માતૃભૂમિની સ્વતંત્રતા અને ધર્મની રક્ષા ખાતર રાણો અને એના સાથીઓ પ્રાણપણથી લડયા. એકવાર રજપુતોના પ્રહારથી સલીમનો મહાવત માર્યો ગયો. જેમ તેમ સલીમ બચ્યો. રાણો ત્રણવાર શત્રુઓનાં ઘેરામાં આવી ગયો હતો પણ દેશના સૌભાગ્યથી બચી જતો હતો. છેલ્લી વખતે સ્વામીભક્ત ઝાલા ઠાકોરે જોયું કે હવે રાણાને બચવાની કોઇ બારી નથી. ચારે તરફ ઇસ્લામી હલ્લો છે અને રાણો વચમાં આવી ગયો છે. એટલે એણે તરત રાણાનું છત્ર પોતાને માથે લઇ લીધું એથી વિરોધીઓનું લક્ષ એના તરફ ખેંચાયું. એનો પ્રાણ ગયો પણ એણે રાણાને બચાવી લીધો. રાણો બહાર નીકળી ચેતક પર સ્વાર થઈ યુદ્ધભૂમિથી દૂર નીકળી ગયો.

મહારાણા પ્રતાપ આ રીતેઃ મોગલ લશ્કર સાથે ૧૧ વર્ષ સુધી લઢયો હતો. દરમ્યાન એના મુખ્ય મુખ્ય યોદ્ધાઓ ખપી ગયા અને ધન્ય ધાન્યાદિ પણ ખુટી પડયા. આવી નિરાશાજનક સ્થિતિમાં એ નિરાશ થઇ એના કેટલાક સાથીઓ સાથે સિંધ તરફ જવા નીકળ્યો*

*એ દિવસોમાં ભગવાન શ્રીચન્દ્રજી સિંધમાં હતા એવી રાણાને ખબર પડી હતી. ત્યાંનો મુસ્લીમ શાસક મૃત્યુ પામ્યો હતો અને

પ્રતાપ મેવાડમાંથી નીકળી મરૂભૂમિની હદ હજુ ઓળંગી રહ્યો ન હતો ત્યાં એને ભામાશા મળ્યો. રાણાની આ સ્થિતિમાં એણે પોતાનું પેઢીઓનું સાંચ્યું સુંચ્યું ધન રાણાને અર્પણ કર્યું. એ ધન એટલું હતું કે એથી ૨૫૦૦૦ સૈનિકોને ૧૨ વર્ષ સુધી નભાવી શકાય.

**ભામાશાને ભગવાનનાં દર્શન.**

ભામાશા રાણાને મળ્યો. તેની આગલી રાતે એને (ભામાશાને) એક સ્વપ્ન આવ્યું હતું. સ્વપ્નામાં એની દૃષ્ટિમાં એક તેજસ્વી પુરુષ-મૂર્તિ જણાઈ થોડીવાર એણે એ તરફ ધ્યાન ન આપ્યું પણ એ મૂર્તિના મુખમાંથી જ્યાં વાગા-મૃતની ધારા વહેવા માંડી કે તરતજ એનું ધ્યાન એ તરફ દોરાયું અને એ પરમારાધ્ય ભગવાન શ્રીચન્દ્રજી-નું સ્વરૂપ છે એમ એની ખાત્રી થઇ. એણે આજ્ઞા માગતાં ભગવાને સંભળાવ્યું ''વૈશ્યે ધનસંગ્રહ કરવો એવી શાસ્ત્રાજ્ઞા છે પણ એ ધન હંમેશને માટે જમીનમાં દાટી મુકવું એવો એનો અર્થ નથી થતો. એ ધનને સમય આવે ધર્મકાર્યમાં વાપરવું જોઇએ. અત્યારે સુઅવસર પ્રાપ્ત થયો છે. અગિઆર વર્ષ સુધી રાણો શત્રુ સાથે લડયો એટલે એનો અદમ્ય ઉત્સાહ છે પણ સાધન વિના અત્યારે પાછો પડયો છે માટે ત્હારૂં તમામ ધન એને આપી દે, એથી એ વીરસેના એકઠી કરી શકશે અને ત્હારા દાનનું સુફળ આવશે.' આટલું કહી મહાપુરુષ અદૃશ્ય થઇ ગયા. ભામાશા વિચારમાં પડી ગયો. એ તો માત્ર સ્વપ્નું છે—ભ્રમણા છે એમ કહી મનને મનાવવા જતો હતો પણ મન માન્યું નહિ. પ્રાતઃકાળ થતાંજ મહાપુરુષના સત્યા-દેશનું પાલન કરવા પ્રતિજ્ઞા લીધી.

---

હિન્દુજનતા ધાર્મિક સ્વાતંત્ર્ય મેળવી શકી હતી એ ખબર પણ એને પડી હતી રાણો એમના દર્શન કરવા અને આવા વિકટ સંજોગોમાં કદાચ યોગ્ય સૂચના મળશે એમ ધારી રાણો સિંધ આવવા નીકળ્યો હોય એમ ધારવામાં આવે છે.

એ રાતે રાણાને પણ કોઇ કહેતું હોય એમ લાગ્યું કે નિરાશ કેમ થાઓ છો હવે ત્હમારી કસોટી પુરી થઇ છે. ત્હમારી તપશ્ચર્યાનું ફ્લ અવશ્ય ત્હમને મળશે જ. જે મહાપુરુષના દર્શન કરવા સિંધ જવા ત્હમે ધારો છો તે અહીં પણ ત્હમારી સાથે જ છે. એ રૂપાન્તરમાં હમેશાં મેવાડમાં પણ વિદ્યમાન રહે છે."

**ભગવાનની સહાયતાથી રાણાને સફળતા**

રાણો આ આકાશવાણી સાંભળી વિસ્માત થયો એને કશો અર્થ સમજાયો નહિ પણ બીજે દિવસે જ્યારે ભામાશા મળ્યો ત્યારે એણે પોતાના સ્વપ્નની વાત કહી અને તમામ મીલ્કત અર્પણ કરી ત્યારે રાણાને પોતાને પણ જે અનુભવ રાતના થયો હતો તે યાદ આવ્યો. હવે એને દ્દઢ વિશ્વાસ થયો કે એ ચીરદષ્ટ મહાપુરુષ હર સમય એની સહાયતામાં એની પાસે રહે છે. આ ધનની મદદ એ એમની કૃપાનું જ ફળ છે. આ વિચારોથી રાણામાં અપૂર્વ ઉત્સાહ આવી ગયો. હવે એની ખાત્રી થઇ કે પોતે ફાવશે.

અહીંથી રાણો પાછો ફર્યો અને સેનાની ભરતી કરવા માંડી. લશ્કરની યોગ્ય ગોઠવણ થતાંજ રાણાએ ફરીથી એકવાર મોગલો પર આક્રમણ કર્યું. આ વખતે યવન સેનાનો ઘાણ નીકળી ગયો. વિ. સં. ૧૬૪૩ માં પડેલા ગુમાવેલા ૩૨ કિલ્લા રાણાએ પુનઃ હસ્તગત કર્યા. માનસિંહના રાજ્યમાં પણ કેટલુંક તોફાન મચાવ્યું પરંતુ દુર્દૈવાત રાણો ચિતોડનો કિલ્લો જીતી શકયો નહિ. આનું એને મરતાં સુધી દુઃખ રહ્યું.

**રાણાનું પરલોક ગમન**

જ્યારે રાણાની અંત ઘડી નજીક આવી ત્યારે એણે પોતાના મુખ્ય મુખ્ય સરદારોને પોતાની પાસે બોલાવ્યા અને બહુ દુઃખીત સ્વરથી પોતાની મનોવ્યથા રજુ કરી. "સરદારો! મ્હને ભય છે કે મ્હારા મૃત્યુ પછી મ્હારો દેશ પુનઃ મોગલોના હાથમાં ચાલ્યો જશે. મ્હારા દેશની કુટીઓ મ્હને રાજભવન કરતાં વધારે વ્હાલી

છે. એનો અવશેષ પણ રહેવા પામશે નહિ. ત્યાંતો મોગલ સમ્રાટના મહેલો ખડા થઈ જશે. સરદારો ! રજપુતો પોતાની વીરતા ભુલીને આળસુ અને વિલાસી બની જશે અને પોતાની સ્વતંત્રતા ગુમાવશે. મ્હેં મહામુશીબતે સાચવી રાખેલું રજપુત ગૌરવ ક્ષણમાં છિન્નભિન્ન થઈ જશે એનું મ્હને બહુ દુઃખ લાગે છે."

જાતિ ગૌરવ અને દેશભક્તિથી ધકધકતી રાણાની હૃદય-કથની સાંભળી સરદારો ચોંકી ઉઠયા અને બધાએ એકસામટા ત્યાંની ત્યાંજ પ્રતિજ્ઞા લીધી, "આપ શાન્તિ રાખો. જ્યાં સુધી અમારા જીવમાં જીવ હશે ત્યાં સુધી એવી સ્થિતિ અમે કદિ આવવા દઈશું નહિ."

રાણાને આ સરદારો પર વિશ્વાસ હતો. એમની પ્રતિજ્ઞાથી એને શાન્તિ વળી. વિ. સં. ૧૬૫૩ માં રાણાનું મૃત્યુ થયું.

રાણાના છેલ્લા વિજયમાં ઉપર જણાવ્યું તે પ્રમાણે ભ. શ્રી ચન્દ્રજીની સહાયતા હતી અને નગર ઠઠ્ઠાના હિન્દુઓને પણ એમનો બહુ મ્હોટો આશ્રય હતો. *

દેશના બીજા વિભાગોની અપેક્ષાએ કાશ્મીરના હિન્દુઓની સ્થિતિ કોઈ પણ રીતે ઓછી દુઃખદ ન હતી.

વિ. સં. ૧૪૦૩ થી ૧૬૪૩ સુધી સમસુદીનથી યાકુબ સુધીના ૩૦ મુસલમાન શાસકોની સત્તા કાશ્મીર પર હતી. આ

---

*નગરઠઠ્ઠામાં હજી પણ ભગવાનનો પવિત્ર ધુણો છે. ભક્ત ભગવાનની શાખાના ઉદાસીન સાધુઓએ ઠઠ્ઠાના સ્થાનની સારી ઉન્નતી કરી. હજી સુધી મહંત શ્રી બાલકદાસ અને લક્ષ્મણદાસ જેવા સિદ્ધ પુરુષો ત્યાં પેદા થાય છે. એ ઠેકાણે વર્ષમાં બે વખત મેળો ભરાય છે. ઉદાસીન સાધુઓ અને એમના સેવકો ઘણે ભાગે હિંગળાજની યાત્રાએ જતા નથી. એજ સ્થળે હિંગળાજ યાત્રાનું ફળ મળતું એ લોકો માને છે.

**કાશ્મીરમાં મુસલમાનોનો અત્યાચાર.**

લોકોએ ૨૫૦ વર્ષના ગાળામાં હિન્દુઓને ધર્મભ્રષ્ટ કરવામાં લાલચ અને તલ્વાર એ બે સાધનોનો ખૂબ છુટથી ઉપયોગ કર્યો હતો. આ જોરજુલમથી કેટલાક હિન્દુઓ મુસલમાન થયા અને કેટલાક તો સદાને માટે કાશ્મીર છોડી ચાલ્યા ગયા. જે મુસલમાન થયા નહિ તેમ બહાર પણ જઇ શક્યા નહિ તે લોકોની કતલ કરવામાં આવી. છેવટે ઘટતાં ઘટતાં ફક્ત ૧૧ ઘર બ્રાહ્મણોના ત્યાં રહ્યા. બીજી જાતના હિન્દુઓ કરતાં બ્રાહ્મણો પર શાસકોનો ડોળો વધારે હતો કેમકે પોતાના પ્રચાર કામમાં એ લોકોની નડતર વધારે રહેતી. આથી મૌલવીઓએ એક વખત યાકુબ પાસે જઇને કહ્યું કે, "જ્યાંસુધી હિન્દુઓની આ બ્રાહ્મણ જાતિને આપણે પલટાવી નહિ શકીએ ત્યાં સુધી આપણા કામમાં પૂરેપૂરી ફત્તેહ આપણને મળશે નહિ. બીજી જાતના હિન્દુઓ બ્રાહ્મણોને પૂજ્ય માને છે અને એમની આજ્ઞા માને છે. બ્રાહ્મણો એમને મરણ પર્યન્ત ધર્મપાલન કરવાનો ઉપદેશ કરે છે માટે બ્રાહ્મણોનું કંઈ થવું જોઇએ."

યાકુબે બધા બ્રાહ્મણોને દરબારમાં બોલાવ્યા. કાશ્મીરની આ દયનીય દશાનો ખ્યાલ આવતાં ભગવાન હટ્ટાથી પાછા કાશ્મીર ગયા. બ્રાહ્મણોને યાકુબે બોલાવ્યા તે પહેલાં થોડા સમયની આ વાત છે.

**કાશ્મીરમાં એક વિચિત્ર ઘટના.**

ભગવાનના કાશ્મીરમાં પુનઃ પધાર્યાના સમાચારથી ત્યાંની હિન્દુજનતા ખૂબ આનન્દમાં આવી ગઇ હતી. એવામાં એક સુશીલ બ્રાહ્મણ વિધવાનો એકનો એક દિકરો મુસલમાનોને હાથે માર્યો ગયો હોવાથી એનું શબ ત્યાંથી જતું હતું. એની પાછળ એની શોકવિહ્વલા માતા રૂદન કરતી દોડતી હતી. દૃશ્ય અતીશય કરૂણ હતું. ભગવાને પુછપરછ કરી વસ્તુસ્થિતિ જાણી લીધી અને એ બાલકના શબ પર પોતાની

કૃપાળુ દૃષ્ટિ ફેરવી એને જીવતદાન આપ્યું. દરેક જણને આથી આશ્ચર્ય થયું. શબવાહીઓ અને માતા ભગવાનના ચરણોમાં પડ્યા. માતાએ તો પોતાના પુત્રને તે ઘડીથીજ ભગવાનને અર્પણ કરી દીધો.

વિષ્ણુકૌલ નામે એક કુલીન, વિદ્વાન બ્રાહ્મણ આ પ્રસંગના સાક્ષી રૂપે ત્યાં ઉભો હતો અને ભગવાનની સાથે વાર્તાલાપ કરતો હતો. એને ભગવાનની આ દિવ્ય શક્તિના પ્રભાવથી ભગવાન માટે ખૂબ પૂજ્યભાવ પેદા થયો અને ત્યારથી એ ભગવાનનો અનન્ય ભક્ત બની ગયો.

આ ઘટના પછી થોડા સમયે બ્રાહ્મણોને દરબારમાં બોલાવવામાં આવ્યા. અને એમને મુસ્લીમ ધર્મ સ્વીકારવા માટે કહેવામાં આવ્યું. બ્રાહ્મણોએ થોડાક દિવસ એ ઉપર વિચાર કરવા માટે મુદત માંગી. રાજકર્મચારીઓએ એ આપી. એ સમય દરમ્યાન વિષ્ણુકૌલ બીજા કેટલાક બ્રાહ્મણોને લઇને આ સંકટમાંથી છુટવાનો ઉપાય પુછવા ભગવાન શ્રીચન્દ્ર પાસે ગયા.

**કાશ્મીરના રાજા યાકુબને એના પાપોની શિક્ષા**

ભગવાને આશ્વાસન આપતાં કહ્યું, "ગભરાઓ નહિ. પ્રભુ સહુ સારાં વાનાં કરશે. હિન્દુધર્મ ઇશ્વરને વ્હાલો છે એનો નાશ કરી નાંખવાની શક્તિ કોઇનામાં નથી. જ્યારે જ્યારે આ ધર્મ ઉપર આફત આવી છે ત્યારે પ્રભુએ સ્વયં અવતરીને એનું રક્ષણ કર્યું છે એ તમને માલુમ નથી? કેટલીક વાર પ્રભુએ પ્રતિનિધિ રૂપે આવીને આપણા ધર્મનું રક્ષણ કર્યું છે એ વાત કેમ ભુલી જાઓ છો? ઇશ્વર ઉપર પૂર્ણશ્રદ્ધા રાખો અને સ્વધર્મના રક્ષણ ખાતર પૂરેપૂરા ખુવાર થવા તૈયાર થઇ રહો. ધર્મ માટે ફના થવાનું આપણું ભાગ્ય ક્યાંથી? નક્કી માનજો કે રાજસત્તા જ્યારે ખૂબ અત્યાચાર કરવા માંડે છે

ત્યારે એનો અંત નિકટ આવે છે. યાકુબના દિવસ હવે ભરાઈ રહ્યા છે. ઇશ્વરેચ્છા હશે તો એવો સમય પણ આવશે કે કાશ્મીર પર રાજસત્તા પણ હિન્દુઓની થશે. જાઓ તમે જઈને યાકુબને કહો કે આજકાલ અમારા ગુરૂમહારાજ અહીં છે. એમને કોઈ પણ પ્રકારે આપ મુસ્લીમ બનાવો પછી અમે તો એમની પાછળ છીએ જ."

બ્રાહ્મણોએ ભગવાનની સલાહ પ્રમાણે કર્યું. યાકુબે પોતાના એક મંત્રીને ભ. શ્રીચન્દ્રને બોલાવી લાવવા મોકલ્યા. મંત્રી ગયા. ભગવાનની કુટીમાં પ્રવેશ કરતાંજ ભગવાનના દર્શન કરતાંજ મંત્રીની મનોવૃત્તિ બદલાઇ ગઇ. એને ભગવાનનું સ્વરૂપ બહુ વિલક્ષણ જણાયું. એ ભગવાનની નજીક નમસ્કાર કરી ચુપચુપ બેસી ગયો. ભગવાને એ મંત્રીના દેખતાંજ અગ્નિકુંડમાંથી એક સળગતું લાકડું ખેંચી કાઢયું અને એને જમીનમાં દાટયું. થોડા સમયમાં જ એ સ્થાને એક લીલું ઝાડ દેખાયું. આ ચમત્કારથી મંત્રી ખૂબ ભય પામ્યો.

એવામાં પણે યાકુબના પેટમાં ઓચિંતી ખૂબ પીડા થઈ આવી. એણે તરતજ મંત્રીને બોલાવવા એક નોકર ને દોડાવ્યો. પણ નોકરના આવતા પહેલાં ભગવાને એ સમાચાર મંત્રીને કહ્યા. આથી મંત્રીની શ્રદ્ધા ભગવાનપર સજ્જડ ચોંટી અને એને થયું કે યાકુબને પેટની પીડાનું કારણ પણ આમની અવકૃપાનું ફળ છે. માટે કોઈ પણ હિસાબે યાકુબને મહરાજ પાસે લઈ અવાય તો સારૂ કે જેથી એમની એ ક્ષમા માંગે અને પોતાનો પ્રશ્ચાત્તાપ જાહેર કરે.

અમાત્યે તરતજ મહેલમાં જઇ યાકુબને મહરાજની ક્ષમા માંગવા સમજાવ્યો. યાકુબે ત્યાંની ત્યાં શુદ્ધ મનથી મહરાજની ક્ષમા માંગી. ક્ષમા માંગી કે તરતજ એનું દર્દ મટયું એથી ભ. શ્રીચન્દ્રજી ઉપર યાકુબની શ્રદ્ધા ઘણી વધી. તરતજ એ ભગવાનની પાસે

આવ્યો. ભગવાને એને સમજાવ્યો. પ્રિય યાકુબ! ભગવાન સર્વદા ત્હમારી પાસે છે, એમ માનો, અને ત્હમારી પ્રજા એજ પરમાત્માનું સ્વરૂપ છે, એથી એની સેવા કરો. પ્રજાની સેવા કરવાથી પ્રભુની સેવાજ થાય છે. હિન્દુઓને પરાણે મુસલમાન બનાવવા એ પરમેશ્વર સાથે વિરોધ કરવા જેવું છે. દુનિયાના બધા ધર્મો પરમાત્માની પ્રાપ્તિના ઉપાયોજ સુચવે છે. આથી દરેકને પોતપોતાની રૂચી અનુસાર ધર્મમાર્ગ ગ્રહણ કરવા દો. રાજાને ઈશ્વરદત્ત જે અધિકારો મળ્યા છે તેનો ઉપયોગ સમજ પૂર્વક કરવો જોઇએ. ન્યાય રાજાનું જીવન અને અન્યાય એ એનું મૃત્યુ છે."

યાકુબે કહ્યું, "આપના ઉપદેશથી મ્હારૂં અંતઃકરણ સારૂં થયું છે. હવેથી હું આપના ઉપદેશ પ્રમાણે વર્તીશ પણ આ પહેલાં મ્હારા કરેલા પાપોનું શું પ્રાયશ્ચિત હોઇ શકે!

ભગવાન—યાકુબ જેમ અસાધ્ય રોગ માટે ઔષધિ મળતી નથી તેમ ત્હમારા પાપો એટલા બધા તીવ્ર બની ગયાં છે કે એમાંથી છુટવા માટે કોઇજ ઉપાય નથી કોઇ પ્રાયશ્ચિત્ત જણાતું નથી. એનું ફળ ત્હમારે અવશ્યમેવ ભોગવવું પડશે. ઈશ્વરના દરબારમાં ત્હમે રાજ ચલાવવા માટે નાલાયક ઠરી ચુકયા છો આથી થોડા વખતમાં ત્હમારા હાથમાંથી કાશ્મીરની સત્તા ચાલી જશે."

પોતાનું આ પ્રમાણેનું અવળું ભવિષ્ય સાંભળી ભયભીત થયેલો યાકુબ ત્યાંથી ગયો અને બન્યું એવું કે એજ વર્ષમાં અકબરે કાશ્મીર પર ચઢાઇ કરી. યાકુબ હાર્યો અને કાશ્મીરની ગાદી દિલ્હીના રાજ્યમાં મેળવી દેવામાં આવી. *

---

* પેલી વિધવા બાઇનો જે મૃતપુત્ર જીવતો થયો હતો તેના વંશના ૩૦,૩૫ ઘર આજે કાશ્મીરમાં છે. ઉપરોકત કથા એમના વંશધરો પાસેથી સાંભળીને લખી છે.

કાશ્મીરથી ભગવાન પંજાબમાં કાદરાબાદમાં આવ્યા.

**જહાંગીરને ભગવાનનાં દર્શન**

આ સ્થાન ગુરૂદાસપુર જીલ્લામાં દહેરાબાબા-નાનકની પાસે આવ્યું હતું. આજે એ સ્થળ ઉજ્જડ થઇ ગયું છે. આ જુના સ્મારકમાં એક માત્ર ખંડેર અવશિષ્ટ રહ્યું છે.

ભગવાન પંજાબમાં પધાર્યા છે એ વાતની ખબર જહાંગીર બાદશાહને કાને પહોંચી એટલે એ જાતે કાદરાબાદ ભગવાનના દર્શનાર્થે આવ્યા અને પોતાની સાથે લાહોર પધારવા વિનંતિ કરી. પણ તે વખતે તો એની વિનંતિનો ભગવાને સ્વીકાર કર્યો નહિ પણ પાછળથી એની ખૂબ આતુરતા દેખી. એ વારંવાર ભગવાનને તેડવા અનુચરો મોકલવા લાગ્યો ત્યારે ભગવાન લાહોર પધાર્યા. આથી જહાંગીર ઘણો ખુશી થયો અને ખરા મનથી ભગવાનની સેવા કરવા લાગ્યો. એક દિવસે ખુલ્લા દરબારમાં એણે ભગવાનની પધરામણી કરી કેમકે એથી રાજકર્મચારીઓ અને જનતા ભગવાનનાં દર્શન કરી શકે.

નિશ્ચિત સમયે ભગવાન દરબારમાં પધાર્યા. સાથે કમલાસન હતા. ભગવાને પોતાની ગોદડી એક બાજુએ રાખવાનું કમલાસનને કહ્યું. એણે એ રાખી. ભગવાનને બેસાડી સર્વ સભાજનો પોતપોતાને સ્થાને બેઠા એટલે સર્વની દૃષ્ટિ પેલીબાજુ પર પડેલી ગોદડી પર પડી. જોયું તો ગોદડીમાં એક ચમત્કાર થતો હતો. ઘડીમાં એ કાંપતી જણાય તો ઘડીમાં સંકુચાતી જણાય; વળી ઘડીમાં ફુલે અને ઘડીમાં ઉચી નીચી ઉછળે. પ્રેક્ષક વર્ગને લાગ્યું કે જરૂર આ ગોદડીમાં કોઇ જીવ છે. અને તે દુઃખ પામે છે. સર્વ સભાસદોએ ભગવા-નને પૂછ્યું પણ ભગવાને કાંઇ કહ્યું નહિ. પણ લોકોની વધતી જતી આતુરતાને શમાવવા જહાંગીરે વિનતિ કરી ત્યારે ભગવાને ગોદડીમાં રહેલા તાવને સંબોધીને કહ્યું,"ભાઇ જરા બ્હાર નીકળીને બાદશાહને ત્હમારો પરિચય કરાવો."

જ્વર ગોદડીમાંથી બાદશાહના શરીરમાં ભરાયો. તાવના બધાં ચિન્હો બાદશાહમાં જણાઇ આવ્યાં. આખરે બાદશાહે આ બલાથી પોતાને છોડવવા ભગવાનને પ્રાર્થના કરી.

ભગવાન—"એટલા માટેજ હું ત્હમને રોકતો હતો. સભામાં આવવાની વખતે મ્હને જ્વર આવવા જેવું લાગ્યું. તાવવાળો હું અહીં આવું તો વાતચીત બરાબર થાય નહિ તેથી મ્હેં જ્વરને આ કંથામાં થોડીવારને માટે રોકી રાખ્યો હતો અહીંથી ઘેર જઇને એને આવવા દેત." આ પછી ભગવાને જ્વરને પાછો કંથામાં દાખલ થવા આજ્ઞા કરી એટલે બાદશાહ નિરામય થઇ ગયો.

આ પછી જહાંગીર અને બાદશાહ વચ્ચે વાતચીત ચાલી.

જહાંગીર—"આપે ગૃહસ્થાશ્રમ કેમ કર્યો નહિ?"

ભગવાન—"પ્રજાની વૃદ્ધિ માટે ગાર્હસ્થ્ય જીવન કંઇક જરૂરનું છે. પણ મનુષ્યનુ વાસ્તવિક લક્ષ્ય વિષયવાસનાની પૂર્તિ તો આ જીવ પશુપક્ષિઆદી અન્ય યોનિઓમાં કરતો આવ્યો છે. માયિક વિષય જાળમાંથી છુટી પરમાત્માની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવામાંજ મનુષ્ય જન્મની સફળતા છે. આપ કહો આપે સાંસારિક વિષયોમાંથી શું મેળવ્યું!"

જહાંગીર—"હિન્દુ શ્રેષ્ઠ કે મુસલમાન?"

ભગવાન—"જેમનામાં ભૂતદયા વિશેષ હોય તે."

જહાંગીર—"પરમાત્મા કયાં છે? કેમ દેખાતા નથી?"

ભગવાન—પરમાત્મા સર્વવ્યાપક છે. કોઇ એક સ્થુલ વસ્તુ હોય કે જે અમુક સ્થળ રોકે અને અમુક કાળમર્યાદામાં એ આવી જાય એવી વસ્તુ આંગળીથી બતાવી શકાય. પરમાત્મા એ રીતે બતાવી શકાય એવી વસ્તુ નથી. આકાશ કોઇને બતલાવી

શકાય છે. આંખ વગેરે ઇન્દ્રિયોથી જે બતાવી શકાય છે તે બધું નશ્વર હોય છે. પરમાત્માને જોવા માટે આ ઇન્દ્રિયો કામ ન આવે. એ માટે દિવ્ય ચક્ષુ જોઇએ.

જહાંગીર—"દિવ્ય ચક્ષુ કેવી રીતે મળે?"

ભગવાન—"પરમાત્માની અનન્ય ભક્તિથી"

જહાંગીર—"ભક્તિ શી રીતે પ્રાપ્ત થાય?"

ભગવાન—"સત્ સંગતિથી"

જહાંગીર—"સંત કોને કહેવા?"

ભગવાન—"જેને ઇશ્વર સિવાય બીજા કોઈની પરવા ન હોય તેને."

જહાંગીર—"તો પછી આપ ગૃહસ્થોને ઘેર કેમ જાઓ છો?"

ભગવાન—"ત્હમારા જેવા પાગલોની ચિકિત્સા કરવા."

જહાંગીર—"કોઈને ચિકિત્સા કરાવવાની ઇચ્છા ન હોય તો?"

ભગવાન—"પરાણે કરીએ. પાગલની ચિકિત્સા કંઇ એને પુછીને કરવામાં નથી આવતી."

ભગવાનના આ નિર્ભય ઉત્તરો સાંભળીને બાદશાહ ખૂબ ખુશ થયો અને ભગવાનની પ્રશંસા કરતાં કહ્યું, "ભગવાન આપ જેવાને ધન્ય છે. આપે સાંસારિક વિષયોને લાત મારી છે."

ભગવાન—"ના ધન્યવાદ તો ત્હમને ઘટે છે. અમે તો સાંસારિક વિષયો ત્યજ્યા છે પણ ત્હમે તો પરમાર્થ ત્યજ્યો છે. એ તો સાંસારિક વિષયોથી ઘણો વધારે અગત્યનો છે." આ પછી કેટલેક વખતે ભગવાને લાહોરમાંથી જવાની પોતાની ઇચ્છા જાહેર કરી, ત્યારે જહાંગીરે એમને ઘણું ધન અર્પણ કર્યું પણ ભગવાને એમાંથી કશું સ્વીકાર્યું નહિ અને લાહોરમાંથી ચાલ્યા ગયા.

આ ઘટના વિ. સં. ૧૬૬૩માં બની હતી.

લાહોર વિ. ૧૬૪૫ માં કર્તારાયનો જન્મ થયો હતો. એમના પિતાનું નામ રાજારામ અને માતાનું નામ રત્નદેવી હતું. જહાંગીરના

**કર્તારાય** પ્રેમને લીધે ભગવાન લાહોરમાં રહેતા હતા તે દિવસો દરમ્યાન જનતા એમના ઉપદેશોનું નિત્ય-પ્રતિ શ્રવણ કરી એમની અનન્ય ભક્ત બની ગઈ હતી. આ સમુદાયમા યુવક કર્તારાય પણ રોજ આવતો. એને દેશરાજ કરીને એક મિત્ર હતો. કર્તારાયના કુમળા મગજ પર બીજાના કરતાં ભગવાનના ઉપદેશની ઉંડી અસર થઇ અને એનું મન વિરક્ત થવા માંડયું. એનું મન સંસાર પરથી ઉઠી જતું જોઈ માબાપે એનું જલ્દી સગપણ કરી નાંખ્યું અને લગ્ન લીધાં. જાન જવાનો દિવસ નક્કી થયો કર્તારાયે દેશરાજને જાનમાં આવવા નિમંત્રણ આપ્યું પણ એના પિતાએ એને રજા ન આપવાથી એ જાનમાં જઈ શક્યો નહિ.

પરમાત્માની ગતિ વિલક્ષણ છે! ઘડીમાં શું થવાનું છે એની ખબર પડતી નથી!! જે દિવસે બરાત [જાન] નીકળવાની હતી તે દિવસ દેશરાજ કંઈ કાર્યવશાત્ બહાર ગયો હતો. બહારથી આવતાં રસ્તામાં કોઇનું ઘર પડી ગયું. એની નીચે આવી જવાથી અકસ્માત્ દેશરાજનું મૃત્યુ થયું. ગામમાં હાહાકાર થઈ ગયો. આખરે સગાસંબંધીઓ ભેગા થઈ દેશરાજનું શબ સ્મશાનમાં લઈ ચાલ્યા. ઇશ્વરનું કરવું કે બરાબર એજ વખતે કર્તારાયની જાન ધામધુમથી ઘરમાંથી નીકળી. એક મિત્રને ત્યાં મંગળ વાજીંત્ર વાગતાં હતાં ત્યારે બીજાને ત્યાં સંબંધીઓનાં રૂદનની કારમી ચીસો સંભળાતી હતી. કોને ખબર કે દેશરાજ પોતાના મિત્રની બરાતમાં ન જઈ શકયો તેમાં મિત્રોને સદાનો વિયોગ નસીબે લખાયો હશે!

જે રસ્તે થઇને દેશરાજનું શબ જતું હતું તેજ રસ્તે થઇને કર્તારાયની જાન પસાર થતી હતી. સંબંધીઓનું હૃદયદ્રાવક કરૂણ રૂદન કર્તારાયને કાને પડયું અને એનાથી રહેવાયું નહિ. એ રથમાંથી ઉતરી પડયો અને ડાઘુઓની પાછળ સ્મશાન તરફ દોડયો. કર્તારાયના સંબંધીઓ વરરાજાના આ સ્મશાન તરફના અમંગલ સૂચક પ્રયાણથી

એની પાછળ પડયા અને એને ઘણા વાર્યા પણ માન્યું નહિ. એણે સ્મશાનમાં જઇને જોયું તો શબ એના પરમપ્રિય મિત્ર દેશરાજનું હતું. દેશરાજના આ રીતના અચાનક મૃત્યુથી એને ઘણો આઘાત થયો. એ ઘણું રડયો. સંસાર એને ઝેર જેવો લાગવા માંડયો. એ તરત ઉઠયો અને ત્યાંને ત્યાંજ એણે વરરાજાનો વેશ ઉતારી ફેંકી દીધો. કંઈ ચેન પડયું નહિ. કોઇનું માન્યું નહિ. ત્યાંથીજ એ ચાલી નીકળ્યો. આત્મશાંન્તિને માટે એણે ભગવાન શ્રીચન્દ્રજીને શરણે જવાની ઇચ્છા કરી અને એમની શોધમાં નીકળી પડયો. આખરે કાદરાબાદના જંગલમાં એને એમનો પત્તો લાગ્યો.

એની અનન્ય ભક્તિ અને સાચો વૈરાગ્ય જોઇ ભગવાને એને ચતુર્થાશ્રમની દીક્ષા આપી. ( વિ. ૧૬૬૩. )

**શ્રી સંગતદેવ**

કર્તારાયને એક શ્રી સંગતદેવજી નામે શિષ્ય હતા. એમને લોકો સત્ય શ્મશ્રુ પણ કહેતા. એમના પૂર્વાશ્રમનું નામ વિજયરાય હતું. વિ. સં. ૧૭૦૦માં ફીરોજપૂર જીલ્લાના ડરોલી ગામમાં ઉપલ જાતિના ક્ષત્રીય વિનયરાયને ઘેર એમનો જન્મ થયો હતો. ન્હાનપણથીજ એ ઇશ્વર ભક્ત અને સાધુસેવી હતા. એમની વાણીમાં એવું બળ હતું કે વિરોધીઓ પણ એમની વાતો સાંભળીને એમના પક્ષમાં આવી જતા. જ્યારે એ ગૃહસ્થ જીવન ગુજારતા હતા ત્યારે પણ એ સાધુ જેવાજ રહેતા હતા. લોકોનો એમના પર ખૂબ વિશ્વાસ હતો. ગામમાં કંઈ ટંટોફીસાદ જાગે તો લોકો ન્યાયાધીશની પાસે જવાને બદલે એમને સરપંચ નીમતા અને એમના ચુકાદાથી સર્વને સંતોષ થતો. અતિદુરાગ્રહીઓના મનને પણ એ પોતાની સમજાવવાની કુશળતાને લીધે ફેરવી શકતા હોવાથી લોકો એમને 'ફેરૂ' કહેતા [પંજાબી ભાષામાં 'ફેરૂ' એટલે બીજાના ચિત્તને બદલનાર એવો અર્થ થાય છે.] એમનું ફેરૂ નામ પડવાનું બીજું પણ કારણ મનાય છે.

એ પોતે ઘરનું કામ છોડી આમ લોકોની પંચાતો ચુકવવા માટેજ ફર્યા કરતા હોવાથી ઘરના માણસોએ ચીઢમાં એમને 'ફેરૂ' કહેવા માંડયા હોય અને તેથી એ નામ જાણીતું થઇ ગયું હોય!

સત્ય કહેવામાં એ કોઈની પણ દરકાર રાખતા નહિ. એક વખતે પોતાના સંબંધીઓને કોઇ એક જમીનદાર સાથે જમીનના સબંધમાં ઝગડો થયો. આમાં ખરી રીતે જોતાં સંબંધીઓનો વાંક હતો. વારંવાર પંચાયતો ભરી પણ કંઈ પરિણામ ન આવ્યું ત્યારે જમીનદાર પક્ષે વિજયરાયને સરપંચ નીમ્યા. જોકે વિજયરાય પોતાના વિપક્ષીઓના સગા હતા છતાં એ લોકોને એમના ન્યાય અને સત્ય પ્રેમ માટે પૂરેપૂરી ખાત્રી હતી. પરંતુ આ તરફથી વિજયરાયના સગાં વિજયરાયનું નામ પસંદ કરતા ન હતા કારણ કે પોતાનો વાંક હતો તેથી કોઈનીએ શરમ રાખ્યા વિના વિજયરાય પોતાની વિરૂધ્ધ ફેંસલો આપશે એવી એમને બ્હીક હતી. પરંતુ એ વાત એમનાથી જાહેર થઇ શકી નહિ અને પંચાયતમાં બધાની હાજરીમાં વિજયરાયનું નામ જાહેર થઇ ગયું એટલે લાચારીથી એમને કબુલ કરવું પડ્યું. પરિણામ ધાર્યું હતું તેજ આવ્યું. ફેંસલો સગાંઓની વિરૂધ્ધ પડયો. સગાં ચીઢાયાં પણ ગામના લોકો એના પર આફરીન થઇ ગયા અને એ દિવસથી એને સત્ય–શ્મશ્રુ કહેવા લાગ્યા, [શ્મશ્ર એટલે દાઢી. દાઢી મરદને હોય છે તેથી સાચ્ચો મરદ!! એ, એ ઉપનામનો અર્થ હતો.]

એ દિવસોમાં મહાત્મા કર્તારાય ફરતા ફરતા ડરોલી પધાર્યા. નગર બ્હાર મુકામ કર્યો. વિજયરાય એમના દર્શન કરવા આવ્યો. મૂળથી એમનું મન વિરક્ત હતું. માતાપિતાનો અત્યંત આગ્રહ હોવા છતાં એમણે લગ્ન કર્યું ન હતું. મહાત્માજીનાં દર્શન અને ઉપદેશ શ્રવણ કરતાં એમને લાગ્યું કે મ્હારો આખરી વિશ્રામ અહીંજ છે. એમણે મહાત્માની સેવામાં રહેવા આજ્ઞા માંગી પણ મહાત્માજીએ અનુમતિ આપી નહિ અને ઉલટા ત્યાંથી ચાલી નીકળ્યા.

વિજયરાયને આથી ઘણું દુઃખ થયું. પણ એ દઢનિશ્ચયી મરદ બચ્ચો હતો. સગાં સંબંધીઓની ના મરજી છતાં એણે ઘર છોડી દીધું અને ગુરુની પૂંઠ લીધી. ગુરુની મરજી નહિ હોવાથી એ ગુરુ આગળ પ્રત્યક્ષ થતા નહિ પણ છુપા છુપા પાછળ ચાલ્યા જતા, જ્યાં ગુરુ મુકામ કરે ત્યાં નજીકમાં એ મુકામ કરે. ગુરુને આ વાતની ખબર પડી ત્યારે એની વધુ પરીક્ષા કરવા એક દિવસે એક ભયંકર જંગલમાં ચાલ્યા ગયા. જંગલ બહુ ભયાનક હતું. કર્તારાયજીને ત્યાં ન જવા બહુ સમજાવવામાં આવ્યા પણ એમણે કોઈનું કહ્યું માન્યું નહિ. વિજયરાય પણ પાછળ પાછળ ગયો. રસ્તામાં એક ભયંકર સિંહનો ભેટો થયો. વિજયરાયને ગુરુભક્તિની ધુનમાં એ ભાન ન હતું કે પોતે કેવા ભયંકર સ્થળેથી પસાર થઇ રહ્યો છે. ગુરુજીએ દૂરથી વિજયરાયને જોયો અને એમનાથી રહેવાયું નહિ. સિંહ તો ત્યાંથી પસાર થઈ ગયો. ગુરુજીએ આવી વિજયરાયને પોતાને ગળે વળગાડયો અને કહ્યું, "બચ્ચા આજથી ત્હને હું સંગતદેવ બનાવું છું" (પંજાબી ભાષામાં સંગત નામ ભક્ત મંડળીનું છે. સંગતદેવ એટલે ભક્ત મંડળીનો આરાધ્ય–ગુરુ અથવા નેતા.) ત્હારી મારફત ઉદાસીન ધર્મની એક શાખા ચાલશે. એ દિવસેજ મુનિજીએ એને ઉદાસીન ચતુર્થાશ્રમની દીક્ષા આપી. ( વિ. સં. ૧૭૩૦ ).

શ્રી સંગતદેવ એક વર્ષ સુધી ગુરુ સેવામાં રહ્યા. પછી એમની આજ્ઞાથી લાહોરમાં ચુનીયાનગર ગયા. (એ નગર પંજાબમાં લંભા નામના પ્રાન્તમાં આવેલું છે.) ત્યાં કેટલોક વખત ધર્મોપદેશ કરી પોતે લાહોર જીલ્લાના "મીંઆ"નામના ગામમાં ગયા. ત્યાં એક આશ્રમ બંધાવ્યો અને અન્નક્ષેત્ર ચાલુ કર્યું.

એક વખતે ગુરુદેવ કર્તારાયના ગુરુભાઇ શ્રી ગુરુદત્તાનાં દર્શન કરવા પોતે કીર્તિપુર પધાર્યા. શિખગુરુ ગોવિંદસિંહે એમની ઘણી પ્રશંસા સાંભળી હતી તેથી એમના મનમાં ઘણા વખતથી એમના

દર્શન કરવાની ઇચ્છા હતી. પોતે કિર્તિપુર પધાર્યા છે જાણી ગોવિંદસિંહ કિર્તિપુર આવ્યા.

કાદરાબાદના જંગલોમાં કેટલોક વખત નિવાસ કર્યા પછી ભગવાન રામેશ્વરની યાત્રાએ જવા નીકળ્યા. પંજાબથી દિલ્હી ગ્વાલિયર, જબલપૂર, નાગપૂર, રામગિરિ અને ઉદકમંડ થઇને ભગવાન રામેશ્વર પહોંચ્યા. ત્યાં કેટલોક વખત રોકાઈ ધર્મોપદેશ કરતા કરતા લંકા પહોંચ્યા. લંકાથી નીલગિરિ આવ્યા. ત્યાંથી નાસિકની પાસે ટાકલી નામે ગામમાં પધાર્યા.

આ વખતે વિક્રમની ૧૬૮૦ની સાલ ચાલતી હતી. સમર્થ રામદાસ એ સમયે ટાકલીમાં હતા. એમની ઉમ્મર ત્યારે ફકત ૧૮ વર્ષની હતી. રામદાસનું જન્મનામ નારાયણ હતું. મનોવૃત્તિ વૈરાગ્ય પ્રધાન હોવાથી લગ્ન ન કરતાં તપોમય જીવન ગાળતા હતા. ભગવાન જ્યારે એમની પાસે પધાર્યા ત્યારે એમની તપઃક્રિયા ચાલતી હતી. ભગવાનને દેખી એમણે તરત ઉભા થઈ નમસ્કાર કર્યા. તપ સંબંધી કેટલીક વાતચીત થયા બાદ નારાયણે પૂછ્યું, "હવે આગળ મ્હારે શું કરવું?"

**સમર્થ શિક્ષણ.**

ભગવાન—જે કામ કરવા માટે ત્હમારો જન્મ થયો છે તે કામ હવે ત્હમારે કરવાનું છે."

નારાયણ—"મ્હારો જન્મ કયું કાર્ય કરવા માટે થયો છે તે મ્હને ખબર નથી. ભગવદ્ ભક્તિ કરવી એ સહુને માટેનુ ધ્યેય કાર્ય છે અને મ્હારે માટે પણ તેજ છે એમ હું તો સમજુ છું."

ભગવાન—"એ વાત સાચી છે. ભગવાનની ભક્તિ એટલે એમના સ્વરૂપની ભક્તિ. આ વિરાટવિશ્વ એ એમનું સ્વરૂપ છે. એની સેવા એ ભગવાનની સાચી ભક્તિ છે."

નારાયણ—"ભગવાન્! મ્હારા જેવો એક અલ્પ જીવ વિભુના વિરાટ સ્વરૂપની સેવા કરી શકે એ શક્ય છે.?"

ભગવાન–"સમગ્ર જગતની સેવા ગમે તેટલી પ્રખર વ્યક્તિ હોય તો પણ તેનાથી ન થાય એ વાત ખરી છે. પણ જગતનો જે ભાગ વિભુનો જે અંશ અનુકૂળ પડે તેને લક્ષ્ય બનાવી તેમાં જીવન પરોવી દેવું જોઇએ ."

નારાયણ–"મ્હારે કયો અંશ પસન્દ કરવો?"

ભગવાન–"જે ખંડમાં ત્હમે અવતીર્ણ થયા છો તે ખંડ અને તેમાંય જે પ્રાન્તના અન્ન અને જળ વાયુથી તમારો પિંડ પોષાયો છે તે પ્રાંત વિભાગ ત્હમારા કાર્યક્ષેત્ર માટે ત્હમને અનુકૂળ પડશે."

નારાયણ–"ત્યાં રહી શી સેવા કરવી?"

ભગવાન—"ત્હમને ખબર નથી કે ભારતને ખુણે ખુણે યવનો અધિકાર જમાવી બેઠા છે. એ માત્ર રાજસત્તા પ્રાપ્ત કરી શાંત બેસતા નથી પણ એમણે તો હિન્દુ સભ્યતાનું જડમૂળ ભારતમાંથી ઉખેડી નાંખવા માંડયું છે. એ માટે એમની સત્તાનો ઉપયોગ કરેછે. હવેતો એમના અત્યાચારની હદ આવી રહી છે.જ્યાં જુઓ ત્યાં ઠેરઠેર મન્દિરો તોડી પાડે છે ધર્મપુસ્તકો બાળી મુકે છે. આપણા આરાધ્ય દેવ રામ અને કૃષ્ણની જન્મભૂમિ અયોધ્યા અને મથુરાને અપવિત્ર કરી મુકી છે."

નારાયણ—"ભગવાન ! આપ પણ ત્યાગી છો. હું પણ એજ માર્ગે વળ્યો છું. શાન્તિથી ભગવદ્ ચિન્તન કરવાનું છોડાવી દઇ આપ મ્હને આ વિરાટ સેવાને બ્હાને પ્રવૃત્તિ માર્ગે વાળો છો. જંજાળમાં પડવાનું કહો છો અને એનેજ ભગવદ્ ભકિતનું નામ આપો છો એ શી રીતે સાચું છે? અને એમ કરવાથી લાભ શો?"

ભગવાન—'મ્હારૂં કહેવું સાચું છે અને એનાથી લાભ પણ છે. અત્યાચારીઓનો જુલમ જ્યારે ખૂબ વધી જાય છે ત્યારે લોકો સન્માર્ગથી ચ્યુત થાય છે. જગતમા ઉથલપાથલ મચી રહે છે. વિશ્વનું સાત્વિક વાતાવરણ તામસી બની જાય છે. સંસારની આવી સ્થિતિ થવાથી મહાપુરુષોની તપશ્ચર્યાદિ સાત્વિક પ્રવૃત્તિમાં વિઘ્ન

આવે છે તેથી મહાજનોની ફરજ છે કે એ સ્થિતિ સુધારવા પ્રયત્ન કરે. લોકોમાં સુધારો થતાં વાતાવરણ સુધરે અને વાતાવરણ અનુકુળ બનતાં સન્તો શાન્તિથી ભગવદ્ ધ્યાન કરી શકે. આ ઓછો લાભ છે? આ ભગવદ્ સેવા નથી? ત્હમે આ કાર્ય ઉપાડી લ્યો એવી મ્હારી ત્હમને સુચના છે."

નારાયણ—"મ્હારામાં દેશ અને જાતિની સેવા કરવાનું સામર્થ્ય જ ક્યાં છે?"

ભગવાન—"નહિ નારાયણ! ત્હમે ત્હમારી શકિતને ઓછી આંકોછો. ત્હમે **સમર્થ** જ છો. ત્હમે શ્રીરામના ભક્ત છો અને રામભકતમાં અસાધ્ય વસ્તુ પણ સાધ્ય બનાવવાની તાકાત હોય છે. હનુમાનજીનું દષ્ટાંત ત્હમારી આગળ મોજુદ છે. રામના દાસમાં હરેક કાર્ય કરવાનું સામર્થ્ય હોય જ."

ભગવાનના અમૂલ્ય અને ઉત્સાહ પ્રેરક વચનો સાંભળી યુવાન નારાયણમાં આત્મવિશ્વાસ ઉત્પન્ન થયો. પોતે ભગવાનનો આદેશ માથે ચઢાવ્યો પણ પ્રત્યક્ષ યુદ્ધભૂમિ પર જઇ યુદ્ધ દ્વારા યવનોનો સંહાર કરી હિન્દુધર્મનું રક્ષણ પોતે જાતે નહિ કરી શકે પણ કોઇ ક્ષત્રીય કુમાર મળી આવશે તો તેને તે માટે તૈયાર કરશે એમ જણાવ્યું.

ભગવાને કહ્યું, "એમજ થવાનું છે. શ્રીરામની એવીજ ઇચ્છાછે. એ ત્હમને યોગ્ય પાત્ર મેળવી આપી ત્હમારી ઇચ્છા પૂરી કરશે"

નારાયણ--"હમણાં મ્હારે તાત્કાલિક શું કરવું?"

ભગવાન—"જુઓ તપની ત્હમે પર્યાપ્તિ કરી ચુકયા છો. હવે ભાવિના કાર્યની ભૂમિકા તૈયાર કરવા તીર્થાટન શરૂ કરો. એથી દેશની દુર્દશા જોવાની પ્રત્યક્ષ તક ત્હમને સાંપડશે અને પૂર્વજોનાં પવિત્ર સ્થળોનાં દર્શન કરવાથી અંતઃકરણ વધારે પ્રદીપ્ત બનશે."

આ પછી કાર્યમાં કેટલીક સરળતા મળે તે ખાતર ભગવાને નારાયણને થોડુંક યોગજ્ઞાન આપ્યું.

આ અલૌકિક મહાત્માના જીવન સંબંધી કંઈક હકીકત જાણવાની સમર્થ રામદાસને ઇચ્છા થતાં ભગવાનની સાથે આવેલા એમના શિષ્ય કમલાસને ટુંકમાં માહિતિ આપી કે ભગવાન મ્હોટે ભાગે કાશ્મીરમાં નિવાસ કરે છે એમની જન્મભૂમિ પંજાબ છે. શ્રીરામચન્દ્રજીના વંશમાં એમનો જન્મ થયો છે.

સમર્થ મર્યાદાપુરુષોત્તમ ભગવાન શ્રી રામના અનન્ય ભક્ત હતા. મહારાજ શ્રીચન્દ્રજી પણ એમનાજ વંશના છે. એ જાણીને એમને ઘણો આનન્દ થયો.

થોડા દિવસ પછી ભગવાને ત્યાંથી પોતાનો મુકામ ઉઠાવવાની ઇચ્છા પ્રગટ કરી ત્યારે સમર્થને ઘણું લાગી આવ્યું પરંતુ કમલાસને એમને કહ્યું, "આપ એ વાતનો ખેદ ન કરો. આપને પુનઃ ભગવાનના દર્શન થઈ શકશે. આપ તીર્થ-યાત્રાએ નીકળો ત્યારે જરૂર કાશ્મીર પધારશો ત્યાં ગુરુ શ્રીચન્દ્ર ચુનાર નામની જગ્યા છે ત્યાં તપાસ કરશો. દર આષાઢી પૂર્ણિમાએ અમે બધા ઉદાસીન સન્તો ત્યાં ભેગા થઇએ છીએ. ભગવાન પણ તે વખતે ત્યાં પધારે છે. અમે બધા તે વખતે એઓશ્રીના અને એમની આજ્ઞાથી વેદ ભગવાનની પૂજા કરીએ છીએ. કોઇ વાર જો ભગવાન સ્વયં ત્યાં હાજર ન હોય તો એમને બદલે યજ્ઞકુંડની પૂજા કરીએ છીએ. એ દિવસ અમારો મહોત્સવનો દિવસ હોય છે. આપ જરૂર તે વખતે પધારશો. હું કે ગુરુજી કારણવશાત્ ત્યાં નહિ હોઇએ તો પણ અમારા ગુરુ ભાઇઓ આપની બરદાસ્ત કરશે."

સમર્થ— "હવે આપ અહીંથી ક્યાં જવા માગો છો, આપનો આગળનો શો કાર્યક્રમ છે?"

આનો ખુલાસો કરવાની ભગવાનની ઇચ્છા ન જણાતાં કમલાસન કંઇ બોલ્યા નહિ એટલે સમર્થે પોતાને માટે પૂછ્યું, "તો

પછી મહારાજ મ્હારા મનોરથની સિદ્ધિનું પાત્ર કોણ અને ક્યાં આગળ મળશે. ?"

ભગવાનને આકાશ સ્હામે જોયું. થોડીવાર ત્યાંજ દૃષ્ટિ થોભાવી પછી બોલ્યા, "ટુંક વખતમાંજ શિવનેરમાં શિવાજી નામે બાલક જન્મશે, એના દ્વારા ત્હમારા મનોરથની સિદ્ધિ થશે."

આ પછી ભગવાન ત્યાંથી ચાલી નીકળ્યા. ટાકલીથી ઇન્દોર બુન્દિકોટા, મથુરા, દિલ્હી અને કુરૂક્ષેત્રમાં થઇને ભગવાન બારક પહોંચ્યા. ત્યાં શ્રી અંગદના ઉત્તરાધિકારી અમરદાસ, રામદાસ, અર્જુનદેવ અને હરગોવિન્દદાસ એ ચારે જણે ભગવાનના દર્શન કર્યાં.

હરગોવિન્દદાસના મ્હોટા પુત્ર શ્રી ગુરૂદત્તાજીએ ભગવાન પાસે ઉદાસીન ધર્મની દીક્ષા લીધી (સં. ૧૬૮૭). એક વર્ષ સુધી બારકમાંજ એ ગુરૂની સેવામાં રહ્યા એ દરમ્યાન ગુરૂ પાસેથી એમણે યોગ ક્રિયાઓનું કેટલુંક જ્ઞાન મેળવ્યું. ત્યાંથી ભગવાન એમને સાથે લઇ શ્રીનગર પધાર્યા.

હવે સંસારમાંથી અંતર્ધ્યાન થવાનો ભગવાનનો નિશ્ચય થયો હતો તેથી આ વખતની ગુરુપૂર્ણિમાનું પૂજન પ્રત્યક્ષ પુજન તરીકે છેવટનુંજ ગણી ભગવાને પોતાના શિષ્યોને આખરી ઉપદેશ આપવા માંડ્યો.

શિષ્યગણ ! પ્રભુની અસીમ દયાથી હવે ત્હમારામાં આધ્યાત્મિક ઉન્નતિના શિખર સુધી પહોંચેલા અને ધર્મસેવા કરવામાં પરમ ઉત્સાહ ધરાવનાર મહાત્માઓની કમી જણાતી નથી. ત્હમે બધા એમના નેતૃત્વનીચે ધર્મ પ્રચારનું કાર્ય ચાલુ રાખજો. ભારતનો ખુણે ખુણો ફરી વળી યવનોના જુલમથી કચડાયલી હિન્દુ જાતિનો ઉદ્ધાર કરવા પૂર્ણ પ્રયત્ન કરજો. હિન્દુ જાતિ સ્વભાવતઃ ધર્મ પ્રધાન છે. એમનું જીવન ધાર્મિક ભાવોથી ભરેલું છે તેથી ત્હમે એ

ભાવોનો ઉપયોગ કરી લેજો. ત્હમારૂ કામ હવે સરળ છે. મ્હારો વિચાર હવે ક્યાંક એકાન્ત સ્થળમાં ચાલ્યો જવાનો છે. બારહ શ્રીનગર, ઢક્કા, પેશાવર વગેરે કેન્દ્રો હવે હું છોડી જાઉં છું. સંભવ છે કે કદાચ ભવિષ્યમાં આપણી મુલાકાત ન થાય. મ્હારો અંતીમ સન્દેશ એજ છે કે આ ધર્મપ્રચારની પરંપરા ચાલુ રાખજો.

ભગવાનનું આ પ્રમાણેનું પ્રવચન સાંભળી શિષ્યોમાં થોડો વખત ગમગીની ફેલાઈ ગઈ. છેવટે વૈરાગ્ય ભાવથી મન દૃઢ કરી કેટલાક શિષ્યોએ પુછ્યું કે ભગવાન આપની આજ્ઞા અમારે શિરોધાર્ય છે પણ કઇ પદ્ધતિએ અમે ધર્મપ્રચારનું કાર્ય ચાલુ રાખીએ એ કૃપા કરીને અમને નિશ્ચિત કરી આપો.

**ભગવાનની સંમતિથી પંચ પરમેશ્વરની સ્થાપના**

ભગવાન—"ત્હમે હમણાં પંચ પરમેશ્વરની સ્થાપના કરો. એમાં ત્હમારામાંથી ચાર અનુભવી મહાત્માઓને પસન્દ કરી એમને મંડલેશ્વર નીમો અને પાંચમા ત્હમારા ઉપાસ્ય દેવ. આ પાંચેને ઇશ્વર પ્રતિકૃતિ માનો અને મંડલેશ્વરોની આજ્ઞા પ્રમાણે ત્હમે ત્હમારા કાર્યનો આરંભ કરો."

---

* આ ચારમાંથી પુષ્પદેવને તો મંડલેશ્વર થવું બીલકુલ પસન્દ ન હતું પણ ભગવાનની સમક્ષ કંઇપણ બોલ્યા નહી અને પદ સ્વીકાર્યું. પણ પછી થોડાજ વખતમાં એમણે એ પદ છોડી દીધું. એ ખાલી પડેલું સ્થાન સ્વીકારવા ભક્તોએ શ્રી ભક્તભગવાનને વિનંતિ કરી. ભક્તભગવાને પુષ્પદેવજીનું કાર્ય કરવાનું કબુલ કર્યું પણ મંડળેશ્વર તરીકે તો પુષ્પદેવજીજ ગણાય એવી એમણે ઇચ્છા બતાવી. આ પ્રમાણે ભગવાનની સમક્ષ પંચ પરમેશ્વરની સ્થાપના કરી મંડલેશ્વરો નિયુક્ત કરવામાં આવ્યા હતા. તેની બરાબર વ્યવસ્થા અથવા સંગઠન પાછળથી ૧૯ મા સૈકાની આખરે ઉદાસીન સંપ્રદાયના આચુરૂપ પુણ્યશ્લોક શ્રી નિર્વાણ પ્રિયતમદાસજીએ કર્યું. એમણે પાછળથી છિન્ન વિછિન્ન થઇ ગયેલા આ પથાઓને એકત્ર કર્યા અને સંપ્રદાયનો ઉદ્ધાર કર્યો.

કમલાસન (અલમત્ત) બાલહાસ ગોવિન્દદેવ અને પુષ્પ દેવ એ ચાર ઘણા વખતથી ભગવાનની સેવામાં રહેતા હતા બધાએ એમનેજ પોતાના મંડળેશ્વર તરીકે પસન્દ કરી ભગવાનની સમક્ષ એમને નિયુકત કર્યા.

આ પ્રમાણે પૂર્ણ અને એકતાથી થયેલી યોજનાથી ભગવાનને સન્તોષ થયો અને એમણે આશીર્વાદ આપ્યો કે આ ચાર ઉપરાંત બીજા પણ કેટલાક પોતાની યોગ્યતાને લીધે પોત પોતાના શિષ્યો તરફથી ગુરુસ્થાને સ્થપાશે. શિષ્યો પોતપોતાના ઉપમંડળો સ્થાપી તેના અધીશ તરીકે એમને ગણશે.,,*

**ભગવાનની ચમ્બા યાત્રા**

આ પછી ભગવાન શ્રી નગરથી બારડ ગયા ત્યાં કેટલોક વખત રોકાયા પછી શ્રીગુરુદત્તાને સાથે લઇ ચંબા તરફ ગયા. રસ્તામાં ગુરુદાસ જીલ્લામાં આવેલા મમૂન નામના ગામમાં એક સુકાઇ ગયેલા પીપળાના ઝાડ નીચે બેઠા. એમના ચરણ એ સ્થળે પડવાથી સુકું ઝાડ લીલું થઇ ગયું. એ વૃક્ષ હજુ સુધી ત્યાં એજ સ્થિતિમાં છે. લોકો એની શ્રદ્ધાપૂર્વક પૂજા કરે છે. ભગવાને ચંબા પહોંચી ગુરૂદત્તાને પાછા ફરવાનું કહ્યું પણ એણે માન્યું નહિ એટલે ભગવાને એમને જેમ તેમ સમજાવીને વિદાય કર્યા. આખરે ભગવાનની આજ્ઞા માની એમને દુઃખાતે મને ભગવાનને એકલા છોડી ત્યાંથી નીકળવું

---

* ભગવાનની સમક્ષ જે ચાર મંડલપતિ નિયુકત કરવામાં આવ્યા હતા તે પહેલેથી ભગવાનના ચાર ધુણા સાચવતા હોવાથી એમનાં મંડળો "અગ્નિ કુંડના સાધુઓ" તરીકે ઓળખાય છે. અને પાછળથી બંધાયલા ઉપમંત્રીના અધિપતિઓ ભગવાનના આશીર્વાદ પ્રમાણે થયેલા ગણી એમની પ્રણાલિકાને "પુરસ્કારના સાધુઓ" કહેવામાં આવે છે.

પડયું. રસ્તામાં ભુતાનનિવાસી બ્રહ્મકેતુનાં એમને દર્શન થયાં. એ પણ ભગવાનના શિષ્ય હતા. એમણે ભગવાન વિષે પૂછ્યું. ગુરૂદત્તાએ ભગવાનના ચમ્બા પધારી ગયા વિષેની અને હવે પાછા નથી ફરવાના એ વાત નિરાશ વદને કરી. બ્રહ્મકેતુને ઘણા વખતથી ભગવાનના દર્શન કરવાની તીવ્ર ઇચ્છા હતી. એથી એ ત્યાંથીજ ચમ્બા તરફ ગયા. અને ગુરૂદત્તા કીર્તિપૂર ગયા. ત્યાં જઈ પાસેના પર્વત ઉપર પાંચ વર્ષ એમણે તપ કર્યું અને ત્યાંજ એમનો દેહાન્ત થયો. (સં. ૧૬૯૩) *

બ્રહ્મકેતુને ચમ્બામાં ભગવાનનાં દર્શન થયાં. ઘણે વર્ષે સદ્‌ગુરુનો સમાગમ થવાથી બ્રહ્મકેતુ પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યો. બરાબર ૧૨ વર્ષ સુધી એ ત્યાં ભગવાનની સેવામાં રહ્યા. એક દિવસે (સં. ૧૭૦૦) ભગવાન પ્રાતઃકાળમાં ઉઠી બ્રહ્મકેતુને સાથે લઇ ઐરાવતી (રાવી) નદીના તટપર ગયા અને ત્યાંથી સ્હામે પાર જવા માછીને મછવો લાવવા માટે બોલાવ્યો. હજુ પુરૂં સ્હવાર પડયું ન હતું. કેવળ ભરભાખળું હતું. લોકોની અવર જવર શરૂ થઇ ન હતી એટલે મછવો તૈયાર ન હતો. માછીને મછવા માટે બુમ મરાતી જોઈ કાંઠે બેઠેલા એક માણસે ભગવાનને ઓળખી જરા હસતાં હસતાં કહ્યું, "આપને મછવાની શી જરૂર છે! આપ તો ભગવાન શ્રી રામચંદ્રજીના વંશજ છો. રામે સમુદ્ર પર પાળ બાંધવા આખા સમુદ્રમાં પથ્થર તરતા મુકયા હતા તો શું આપ એક પથ્થર પણ નહિં મુકી શકો? આપ નથી તરાવતા અને માછીને હાંક મારો છો એ ઉપરથી લાગે છે કે પાણી પર પથ્થર તરાવી શકાયજ નહિ. ભગવાન રામ સંબંધીની એ વાતો પણ ખોટીજ હશે."

---

* ભગવાન ચમ્બા સુધી ફકત શ્રી ગુરૂદત્તાનેજ સાથે લઇ ગયા હતા તેથી ઉદાસીન સાધુઓમાં ગુરૂદત્તાનું સ્થાન ચાર મંડલેશ્વરો જેટલુંજ માનનીય છે. ગુરૂદત્તાની વય યુવાન હતી છતાં એમનું જીવન એટલું બધું સંયમી અને કડક હતું કે વૃદ્ધ મહાત્માઓ પણ એમના તરફ માનદષ્ટિ રાખતા હતા.

ભગવાનને લાગ્યું કે હું તો કદાચ આ કટાક્ષ ખમી ખાઉં પણ એથી શ્રી રામચંદ્રજીની કીર્તિને પણ ક્ષતિ પહોંચવાનો સંભવ છે. તેથી પોતે તરતજ ઉઠયા અને જે શિલા પર પોતે બેઠા હતા તેને નદીમાં ફેંકી અને પોતે એના પર આસન લગાવીને બેઠા. શિલા તરતી તરતી સ્હામે કાંઠે જવા લાગી. ભગવાન શિલા પરથી ઘાટીમાં થઈ ગાઢા અરણ્યમાં ચાલ્યા ગયા.

બ્રહ્મકેતુ આશ્ચર્યચકિત થઈ જોતોજ રહ્યો. ભગવાન ખરેખરા ગયા જાણી એને ઘણો ખેદ થયો. પોતે તરતજ મછવામાં બેસી સ્હામે પાર જઈ એજ ઘાટીમાં દાખલ થયો. ભગવાનને ખૂબ શોધ્યા પણ કંઈ પત્તો લાગ્યો નહિ એટલે નિરાશ થઈ ખાધા પીધા વિના બે દિવસ અને બે રાત સુધી બેસી રહ્યો. આખરે ભગવાન એની પાસે આવ્યા. દૂરથી ભગવાનને આવતા જોઈ બ્રહ્મકેતુ આનન્દ મગ્ન બની ગયો. ઉઠીને દોડયો અને ભગવાનના ચરણોમાં લોટી પડયો. ભગવાને એને પ્રેમથી ઉઠાડયો અને કહ્યું, "બચ્ચા હઠ ન કરો. મ્હારી ઇચ્છા હવે કેવળ એકાન્તમાંજ રહેવાની છે માટે તમે અહીંથી શાન્તિથી જાઓ. તમારા ગુરૂભાઇઓને જઇને મળજો અને તમે બધાય ધર્મ-પ્રચારની મ્હારી ઇચ્છા પૂર્ણ કરજો."

સં. ૧૭૦૦ ના પોષ વદ પાંચમનો એ દિવસ હતો કે જ્યારે ભગવાન છેલવેલ્લા બ્રહ્મકેતુને દર્શન દઇ અંતર્ધ્યાન થઇ ગયા. ઉદાસીન સાધુઓ એ દિવસને ભગવાનનો નિર્વાણ દિન માને છે. કેટલાક મહાત્માઓ એમ માને છે કે ભગવાન ચીરંજીવ છે. એમણે દેહ છોડયોજ નથી. હિમાલયની ઘાટીઓમાં કોઇક કોઇક મહાત્માઓને હજુ પણ એમનાં દર્શન થાય છે.

ભગવાને આપેલા આશ્વાસનથી બ્રહ્મકેતુની વ્યાકુળતા શમી. ભગવાનના અંતર્ધ્યાન થયા પછી એ ત્યાંથી પાછા ફર્યા અને કેટલોક વખત ચમ્બામાં રહ્યા. બાદ ફરતાં ફરતાં સં. ૧૭૦૧ ની આષાડી પુર્ણિમાને દિવસે શ્રીનગર આવી પહોંચ્યા. ત્યાં પૂજનાદિ થયા બાદ

એમણે સર્વ ગુરુભાઇઓને ભગવાનના અંતર્ધ્યાન થયાના સમાચાર આપ્યા અને ભગવાનનો અંતિમ સન્દેશો કહી સંભળાવ્યો.

**બ્રહ્મકેતુદ્વારા પોતાના શિષ્યોને ભગવાનનો અંતિમ સન્દેશ**

"જીવનને તપોમય બનાવવું એ દરેકનું કર્તવ્ય હોવું જોઇએ. લોકવાસનાની ગુલામીમાં જકડાઈ જઈ ત્યાગના ઉચ્ચ આદર્શ ને કલંકિત કરશો નહિ. આત્માની સ્વતંત્રતા માટે ખૂબ પ્રયત્ન કરજો. તમે જાતે પ્રકાશ પ્રાપ્ત કરજો અને અન્ધકારમાં પડેલા તમારા સાથીઓને પ્રકાશમાં લઇ જજો. એ માટે ઉપેક્ષા કરતા નહિ. એ પ્રકારની ઉપેક્ષા કેવળ મુર્ખતા છે. ગુરુ અવિનાશી મુનિના પવિત્ર લક્ષ્યને ભૂલશો નહિ. એમના કાર્યની પૂર્તિ માટે તીવ્ર પ્રયત્ન કરજો. તમારી કાર્ય પદ્ધતિમાં અહંકાર અને ફળની વાસનાને પેસવા દેશો નહિ. નિરહંકાર ભાવે અને પરિણામ માટે બેદરકાર રહીને અથવા ખરાબમાં ખરાબ પરિણામ ભોગવવા માટે પણ તૈયાર રહીને તમે તમારૂં કર્તવ્ય કરે જજો. યોગ ક્રિયાનું શિક્ષણ પરમ આવશ્યક છે માટે તે ચાલુ રાખજો.

ભગવાનનો અંતિમ ઉપદેશ ગદ્દગદિત કંઠે મુદ્દાસર શબ્દોમાં કહી શ્રી બ્રહ્મકેતુ ચુપ રહ્યા. સમગ્ર શિષ્ય મંડળીએ ભગવાનના જયજયકારથી આકાશ ગજાવી મુકયું.



# હિન્દુજાતિ પર ભગવાન શ્રીચન્દ્રજીએ કરેલા ઉપકારોનું દિગ્દર્શન.

૧૫૦ વર્ષ સુધી જીવોનું કલ્યાણ કરી ભગવાન એકાન્ત વાસ કરવા ચાલ્યા ગયા. ભગવાનના ચરિત્રાવલોકનથી એ સ્પષ્ટ જણાઈ આવે છે કે એમના ઉપદેશથી અસંખ્ય જીવોનું કલ્યાણ થયું છે. એમના જીવનથી પાંચ મહાન કાર્યની પૂર્તિ થયેલી જણાય છે. ચતુર્થાશ્રમની લુપ્તપ્રાય શ્રૌતશાખાને પુનર્જીવિત કરવાનું એમનું પ્રથમ કાય તપાસીએ તો આપણને જણાશે કે પોતે એવા કેટલાયે શિષ્યો પોતાના જીવનમાં જ પેદા કર્યા હતા કે જેમણે એમના ઉદ્દેશ્યની સિદ્ધિ માટે તીવ્ર પ્રયત્નો કર્યા હતા. શ્રૌતસમ્પ્રદાયને ઉન્નતિને શિખરે પહોંચાડવાનું અધિક સૌભાગ્ય ભગવાનના-અલિમત્તા બાલહાસ, ગોવિન્દદેવ અને પુષ્પદેવ એ ચાર શિષ્યોને છે.

આ સંપ્રદાયને આ રીતે મંડળોમાં વિભકત કરી વ્યવસ્થિત ગોઠવવામાં ભગવાને દુરંદેશી વાપરી હતી. એથી શિથિલ થતો શ્રૌત સંપ્રદાય પુનર્જીવન પામ્યો. એ સંગઠિત મંડળોદ્વારા હિન્દુ સમાજમાં ધર્મપ્રચારનું કામ વ્યવસ્થિત રીતે ચાલ્યું. ધાર્મિક સંગઠનથી સમાજનું સંગઠન કરવું અને સમાજ સંગઠિત થાય તો પછી રાજકીય સ્વાતંત્ર્ય પણ પ્રાપ્ત કરાય.

આ માટેજ એમણે ધર્મપ્રચાર માટે (૧) પંજાબમાં બારઠ (૨) કાશ્મીરમાં શ્રીનગર (૩) અફઘાનીસ્તાનમાં કાબુલ (૪) સરહદ પ્રાન્તમાં પેશાવર અને સિન્ધમાં નગરઠઠ્ઠા એ પાંચ સ્થળ નિયત કર્યા હતા.

એ વખતે મુખ્ય ત્રણ બાબતોએ હિન્દુધર્મને ધક્કો પહોંચાડયો હતો. એક શિવ-વિષ્ણુના અરસપરસના ઝગડા, બીજું તાંત્રિકોનું ધર્મને બહાને નૈતિક પતન અને ભોળી પ્રજાને ભોળવવાનો પ્રયત્ન અને ત્રીજું મુસ્લીમોના જુલ્મનો ભોગ બનવાનું અને સાથે સાથે એમની પીરપુજામાં પણ ફસાવાનું-આ ત્રણ બાબતો સ્હમજી લઇ એમાંથી હિન્દુઓને બચાવી લેવાય તો હિન્દુધર્મનું રક્ષણ થાય એમ હતું. એ ભગવાન શ્રી ચન્દ્ર જેવા કુશળ વૈદ્ય સ્હમજી ગયા હતા, અને એમણે તદનુકૂળ ઔષધ તૈયાર કર્યું હતું.

શૈવ-વૈષ્ણવોના કલહને સમાવવા સમભાવથી પંચદેવોપાસના કરવાનો એમણે સર્વને ઉપદશ આપ્યો. તાંત્રિકો દેવીની ભકિત કરતા અને પંચદેવોપાસનામાં શકિતની ઉપાસના પણ આવી જતી હોવાથી તાત્રિકોનું જોર ઓછું કરવામાં પણ એ ઉપાય ઠીક કામ આવ્યો. સિંધ અને કચ્છ તરફ વારંવાર દોડાદોડ કરી, અથાગ પરિશ્રમ લીધો તેનું ફળ પણ મળ્યું કે ભકતગિરિ જેવાને પલટાવી શકાગો અને ઉપરાંત હજારો લોકોને સત્ય તરફ વાળી શકાયા.

પીરોના ચમત્કારોથી ભોળી પ્રજાને પાછી વાળવા ભગવાનને પોતાને પોતાની યૌગિક શકિતઓનો ઉપયોગ કરવો પડતો અને પીર કરતાં પણ વિશેષ ચમત્કાર બતાવવો પડતો. લોકો ચમત્કારને નમસ્કાર કરતા. પીરો કરતાં પણ વિશેષ ચમત્કારો ભગવાનમાં જોઇ હિન્દુપ્રજા સત્યપંથ પર આવી જતી. એટલુંજ નહિ પણ એમના ભકત બનતા. રાજાઓ જાતે ક્રૂરતા વાપરતા અટકના એટલે હિન્દુ પ્રજા મુસલમાન બનતી અટકતી.

ભગવાને ધર્મપ્રચાર શરૂ કર્યો તે પહેલાં ઇસ્લામ ધર્મ પ્રચારકો અને ઇસ્લામ વિજેતાઓના મનમાં હિન્દુધર્મ માટે બહુ તુચ્છ અભિપ્રાય હતો. પણ એમના અલૌકિક ચમત્કારોની જેમ જેમ

એમને પ્રતીતિ થતી ગઈ તેમ તેમ એમને પોતાનો અભિપ્રાય ફેરવવો પડયો. હિન્દુધર્મનો નાશ કરવો એ સહેલી વાત નથી; લોઢાના ચણા ચાવવા બરાબર છે એવી એમની ખાત્રી થઇ.

ભગવાનની સાધારણ વાતચીતમાં અને ઉપદેશોમાં લોહચુમ્બકની માફક આકર્ષણ શક્તિ હતી. જે કોઈ એમનો થોડો પણ ઉપદેશ સાંભળે તે તરત એમનો અનન્ય શિષ્ય બની જતો, પછી એ હિન્દુ હોય કે મુસલમાન.

પોતે ન્હાના હતા ત્યારે પખ્ખો ગામમાં બાલમિત્રો સાથે રમતાં રમતાં પોતે કંઇ મિત્રોને ઉપદેશ આપી રહ્યા હતા ત્યાં એક મૌલવી આવ્યા. મૌલવીએ બે–ચાર પ્રશ્નો પૂછ્યા અને યથોચિત ઉત્તર સાંભળી એ આશ્ચર્યચકિત બની ગયા હતા.

સુલતાનપૂરના નવાબ દ્વોલતખાં લોદીએ એમનો ઉપદેશ સાંભળી પોતાની તમામ સમ્પત્તિ ગરીબોનાં દુઃખ દૂર કરવામાં વાપરી નાંખી હતી.

કાબુલમાં એમના મુખથી ઉપદેશ સાંભળી વજીરખાં રામ અને કૃષ્ણના પ્રેમમાં મસ્ત બની ગયો હતો. બાલક ધનરાયના નિર્દોષ મન પર ભગવાનના શબ્દોની એટલી ઉંડી અસર થઇ હતી કે એણે કૃષ્ણના પ્રત્યક્ષ દર્શન કર્યાં ત્યારેજ એ જંપ્યો.

કાબુલના બાદશાહ કામરાનને, ઢક્કાના રાજા બાકીને અને કાશ્મીરના શાસક યાકુબને એમણે ચમત્કારોથી પોતાના સેવકો બનાવ્યા હતા. એ ત્રણે હિન્દુધર્મના નાશ માટે જ પોતાનો જન્મ હોવાનું માની બેઠા હતા અને એ માટે અતિ ક્રૂર પ્રયત્નો કરતા હતા. પણ એ બધું પલટાઇ ગયું. ઉલટા એ હિન્દુધર્મના રક્ષકના ચરણોમાં નમતા આવ્યા. મતલબ કે હિન્દુઓની એટલી પડતી દશા આવી હતી ત્યારે એવા કટોકટીના વખતમાં ભગવાને બધાંના હૃદયમાં હિન્દુધર્મનું મહત્વ વધારી દીધું હતું.

આ પ્રમાણે ધર્મનો માર્ગ સાફ કરતાં કરતાં એમણે રાજકીય સંગઠન પર પણ ધ્યાન આપ્યું હતું. યાત્રા દરમ્યાન પોતે ઉદયપૂર પહોંચ્યા હતા અને રાજકુમાર પ્રતાપને ઉત્તેજીત કર્યા એટલુંજ નહિ પણ ત્યાંથી પાછા ફરતી વખતે પ્રતાપને પુનઃ એનો એજ ઉપદેશ આપી દૃઢ કર્યો હતો. પછી ૧૨ વર્ષસુધી લગાતાર યુદ્ધ કર્યા પછી રાણો જ્યારે બધી રીતે ખુવાર થયો અને નિરાશ થઇ યુદ્ધભૂમીમાંથી ન્હાસી છુટી સિન્ધ તરફ ચાલી નીકળ્યો ત્યારે એને આર્થીક મદદ કરવાની પ્રેરણા ભામાશાને એમણેજ કરી હતી. અણી વખતની એ મદદથી રાણાની જીત થઇ.

ટૂંકમાં એમના પાંચ કાર્યો જોઇએ તો (૧) શૈવવૈષ્ણવોના કલહોનું શમન (૨) તાંત્રિકોની અને પીરોની જાળમાંથી હિન્દુઓની મુકિત (૩) લોકોમાં સમભાવે પંચદેવોપાસનાનો પ્રચાર (૪) શ્રૌત સમ્પ્રદાય ને પુનર્જીવિત કર્યો (૫) અને રાજકીય સ્થિતિની સુધારણા માટે રાણા પ્રતાપમાં ઉત્સાહ પ્રેર્યો અને સમર્થ રામદાસ સ્વામીને રાષ્ટ્ર ભકિતનું મહાત્મ્ય સમજાવી શિવાજી જેવા હિન્દુ ધર્મરક્ષક શિષ્યને તૈયાર કરવા ઉપદેશ આપ્યો.

આ પાંચ મહાન કાર્યો જોતાં સાબીત થાય છે કે એમનું સમગ્ર જીવન દેશ અને જાતિની સેવામાંજ વ્યતીત થયું છે. ધર્મ-પ્રચારકો આગળ નિર્ભયતાનું દૃષ્ટાંત સમ્રાટ જહાંગીર સમક્ષ હિન્દુ ધર્મને શ્રેષ્ઠ કહીને પુરૂં પાડયું છે. પોતે ગમેતેટલા અગત્યના કામમાં એકાગ્ર ચિત્ત રાખીને બેઠા હોય પણ જ્યાં જાતિના ભલાની કોઈ વાત આવી કે બીજું બધુ ત્યાં આગળ ગૌણ બની જતું.

પોતે ઉત્તર કાશી પધારવાના હતા પણ સિન્ધની દુર્દશાની કથની સાંભળી એટલે ઉત્તરકાશી ઉત્તરકાશીની જગ્યાએ રહ્યું અને પોતે ઉપડયા સિન્ધ તરફ. પ્રખર જાતિપ્રેમ એ એમના સ્વભાવની વિશેષતા હતી.

જીવનભર એમણે ગુરુ અવિનાશી મુનિની આજ્ઞાનું પાલન કર્યું. એમના લક્ષ્યની પૂર્તિ કરી. એમના એ પરમ ઉપકારનો બદલો હિન્દુજાતિ કદિ વાળી શકશે નહિ.

યવન અત્યાચાર રૂપી ભમ્મરમાં પડેલી હિન્દુજાતિના સાચા કર્ણધાર! આપને અમારા વારંવાર પ્રણામ છે.!!!



# —:उदासीनमुनिशृङ्खला:—

ब्रह्मात्मजो बुधवरः, प्रथितो महात्मा,
स्तुत्यः सदा मुनिवरः, स "सनत्कुमारः"[1];
वीणाविभूषितकरः, सुरगेयकीर्तिः,
नः पातु "नारद"[2] मुनिः, भवतापहारी ॥१॥

"बाभ्रव्यो"[3] मुनिशार्दूलः,—"दालभ्योमान्य"[4] स्तपोधनः;
"जयमुनि"[5] र्जगद्वन्द्यः,—"सञ्जिवनश्च"[6] मोक्षदः ॥२॥

"देवो"[7] देवैः सदा सेव्यः,—"ह्यरविन्दो"[8] द्वयातिगः;
"गोविन्दश्च"[9] गवान्त्राता—शरणागत पालकः ॥३॥

"सहस्रभानु"[10] रेकाकी,—जगदज्ञाननाशकः;
"शतभानु"[11] "श्चित्रभानुः"[12], "वरदो"[13] विदतांवरः ॥४॥

"दिव्यो"[14] दिव्यगुणैःख्यातः,—"सुधर्मा"[15] धर्मरक्षकः;
"सुवर्ममुनि"[16] रुत्साही—वेदविद्याप्रचारकः ॥५॥

"आदित्यो"[17] विश्रुतोविद्वान्—"रामो"[18] विमलमानसः;
"भूरिसेनो"[19] "महासेनो"[20]—"हिमांशुः"[21] विगतामलः ॥६॥

२२ २३
वाचंयमश्च "गोपाल:"–"नारायणो" महामुनि:,
२४
" पद्ममुनि " महौजस्वी—वेदविद्याविशारद: ॥७॥
२५ २६
"कृष्ण:" सर्वत्रविज्ञात:,—"शिवदेव" स्तपोधन:,
२७ २८ २९ ३०
"ऋतुदेवो" "वामदेव:",—"तिलको" "गगनो" मुनि: ॥८॥
३१ ३२
"विबुधो" विबुधै: पूज्य:,—"सुदेवो" मुनिसत्तम:,
३३ ३४
"भूदेवो" भुवि सर्वज्ञ:—"शान्तो" मोक्षपरायण: ॥९॥
३५ ३६
"सत्यमुनी" स्तोमोक्षे,—"विधिदेवो" विशारद:,
३७ ३८ ३९
"निधिदेवो" मुनिश्रेष्ठ:—"विजन:" "सुजनो" मुनि: ॥१०॥
४० ४१ ४२
"श्रुतिसिद्धो" महाभाग:—"माधवश्च" "मनोहर:";
४३ ४४
"धर्मध्वजो" "जयध्वज:"—वेद वेदान्त पारग: ॥११॥
४५ ४६
"गिरिधर" स्तपोयुक्त:—"सत्यसन्धो"ऽतिशोभन:,
४७ ४८ ४९
"ब्रह्मदेवो" "विशालश्च"—"योगीन्द्रो" विजितेन्द्रिय: ॥१२॥
५० ५१ ५२
"रवीन्द्रो" भूतले ख्यात:,–"प्राज्ञ:" "श्रीशो" विचक्षण:;
५३ ५४ ५५
"देवेशश्च" "चिदानन्द:",–"सुज्ञान:" प्रतिभान्वित: ॥१३॥

५६ ५७
"विज्ञानो" ज्ञातलोकेशः—"शुद्धो" विगतवासनः;
५८ ५९
"विशुद्धा" शुद्धचेताश्च—"लोकेशः" पारिकाङ्क्षिकः ॥१४॥
६० ६१
"आचरणो" ऽतितेजस्वी—तत्त्वदर्शी "सुभूषणः"
६२ ६३
ब्रह्मैक शरणः "सिद्धो"—"नृदेवो" ऽश्च नरोत्तमः ॥१५॥
६४ ६५
नरश्रेष्ठो "नरेन्द्रश्च"—"देववान्" पारिकाङ्क्षिकः;
६६
वेदवेदान्त तत्त्वज्ञो—ब्रह्मवादी "प्रतापवान्" ॥१६॥
६७
"सुधाकर" स्तपोयुक्तः—सततं शुद्धमानसः,
६८ ६९
"रत्नाकरो" ऽतितेजस्वी "विज्ञो हीमकरस्तथा:" ॥१७॥
७० ७१ ७२
"देवरातः" "सुरातश्च", "विष्णुः" संसारसेवकः,
७३ ७४
"शंकरः" शास्त्रनिष्णातः, "हिरण्यो" ऽतिद्वयातिगः ॥१८॥
७५ ७६
"सुवेशो" मुनिशार्दूलः—"शिपुनि" र्जितेन्द्रियः;
७७ ७८
"मदनजि" न्महौजस्वी—"ह्यालोको" लोकशिक्षकः ॥१९॥
७९ ८०
"सुलोको" ज्ञातवेदान्तः,—"सुकिर्ति" मुनिपुङ्गवः;
८१ ८२
पुण्यकिर्ति" महाभागोः, "लोकपालो" महामुनिः ॥२०॥

८३ ८४ ८५
"निमाहः" सर्वशास्त्रज्ञः, "सुयत्नः" "सुनयो" "ऽभयः";
८६ ८७ ८८ ८९
"रोचिष्णु" "दीपनो" विद्वान्,-"सुतेजाः" "सुतपाबुधः" ॥२१॥
९० ९१
वाचोयुक्तिपटु "श्चन्द्र" "त्रिनयनो" महामतिः ।
९२ ९३
"हरिनारायणः" पूज्यः--सर्वाग्नीनः "सुलोचनः" ॥२२॥
९४ ९५
"प्रलोचन" मुनिर्विज्ञः "ब्रह्मबोध" स्तु शास्त्रवित्;
९६
अधीतवेदवेदाङ्गः--वागीशो "विरजा" मुनिः ॥२३॥
९७ ९८
"सुजन्मा" सर्वलोकज्ञः—"सुशर्मा" पुण्यमानसः;
९९ १००
प्राज्ञ "सुधाम" शापास्त्रः, "त्रिलोकश्च" प्रियंवदः ॥२४॥
१०१ १०२
विशुद्धहृदयो "भीष्मः—"सुखदो" विरजस्तमाः ;
१०३ १०४ १०५
"मंगलः" "पुण्डरीकश्च" "जिनानन्दो" विचक्षणः ॥२५॥
१०६ १०७ १०८
"महेशो" दीप्तिमान्धन्यः-"शक्तिः" "शान्तिः" प्रियंवदः
१०९ ११०
"हंसो" धवलसर्वाङ्गः—"सुसङ्गः" पुण्यमानसः ॥२६॥
१११ ११२ ११३
"असङ्गो" दक्षिणो "विज्ञः" "कृतार्थो" निर्जितेन्द्रियः;
११४ ११५ ११६
"सुबोधः" शास्त्रनिष्णातः, "कुण्डलोऽथ" बृहद्रथः ॥२७॥
११७
ज्ञातनिःशेष भूगोल "सुरथो" भ्रमणप्रियः,
११८ ११९ १२०
"सुवर्चाः" शोभनो" मौनी "हारितः" शास्त्रकोविदः ॥२८॥

१२१ १२२ १२३
"सुमना" ब्रह्मदत्तश्च, ज्ञानराशि "स्तपोधनः"

१२४ १२५ १२६
"शुचिः" पूर्णो," महाभागः "हर्षणस्तु" समर्द्धकः ॥२९॥

१२७ १२८
"तोषणो" विश्रुतो लोके—दीर्घदर्शी "दिवाकरः"

१२९ १३०
सुचितः" द्युतिमान्धीरः—"सुवृत्तः" पूतमानसः ॥३०॥

१३१ १३२
शमवित्तो" ब्रह्मवादी, "सुभनो" विरजस्तमाः

१३३ १३४
"प्रियंवदो"ऽति गंभीरः, "श्वेतकेतु" महामनाः ॥३१॥

१३५
अधीतवेदवेदाङ्गः "विधूतो" धौतकल्मषः,

१३६ १३७ १३८
"सुधन्वा" "प्रस्तवो" दान्तः, "वीतहव्यो" महामुनिः ॥३२॥

१३९ १४० १४१
"रुद्धजवः" "पिजवनः" "उदयो" मुदितः सदा;

१४२ १४३
"स्वप्रकाशः" "स्वतःसिद्धः" कोविदेषु विचक्षणः ॥३३॥

१४४ १४५
"प्रभाकरो" दूरदर्शी—"च्यवनो" मोक्षशिक्षकः

१४६
"शामप्रियो" गीतदक्षः—वीणावादनविश्रुतः ॥३४॥

१४७
"लोकप्रियो" महाभागः, देशकल्याणचिन्तकः

१४८
प्राज्ञः "प्रभुप्रसादो"ऽथ शरणागतरक्षकः ॥३५॥

[१४९]
विज्ञातासारसंसारः—ह्यो "हरिनिरूपमः"

[१५०]
"नहुषो" ब्रह्मविद्यायाम्—चतुरः सर्वशास्त्रवित् ॥३६॥

[१५१] [१५२]
"विश्वश्रवा" स्तपोयुक्तः—"सुयशाः" शुद्धमानसः

[१५३]
"धर्मसेतु" रधर्मस्य—नाशाय बहुयत्नवान् ॥३७॥

[१५४] [१५५]
"चित्रकेतु" र्विशालाङ्गः, "लक्ष्मीर्" स्तुतपोधनः,

[१५६]
"सुमेरु" रचलोनित्यम् मोक्षधर्मपरायणः ॥३८॥

[१५७] [१५८]
प्रगल्भो "हरिगंभीरः" "ऋषिरामो" द्वयातिगः;

[१५९] [१६०]
"चतुर्भुज"स्तत्त्वदर्शी, "भास्करो" लोकशिक्षकः ॥३९॥

[१६१]
"रामरति" र्महौजस्वी वेदवेदान्तपारगः;

[१६२] [१६३]
"अतीतो" मुनिशार्दूलः, "वेदो" वेदोपकारकः ॥४०॥

[१६४]
"अविनाशी" मुनिर्दान्तः, तपसा दग्धकल्मषः,

प्रज्ञाताखिलविद्यानां, भवभारापहारकः ॥४१॥

"श्रीचन्द्रदेवो" मुनिराजमान्यः श्रेयप्रदानात्प्रथितो वदान्यः

दिग्वृन्दविस्तारियशोवितानाद्भूचक्रवालं विशदं वितेने ॥४२॥

---

